# મેઅંરાજુસ્સઆંદહ

## ભાગ ૧ લો.

જેની અંદર

નફસની બીમારીયો અને તેના ઇલાજોનું બયાન છે.


છપાવી પ્રગટ કરનાર

**હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલ**

અધિપતી રાહેનજાત અને નુરેઇમાન

તફસીર, તોહફતુસ્સાએમીન, દુરરેબેબહા વી૦ વી૦ ના કર્તા.



અહેમદઆબાદ-ઠે૦પાંચપટ્ટી.

કીંમત રૂ. ૧ાા    પોસ્ટેજ બે આના    આફ્રીકા ચાર આના.

તા૦ ૧૫ મી માહે સફર સન ૧૩૨૩ હી૦

સન ૧૯૦૫ ઇસવી, સંવત ૧૯૬૧ વી૦

ફક્ત ૯૪ નકલ છાપી છે.




# મેઅરાજુસ્સઆદતનું સાંકળીયું.

# મેઅ્‌રાજુસ્સ આદાબ

યાને



નેકબખ્તીની મેઅ્‌રાજ.



## બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ.

## અલહમ્દોલિલ્લાહે રબ્બીલ આલમીન અલ્લાહુમ્મ સલ્લેઅલા મોહમ્મદ વઆલે મોહમ્મદ.

ખીદમતે મોઅ્‌મેનીન વશીઅયાને આલે **તાહા** વયાસીનમાં આ ખાકસાર ઉમ્મેદવારે રહમતે ગફ્ફાર **હાજી ગુલામેઅલી હાજી ઇસમાઇલ** અરજ કરેછે કે **"મેઅ્‌રાજુસ્સ-આદાબ"** નામની ફારસી કીતાબ એક મોહટા આલીમ અને મુજતહેદ જનાબે મુલ્લા અહમદ ઇબ્ને મોહમ્મદ મહેદી ઇબ્ને અબીઝર નીરાકી અઅલલ્લાહો મકામોહુએ જનાબે મરહુમ વ મગફુર શાહેઇરાન ફતેહ અલીશાહ તાબસરાહના ઝમાનામાં તસનીફ કરી છે; એ સાહેબે એનો દીબાચો બહુજ ઉમદા તઅરીફ કરવા લાએક લખેલ છે જેહમાં લખે છે કે ફુરસદ બહુજ કમ અને અનેક જાતના ગમ હોવા છતાં ખુદાએ કદીરથી મદદ અને અઇમ્મએ માઅસુમીન સલવાતુલ્લાહે અલયહીમ અજમઇનની અરવાહે મુકદ્દસાથી કુમક ચાહીને એ કીતાબ લખી છે; અને ઉમ્મેદ છે કે તમામ બીરાદરોને પસંદ આવી સર્વે સાહેબોને ફૈઝ મળે;

આ ખાકસાર કહે છે કે જ્યારે શીઆહ ઇસનાઅશરી **શાહે ઇરાન**ના ઝમાનામાં કીતાબ લખનાર બુઝુરગ લખે છે કે કેટલી જાતની ફીકર અને મુસીબતમાં છું, તો આ ઝમાનો કે ગુજરાતીમાં દીની કીતાબોને ઉત્તેજન આપનાર ન કોઈ બાદશાહ છે, ન અમીર ઉમરાઇસ તો વીચારો કે મનમાં જે જે બાબતો હોય તે કેવી રીતે પુરી થાય ?

વળી શૈતાન નાબકારના ફરેબ વીગેરે બાબતોથી મનની મુરાદ પુરી થવા પામતી નથી, લખાણ માટે કેટલીક બાબતો જરૂરી છે.

૧–એકાંત જોઇએ, ૨–ઠંડુ દીલ જોઇએ, ૩–તમામ હથીયાર મવજુદ હોવાં જોઇએ,

૪-આડી અવળી ફીકર ન જોઈએ, ૫-ફુરસદ અને રાહત જોઈએ. જ્યારે એટલી બાબતો નસીબ થાય, તો ઉમદા ઉમદા મ્હોટી મ્હોટી કીતાબોમાંથી ચુંટી ચુંટીને લખાણોના મુસવ્વેદા કરી, ફીને ફરી તપાસી ઈબારત શીરીન બનાવીને છપાવાય તો તેની ખરી ખુબી અને હકીકી લીજ્જત મળીને દીલ બાગ બાગ થાય; એ કીતાબમાં બયાન ઘણું લંબાણુ અને ખુલાસાથી છે, પણ અમોએ એ કીતાબમાંથી ઇન્તેખાબ કરીને કેટલીક બાબતો ખુલાસા કેટલીક પુરી લખીને આનુ નામ પણ "મેઅરાજુસ્સઆદાહ" રાખ્યું, ઉમ્મેદ છે કે ખુદાવંદે કરીમ આને કબુલ કરી બીરાદરોને ફેઝ પહોંચાડે. અગર કોઇ જગ્યાએ ભુલ જોવામાં આવે તો સુધારીને સવાબમાં દાખલ થવું.

---

# બાબ પહેલો.

## ફસલ પહેલી--બંને જહાનની સઆદત (નેકબખ્તી) ની ચાવી.

આએ બીરાદરે મેહરબાન જાણ કે બંને જહાનની સઆદતની ચાવી પોતાના નફસને ઓળખવાથી છે; કેમકે પોતાના નફસને ઓળખવાથી તમામ જહાનના માલીકને ઓળખવાનું બને છે, જેમકે હકતઆલા કુરઆનમાં ફરમાવે છે **"સનોરીહીમ આયાતેના ફિલઆફાક વ ફી અનફોસેહિમ હત્તા યતબય્યના લહોમુલ હક"** યાઅને નજીક છે કે તમોને તમારા નફસની અંદર, મારી પોતાની કુદરતે કામેલાની નીશાની બતાવંશ કે જેથી તમો મને ઓળખશો કે પરવરદીગાર હક કોણ છે. હઝરત રસુલે ખુદા સ૦ થી મનકુલ છે કે **"મન અરફા નફસહુ ફકદ અરફા રબ્બહુ"** યાઅને જેણે પોતાના નફસને ઓળખ્યો તેણે પોતાના ખુદાને ઓળખ્યો અને એ બાબત જાહેર અને આશકાર છે કે જે કોઇ પોતાના નફસને ઓળખી ન શકે તે બીજાને કેવી રીતે ઓળખી શકે? કેમકે તારા નફસ કરતાં વધારે નજીક તારી પાસે કોઇ ચીઝ નથી, તો જ્યારે પોતાની પાસેની ચીઝને ઓળખીશ નહીં તો છેટેની ચીઝોને કેવી રીતે ઓળખવાનો?

**તુકે દરઈલમે ખુદ ઝબું બાશી=આરેફે કીરદીગાર ચું બાશી***

એટલે જ્યારે પોતાને પોતેજ સમજી શકતો નથી તો તારા પેદા કરનારને કેવી રીતે જાણી શકીશ? જે વખતે ઇનસાન પોતાને ઓળખે અને જાણે છે તો નેક બાબતો અને સારી ચાલચલણ અને નેક અખલાક (સારી આદતો) તરફ શોખ વધતો જાય છે અને તેથી ખરાબ બાબતો અને બુરી ખસલતોથી દીલ બેઝાર થતું જાય છે, જે વખતે ઇનસાન પોતાને ઓળખે તો સમજે છે કે હું આલમે મલકુત (આખેરત) નું એક જવાહર (હીરો) છું, મને આ દુન્યાની અંદર મોકલેલ છે તો વીચારમાં એને ફીકરમાં પડી જાય છે. કે અર આવા જવાહરને નકામો રાખી બરબાદ કરી નાંખવા માટે મોકલેલ નહીં હોય એવા ઉંચી કીમતના ગૌહર (હીરા) ને આ ખાકી શરીરમાં જે ગોઠવેલ છે તે વગર કામે નાહક ગોઠવેલ નહીં હશે, તો એવા એવા ખીયાલ થઇ તેને શા કામ માટે મોકલેલ છે તેની શોધ કરવાને તૈયાર થાય છે અને થોડે થોડે કરી મનઝીલ ઉપર પહોંચે છે.

પણ કોઇ વખતે ઇનસાન સમજે છે કે મેં પોતાને ઓળખેલ છે, તો અએ બુરાદર એવું વગર દલીલે શરઇ રસ્તા વગર પોતાની મેળે પોતાને એવો સમજી જવાથી, હરગીઝ હરગીઝ ખરી હકીકત પામવાનો નથી, અએ અઝીઝ યાદ રાખ એવું ઓળખવું સઆદત નીચાવી થનાર નથી અને એવી ઓળખાણ મનઝીલે મકસુદમાં નહીં પહોંચાડે કેમકે એવી રીતની ઓળખાણ તો હયવાનોમાં પણ છે, તો તેમાં અને તારામાં શો ફેર રહ્યો ? તુ જાહેરમાં પોતાને એટલુંજ ઓળખી શકે કે બે હાથ પગ મોઢું આંખો વીગેરે મને છે અને હયવાન પણ એટલી ઓળખાણ રાખે છે તેમજ અંદરના ભાગને પણ તુ એટલુંજ ઓ-ળખી શકે છે કે જે વખતે ભુખ લાગે ખાવાનું ઇચ્છે છે જે વખતે કોઇ તારા ઉપર ગુસ્સો કરે તો તેનો બદલો લેવાની પયરવીમાં રહે છે શહવત ગલબો કરે તો તે દફે કરવાનો ઉપાય કરે છે વીગેરે વીગેરે તો એ બાબતો પણ હયવાનમાં છે તો વીચાર અને ફીકર કરે કે મારામાં અને હયવાનમાં કઇ બાબતમાં ફેર રહ્યો !

અને જ્યારે તારી સમજ એટલીજ છે તો કયા હક અને મરતબાથી હયવાન ઉપર ફખર કરે છે ? કયા કારણથી તેઓ કરતા પોતાને અફઝલ સમજે છે ? અને જો એમજ હોય તો પછી ખુદાએ જે ફરમાવેલ છે કે "વ ફઝ્ઝલનાહુમ અલા કસિરિમ મિમ્મન ખલકના" યાઅને અમોએ અમારી ઘણી ખલકત કરતા આદમના ફરજંદોને ફઝીલત આપી છે, તો જો અગર ઇનસાન અને હયવાન એક હાલતમાં હોય તો ખુદાના આ ફરમાનને કેવી રીતે સમજવું ? એટલુંજ નહીં પણ ઘણા હયવાન એવાં છે કે ઇનસાન કરતા વધારે સારા છે તેનુ શી રીતે સમજવું ?

તો તને લાઝીમ છે કે એ બાબતની ખોજ અને તપાસ કર કે જેથી તને ખબર પડશે કે તું કોણ છો અને કયાંથી આવ્યો અને કયાં જઇશ ? અને આ થોડા દીવસની દુન્યામાં આવવું શું ફાયદો પહોંચાડશે, અને આ હાથ પગ વીગેરે શા માટે તને આપ્યા અને ઘણી બાબતોની શક્તિ અને કુદરતની લગામ તારા હાથમાં શા માટે સોંપી છે? અને જાણ કે તારી સઆદત (નેક બખ્તી) કઈ બાબતમાં છે અને સઆદત શું ચીજ છે. અને જાણ કે તારી અંદર કેટલીક સીફાતો મલાએકની છે કેટલીક હયવાનની છે કેટલીક ફાડી ખાનાર જનાવરોની છે, એ સરવેને સાથે શા માટે રાખી છે, તો જે વખતે તે તમામ સીફાતોના ફાયદા અને નુકસાનની ખબર પડશે અને કઈ કઈ સીફતને કયા કયા અમે કેવા ઉપયોગમાં લેવી તેથી માહીત થઇશ તે વખતે તેનાપર અમલ કરીને ફતેહમંદ થઇશ.

## ફસલ બીજી પોતાની પીછાનત.



અગર પોતાને પીછાનવા ચાહતો હોતો જાણ કે દરેક શખસને બે ચીજથી પેદા કરેલ છે એક તો જાહેરી અંગ જેને તન કહે છે, અને તન ગોશ્ત, ચામડી, રગ વીગે-રેથી બનાવેલ છે અને જાહેરમાં એજ ચીજો જોવામાં આવે છે. હવે બીજી ચીજ 'નફસ' જેને "રૂહ" કહે છે બલકે "જાન" "અકલ" "દીલ" પણ કહે છે, તે એક એવું "જવાહર" મુજરરદ (એકજ જેમાં બીજી ચીજનો મેળ નહીં તે)છે કે જેની તાઅરીફમાં

ગવહર (હીરો) કહીયે તો પણ ચાલે, અને તે જવહર બહુજ ઉંચી કીંમતનું ગણાય છે બલકે અમુલ્ય મોતીથી વધારે કીંમતી છે, જે મલાએકા અને ઓકુલે કુદસીયાહમાંથી છે, (જેનું વધારે વર્ણન આગળ કરશું) તેને ખુદાએ પોતાની કુદરતે કામેલાથી કેટલીએક મસ-લેહતના સબબથી આ જાહેરી તનમાં નાખી આપસમાં મેળવી આપેલ છે બલકે ગોયા આ તનના પીંજરામાં તે રૂહને અમુક મુદ્દતના એક કેદી તરીકે રાખી કે જ્યાં સુધી મુદ્દત પુરી ન થાય ત્યાં સુધી તેમાંજ રહે અને મુદ્દત પુરી થઈ કે તરત કેદખાનામાંથી નીકળી પોતાને અસલી ઠેકાણે જવાની.

"નાજી" કહે છે દુન્યાના કેદીમાં અને આ કેદીમાં ઘણો ફેર છે કેમકે દુન્યાનો કેદી જ્યારે કેદથી મુક્ત થયો તો ગોયા રાહત અને આરામમાં આવ્યો, પણ આ તનના પીંજ-રાનો કેદી જે રૂહ છે તેના માટે બે બાબત છે યા તો આ કેદખાનામાંથી નીકળીને જન્નતે આલીશાનમાં જે લાખો કરોડો જાતની નેઅમતો અને રાહતો છે ત્યાં પહોં-ચવાનો, યા તો આ કરતા લાખો કરોડો દરજાની સખત મુશીબતો અને બલાઓ અને અઝાબ છે તેમાં દાખીલ થવાનો. પછી લખે છે એ રૂહને જાહેરી આંખોથી જોઇ શકાતી નથી પણ બાતેની બસીરત (તેજ) થી જોવાઇ શકાય છે તો જાન, રૂહ, દીલ, અકલ, આદમી ઇનસાન જે કહે તે આનેજ કહે છે.

જાણવું કે બદન (તન) છે તે રૂહના હથીયારછે, જેમકે લાકડું ઘડવું હોય તો કે-ટલીક જાતના હથીયાર વગર ઘડી ન શકાયા તેમજ રૂહને જે કામ કરવા હોયતે હાથપગ આંખ કાન વીગેરે વગર થઇ ન શકે, અને રૂહને વધારે ઓળખવી હોય તો આ દુન્યામાં ઓળખી નહીં શકાય કેમકે હજરતે રસુલે ખુદા સ૦ ને રૂહની હકીકત પુછી તો હજરતે જવાબ આપ્યો નહીં, તે વખતે ખુદા તરફથી જવાબ મળ્યો કે—"વસઅલુનકા અ-નિરરૂહે કોલિર રૂહ મિનઅમ્રે રબ્બી" યાઅને તમારી પાસે રૂહનો સવાલ કરે છે તો કહો કે રૂહ છે તે મારા પરવરદીગારનો "અમ્ર" (હુકમ) છે, અને તેથી વધારે બયાન કરવાની રજા મળી નહી, પણ જો ઇનસાન જે વખતે પોતાના નફસને કામીલ કરે અને બદનથી ઇલાકો ઉપાડી લીયે અને એકદમ આખેરત તરફ રજુ કરે તો બનવાજોગ છે કે રૂહની કાંઇક માઅરેફત મેળવી શકે.

## ફસલ ત્રીજી રૂહ વીશે વિશેષ હકીકત.

જાણવું જોઇએ કે જે કાંઇ બયાન થયું તેથી માલુમ થયું કે ઇનસાનને બદન શીવાય બીજી પણ એક ચીજ છે અને તે રૂહ છે, અગરચે તેને જાણવી ઓળખવી અને પીછાનવી મુશકીલ છે પણ ઉંડી નજરે તહકીક કરે તો તેને કાંઇક ખબર પણ પડે છે, પણ તે એવી રીતે કે દુન્યાની કેટલીક ચીજોથી દીલને પાક અને સાફ કરે અને હયવાની શીફાતો વીગેરે છે તેને દુર રાખે અને જે જે ખરાબીયોથી દીલના આઇના ઉપર ઝંગ (કાટ) ચડી ગીએલ છે તેને સાફ અને ચળકતુ કરે કોઇ કોઇ વખતે એ આડીઅવળી ચીજોથી આંખો બંધ કરી પોતાના મહબુબે હકીકી પાસે ખીલવત (એકાંત) કરે અને બરાબર ધ્યાન આપી દીલ ઠેકાણે રાખી આખેરત તરફ મન ખેંચી ખાલીસ પણાથી મુના-

જાતમાં મશગુલ થાય, અને કોઇ કોઇ વખતે તેમી અજાએબ મખલુકાત કે કેવી કેવી ચીજો અને બાબતો બનાવી છે તે તરફ ધીયાન આપી વીચાર કરે તેની એવી કુદરતે કામેલા અને કેવો જાહોજલાલ અને હુકુમતોશાન તરફ જુવે તો એવી એવી બાબતો એને ઉપાયથી અજાણતા તેના માટે નુરાની હાલત થવાનો અને અકલમાં વધારો થઇ સમજણ ખુલવાની અને તેથી પોતે પોતાને ઓળખશે કે મારી જગ્યો આ ન હોય અહીંયાજ મારે રહેવાનું ઠેકાણું નથી મારૂં મકાન તો બીજુજ છે આતો એક ખ્વાબ (સ્વપ્ના) ની માફક છે પણ તે ખ્વાબની અંદર ઇનસાન કેટલીક ચીજો અને નવીન નવીન બાબતો જુવે છે લોકો સાથે વાતો કરે છે પણ જેને કાંઇ નુર હાસીલ થયું હોય તો તે શખસ ખ્વાબમાં તે આલમે મલકુત (આખેરતની જગ્યો) માં પહોંચી ત્યાંથી કેટલીક બાબતોની બાતની મેળવે છે અને આઇંદા થનારી બાબતથી આગાહ થાય છે પણ એવી બાબતો જાગતી હાલતમાં નસીબ થતી નથી.

અને બીજો રસ્તો એ કે ઇનસાનને તમામ જાતના ઇલમ અને કારીગીરીની કુદરત છે કે જે ચીજ સીખવા ચાહે તે સીખી શકે છે અને તે ઇલમના સબબથી તે ચીજ હકીકતમાં શું છે તે પણ સમજે છે કેટલીક વખત જો ઉંડા વીચારમાં અને ફીકરમાં પેસે તો થોડીજ વારમાં મશરીકથી મગરીબ (ઉગમણુથી આથમણુ) બલકે પાતાળ સુધી પહોંચી જાય છે અને તેનું તન તો આએ ખાક ઉપરજ ઉભુ હોય છે અને તે બાબત જરા આસાન છે કે જરા વીચાર કરે કે સમજે છે. હવે જ્યારે ખબર પડી કે દરેક જણમાં રૂહ અને બદન મળેલ છે તો ઇનસાન હયવાન ઉપર મોટો દરજો ધરાવે છે તેનું કારણ શું છે તે તપાસવાનું છે તેનું એક કારણ તો આ છે કે ઇનસાનની રૂહ છે તે મલાએકએ મુકદ્દસામાંથી છે અને એ રૂહ માટે આ તન એક સ્વારીની માફક મુકરરર કરેલ છે કે તેના થકી જ્યાં ચાહે ત્યાં સ્વાર થઇને ફરે હરે છે અને આએ દુન્યામાં તે સ્વારીપર બેસીને એક મ્હોટા વેહપાર માટે આવેલ છે કે પોતાની મુસાફરીની મુદતમાં બનતી કોશીશે સારો સારો માલ ભેગો કરી પોતાના વતનમાં જાય અને તે પોતાનું વતન આખેરત છે.

હયવાન કરતાં ઇનસાનની વધારે બુઝુરગી છે તેનું એક કારણ એ પણ છે કે ઇનસાન બોલે અને સમજે છે, અને શરીર છે તે ફાની થવાવાળું છે તેને કાયમપણું નથી, મરવા પછી સાંધા અને જોડ એક બીજાથી જુદા થઇ જવાના છે, અને એક લાંબી મુદત સુધી કે તે કયામત છે ત્યાંસુધી એમજ રેહશે, અને કયામતમાં તે તમામ ભાગ ભેગા કરીને હીસાબ અને સવાબ તથા અઝાબ માટે હતા એવા દુરસ્ત કરી હશ્રના મયદાનમાં લાવશે; અને રૂહ છે તે તેને ફના થવાપણું અથવા ખરાબ થવાપણું નથીજ, આ બદનની અંદરથી બાહેર નીકળશે તોપણ તેના માટે બીલકુલ બગડવાપણું નથી; જે વીગ્ને કુરઆનથી સાબીત છે, અને બદરની લડાઇમાં હઝરતે રસુલે ખુદા સ૦ શહીદોને ફરમાવ્યું કે "હલ વજદતુમ માવઅદકુમ રબ્બોકુમ હકા" યાઅને અએ બદરમાં શહીદ થએલાઓ તમોને ખુદાએ વાયદો કરેલ તે મુજબ પામ્યા ? ખુદાના વાયદાને હક અને રાસ્ત જોયો ? આ સાંભળીને અસહાબોએ અરઝ કરી યા હઝરત આ લોકો તો મરી ગયા છે તે શું સાંભળતા હશે ? હઝરતે જવાબ આપ્યો અલબત્તા તેઓ સાંભળે છે અને

તમારા કરતા વધારે સમજ રાખે છે તો જાહેર છે કે તેઓના ધડ જે કપાએલા પડમા હતા તેઓ કાંઇ સાંભળતા ન હતા બલકે તેમાં જે રૂહ હતી તે સાંભળતી હતી. હવે સાબીત થયું કે ઇનસાનમાં બે ચીજને છે એક હમવાનની સીફાત બીજી મલાએકી સીફાત તો તે બંન્ને એક સાથે મળેલી હોવાથી દરેક સીફાતને તેના મકામ અને મવકામાં વાપરવી, જો મલાએકી સીફાતને દુન્યાની અંદર આખેરતની ચાહના અને ફીકર હોય તો તે ત્યાં જવાની મુન્તેજારીમાં રહી દુન્યા તરફ ખાહીશ રેહતી નથી અને જો એ મલાએકી સીફાતને આખેરત તરફ રજુ ન રાખતા દુન્યામાંજ મશગુલ કરી તો તે પોતાને ઠેકાણે જવાની ખાહીશ નહી રાખે તેમ તે દરજે પહોંચશે પણ નહીં અને જો પોતાના હકીકી ઠેકાણાની તરફ ધ્યાન રહે તો અગરચે આ દુન્યાના કેદખાનામાં છે તો પણ એટલો ફૈઝ પહોંચશે કે દીલ નુરાની થતું જશે અને દુન્યાની મોહબ્બત ઓછી થતી જશે અને દીલ રોશન થઇ અંદરનો ભાગ સાફ અને પાક થશે એટલે સુધી કે મરવાનો વખત આવે ત્યાં અંધારાના તમામ પરદા દુર થઇ જવાના અને આ આંખોપર જે હીજાબ (આડ) રાખેલ છે તે નીકળી જઇ જે ચીજો જોઇ શકતો ન હતો તે જોવાનો અને તમામ જાતની મુસીબતો અને ગમી દુર થવાની અને જે જે બાબત અને ચીજ માટે અફસોસ કરતો અને ગુસ્સો ખાતો તે તો રેહવાનીજ નહીં અને ખુશી ઉપર ખુશી રાહતપર રાહત પહોંચવાની હરહર ઘડી હરહર પળ હરહર લહજામાં નુર ઉપર નુર તાજી તાજી રોશની અને ચમક પહોંચવાની અને એકાદરે ઝુલ જલાલ તરફથી એવા એવા ફૈઝ અને એવી એવી ખુબીઓ મળવાની કે એના સબબથી દુન્યામાં હોવા છતાં દુન્યાના તમામ ઇલાકા તુટી જઈ દીલ એવું પાક સાફ થવાનું કે દુન્યામાં હોવા છતાં એ ઉપર મુજબ અજબ હાલત થવાની કે આંખોના પરદા ઉઠી જઇ અજબ અજબ બાબતો જોવાનો.

"નાજી" અરજ કરે છે કે આ ઉપરથી એવો વહેમ ન થાય કે જ્યારે આંખોના પરદા ઉઠી જાય તો ખુદાનો દીદાર થતો હશે અથવા ખુદાની સાથે મળી જવાતુ હશે અને જ્યારે એવી હાલત થઈ તો પછી જાહેરી ચીજો નમાઝ રોઝાની કાંઇ જરૂરત નથી તો એવો એતેકાદ રાખનાર મલઊન ખબીસ શયતાનનો ભાઇ ગણાય છે એવો પણ તરીકો શયતાનના ફરેબથી નીકળેલ છે કે કહે છે ખુદાની એવી માઅરેફત હાસીલ થાય કે તેમાં મળી જઇએ તો નમાઝ રોઝાની જરૂરત નથી "મઆઝ અલ્લાહ" તોબા તોબા નજરૂજખને પાણી કેમ લેવું તે નાપાક જગોને પાક કેવી રીતે કરવી તેની તો બાઇસાબને ખબર નથી અને ખુદાની પાસે મળી જવાનો દાવો કરી કહે નમાઝ શું ચીજ છે ? તેની અમોને શી જરૂરત છે ? વલ્લાહે બીલ્લાહે આવા કુફરના કલામ કાઢનાર દુશમને ખુદા વ રસુલ છે, એટલુંજ વીચારો કે હજરતે રસુલે ખુદા મોહમ્મદ મુસ્તફાસ૦ તથા જનાબે અલીયે મુરતઝા રઝીઅલ્લાહોઅન્હ ફીદાએ કરતા તો કોઇને વધારે માઅરેફત નથી અરે વધારે શું તેઓના મુકાબેલામાં એક જરા બરાબર પણ નથી તો તેઓએ એવું કશું ફરમાવ્યું નથી કે નમાઝની જરૂરત નથી બલકે હ૦ રસુલે ખુદા રાતના ઉભા રહી એટલી નમાઝ પડતા કે પગ સુજી જતા અને એવી સખતી ઉઠાવાથી ખુદાએ ખીતાબ કર્યો કે "યા અય્યોહલ મોઝ્ઝમ્મેલો કોમિલયલા ઇલ્લાકલિલા" તેનો મતલબ એકે અએ મારા હબીબ તુ રાતના બંદગી માટે જે તકલીફ ઉઠાવે છે તે એટલી તકલીફ ન ઉઠાવ બલકે થોડી ઓછી

તકલીફ ઉપાડ એ ખીતાબ થવાથી હજરતે એ બાબતની હા પાડી નહીં બલકે એવો જવાબ આપ્યો કે "માઅબદનાકા હકકં એબાદતેક" એનો ખુલાસો એ કે અએ મારા માઅબુદ તુ કહે છે તે તારી મેહરબાની પણ હકીકતમાં તો તારી ઈબાદતનો જે હક છે તેવી રીતે મારાથી બંદગી થઇ શકતી નથી. તો જ્યારે રસુલે કરીમ આ મુજબ ફરમાવે ત્યારે એવી રીતે ઈબાદત કરે નમાઝ પડે અને બીજાઓ આલતુ ફાલતુ દુન્યા અને પેટના બંદાઓને એવી મારફત ક્યાંથી મળતી હશે ! કે જેથી નમાઝ પણ માફ થઇ જાય હા હું ભુલ્યો ખરી વાત છે માઅરેફતના જાહેરી માઇના ઓળખાણ થાયછે તો તે માઅરેફત શયતાનની હશે ખરી અને શયતાન સાથે જે જે માઅરેફત હાસીલ કરે તો તેના માટે નમાઝ રોઝાની જરૂરત રેહતી નથી બલકે શાયદ શયતાન હરામનો ફતવો આપતો હશે. તો જ્યારે અહીંયાંજ એવી હાલત થવાની કે અજબ અજબ ચીઝો જુવો તે વખતે માલ અને અયાલ (બાલ બચ્ચા) એક ભાર તરીકે માથે બોઝો દેખાવાનો ફક્ત જરૂરત મુજબ તેઓ સાથે મેળાપ રાખવાનો બાકી હરહાલમાં તે આખેરત તરફ ધ્યાન રેહવાનું અને પોતાના તન અને બદનથી દીલગીર રેહવાનો અને તે હમેશાની જગ્યોની સફરનો ઉમ્મેદવાર રેહવાનો અને ઝબાને હાલથી આ મુજબ કેહવાનો.

**હીજાબેચેહરા જાંમીશવદ ગુબારેતનમ=ખુશાદમીકેઅઝીં ચેહરા પરદા બરફગનમ**

મતલબ એ કે આએ બદન મારી જાનની આડો પરદો છે તે પરદો ઉઠી જાય તો હું રાજી થાઉં,

અને એ હાલતે પહોંચે તે વખતે તેનું બદન તો આ ખાક ઉપર હરે ફરે અને રહે છે પણ દીલને કરાર આવતો નથી દીલ આલમે અફલાક તે હમેશાના જાવીદાની મકાન તરફ ફર્યા કરે છે અને ખુદા શીવાય બીજી ચીજ તરફ દીલ લાગતુ નથી બીજી વાત ગમતી નથી તેના તરફના રસ્તા સીવાય બીજે રસ્તે ચાલતા મન થતુ નથી એટલે સુધી કે આખર મલએ અઅલા (આખેરતની મ્હોટી જગ્યા) માં પહોંચે છે તે માલીકની કુરબ (નજીક) ની મહફીલમાં પેસે છે, અને એવી ચીજ પામે છે કે ન કોઈ આંખે જોઇ હોય તેમ ન કાને સાંભળી હોય ન કોઇના દીલમાં તેનો ખીયાલ પણ થયો હોય અને કીતાબે ઇલાહીમાં જે જે બાબતોના ઇશારા છે તે તમામ જુવેછે જેમકે **ફલા તાઅલમ નફસા માઅખફાલહુમ મિનકુરરતા અઅયોનિન** યાને એ ઝખીરો (સંગ્રહ) જે તેઓ માટે સાંકરી રાખેલોછે તેને કોઇ જાણતું નથી અને તે એવી ચીજોછે કે આંખો નુરાની કરેછે

## ફસલ ચોથી બદન અને રૂહની બીમારીઓ વિશે.

હવે એટલી તો સમજણ પડી કે ઇનસાનની અંદર રૂહ અને બદન બે ચીજ છે અને એ બન્ને મળીને ઇનસાન થયો એ બન્ને માટે સુખ દુખં અને રંજ રાહત વીગેરે છે તેમજ બીમારી અને સેહત (તંદુરસ્તી) પણ બંનેને છે પણ તે બને માટે જે જે બીમારી અને તેના ઇલાજ છે તેમાં બહુજ તફાવત છે જે વીશે આગળ જાણશો.

**પહેલું**—બદન (શરીર) ની બીમારીનો ખુલાસો એ છે કે જાહેરમાં જે દરદ થાય છે જેમકે તાવ આવવો માથુ દુખવું વીગેરે વાગેરે કે જેથી બદન દુબળુ થઇ કમ જોર થઇ જાય છે અને જે જાહેરની લીઝ્‌ઝત છે તેના ફૈઝ અને મજાહથી મહરૂમ રહે છે અને તેનો ઇલાજ. ન કરવાથી હલાકતને દરજે પહોંચે છે અને તેના ઇલાજ માટે "ઇલ્મેતીબ" (હીકમત, વૈદક) એ ઇલ્મ નીકળ્યા છે કે જેથી તે થતી બીમારીઓને અટકાવે અને થાય તો તેને દફે કરે.

**બીજી રૂહ**—ની બીમારીનો હાલ એ છે કે ઇનસાન જે બદકામ અને ખરાબ ફેઅલ કરે છે તે જેમકે બખીલી, શીરકપણું, કુફરપણું, બુગઝ, કીનો, કપટ, વીગેરે વીગેરે કે તેથી રૂહની બદબખ્તી અને હલાકતનું કારણ છે, તો જેવી રીતે બદનની બીમારીથી દુન્યાની નેઅમતોની લીઝ્‌ઝત મળતી નથી તેવીજ રીતે રૂહને બીમારી હોવાથી આખેરતની નેઅમતોની મજાહ મળતી નથી અને સારી લાગતી નથી તો જ્યારે એ નેઅમતો જે હકીકી અને ખરી છે તેજ કડવી અને ખરાબ લાગે તો તેનો ઉપયોગ પણ નહીં થાય અને જ્યારે તેનો ઉપયોગ થયો નહીં તો તેના સબબથી જે ખાસ મરતબે પહોંચવાનું છે તે દરજે કદી નહીં પહોંચાય.

"નાજી" કહે છે જેમકે કોઈ શખસને સખત બીમારી હોય અને તાવ પણ આવતો હોય એવી બીમારીમાં તેની સામે ઉમદા ઉમદા મીઠાઇ તથા ખાણા વીગેરે રાખે તો તેને કડવા ઝેર જેવા લાગવાના અને તેનાથી મોહું ફેરવી લેવાનો પણ જો સારી રીતે સહીહ સલામત હોય તો તે ચીજોની ખાહીશ કરશે અને જો કાઇ સામે લાવીને રાખશે તો તેનું એહસાન માની બહુજ ખુશીની સાથે ખાશે. તેમજ જેની રૂહને બીમારી હોય જેમકે અહલેબએતની મોહબ્બત ઓછી હોય અથવા ન હોય, ઝીના, શરાબ, નાટક, વીગેરે બીમારીમાં ગીરફતાર હોય અને તેની સામે આખેરતની નેઅમતો, નમાઝ, રોઝા અને મજલીસ એ ચીજો બતાવે તો તે પેહલા તાવવાળાને બોરયાની ઝરદો જેગ કડવો ઝેર જેવો લાગે અને મોહું ફેરવી લેવાનો અને કડવો લાગવાનો તેથી નમાઝ નહીં પડે રોઝા નહીં રાખે અને મજલીસમાં નહીં જાએ. પણ નફસની બીમારી નહીં હોય તો એટલી તો શીરીન લાગી મજાહ મળવાની કે નમાઝનો વખત થયો કે તરત પડવાનો રોઝા મહીનો આવ્યો કે રોઝા રાખવાનો મજલીસનું નામ સાંભળ્યું કે તરત મજલીસમાં જવાનો.

પછી લખે છે કે રૂહને બીમારી ન હોય તો મલાએકની સીફાત હાસીલ થઇ હઝરતે બારી તઆલાની નજીકને દરજે પહોંચે છે અને નજાત મળી રૂસ્તગાર થવાય છે, રૂહની બીમારી અને તેના ઇલાજ છે તેના માટે પણ એક ઇલ્મ છે જેને "ઇલ્મે અખલાક" કહે છે તો જેમ હીકમતની કીતાબો વૈદક શાસ્ત્ર અને ડાક્તરી સીખીને બદનનો ઇલાજ કરે છે તેમ રૂહની બીમારી માટે ઇલ્મે અખલાક સીખીને રૂહની બીમારીનો ઇલાજ કરવો જોઇએ બદન માટે જેવી રીતે જુદી જુદી જાતની બીમારી માટે જુદીજુદી ઓળખાણ અને તેની જુદી જુદી દવા છે તેમજ રૂહની બીમારી માટે પણ છે અને તે ઇલ્મે અખલાક વીશેનીજ આ કીતાબ છે તો તે ઇલ્મ લખવામાં આવે છે જેને વાંચી સમજીને અમલ કરે તેને એ ઇલ્મ તેની શક્તિ અને અકકલ મુજબ હાસીલ થવાનો.



## ફસલ પાંચમી–રૂહ અને બદનની બીમારી વીશે વધારે ખુલાસો.

જે વખતે ખબર પડી કે રૂહની બીમારી સખત છે, અને તેના પણું ઇલાજ છે તો એએ બીરાદર રૂહની બીમારીને હલકી અને આસાન ગણીશ નહીં અને તેના ઇલાજને રમત સંમઝીશ નહીં; અને ખરાબ અખલાકના નુકશાન અને તેથી થતી ખરાબીઓને થોડી માનીશ નહીં, અને રૂહની તંદુરસ્તીને શરીરની તંદુરસ્તી સાથે સરખી સમજીશ નહીં, કોણુ અકલમંદ એવો હશે કે એ બંનેને બરાબર સમજે, કેમકે બદનની સલામતી છે તે ફક્ત આ દુન્યાની પાંચ દીવસની ઝીંદગાની માટે છે, અને તે બીમારીથી એટલુંજ નુકશાન થવાનું કે સારી ચીજોની લઝ્ઝત નહીં મળે, અને રૂહની બીમારી છે તેથી આખેરતમાં મળતી હમેશની બાદશાહત અને જાત જાતની લઝ્ઝતોથી મહરૂમ રહેવાનો; અને રૂહની બીમારીઓ જે ઝુલમત (અંધારા)ના પરદા છે તે અશરાકે અનવારીયએ ઇલાહીઆહ (ખુદાની મેહરબાનીના નુર વી૦)ની આડી આવી એ ફૈઝ પહોંચવા આપતી નથી; બદનની બીમારીનો ઇલાજ ન કરે તો એટલુજ થવાનું કે આએ ફાની દુન્યામાંથી કુચ કરી જવાનો પણ જો રૂહની બીમારીની દવા ન કરે તો એવો હલાક થવાનો કે કાયમ અને દાયમ શકી રેહવાનો અને તે રૂહના બીમારીનો ઇલાજ કરવાથી હમેશાં કાયમ દાયમની ઝીંદગી રાહતમા ગુજારવાની.

જે વખતે ખરાબ અને બુરી ચીજોથી રૂહ સારી થાય તે વખતે તે પરવરદીગાર તરફથી આવતા ફૈઝે બેહીસાબ પયવસ્ત થઇ અંદરના પરદા ઉઠી જાય છે, અને દીલના આઇનામાં મવજુદ ચીજો જાહેર થઇ દેખાવ આપે છે, કે તેથી તાજો સલતનત અને એવી એવી લીઝ્ઝતો મળે છે કે કોઇએ ન એવી જોઇ હોય ન એવી દીલમાં પણુ ગુજરી હોય; હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે અગર શયતાન તથા તેનું લશ્કર બની આદમના દીલની આતુરાફ ઘેરો કરી ન લેતે તો તેઓ ઉપર અને નીચેની ચીજો જોતે અને ખુદાની કુદરતે કામેલાના આસારથી વાકેફગાર થતે.

અને અગર દીલ તમામ બુરાઇ અને ખરાબીથી પાક થાય તો નફસ તાહેર અને સાફ થાય છે, અને તમામ ઝુલમતના પરદા ઉઠી જઇ તમામ મવજુદાતની હકીકત ખુલ્લી જાય છે; અને અગર તમામ રૂહ પાક સાફ ન થાય અને તેમાંથી થોડી બુરાઇ દુર થાય તો તેટલો ફૈઝ પહોંચવાનો, અને તેટલી ચીજો જુવાનો, મતલબ એ કે નફસના આઇના (અરીસો) ઉપરથી જેટલો ઝંગ (કાટ) દુર થઇ આઇનો સ્વચ્છ થવાનો તેટલું અજવાળું થઇ તેમાં દેખાતી ચીજો જોવામાં આવવાની; અને તેના પ્રમાણમાં તે માઅબુદની દરગાની નઝદીકનો મરતબો હાસીલ થવાનો, અને એજ સબબથી હઝરતે ખાતેમુલઅંબીયા મોહમ્મદે મુસતફા સ૦ ફરમાવ્યું કે "ઇન્નલી મઅલ્લાહે હાલાતુન લાયહૂતમેલોહા મલકુન મુકરરબ વલા નબીયુન મુરસલ" એનો ખુલાસો એ કે મને પરવરદીગારની સાથે એવી કેટલીક બાબતો છે કે તેની તાકત કોઇ મુકરરબ ફીરીશ્તાને કે કોઇ પણ પણુ નબી એટલે સુધી કે મુરસલ નબીને પણ એ ઉપાડવાની શકતી અને તાકત નથી;

જે કોઇ સઆદત અને નેક બખતીના રસ્તામાં જેટલી કોશીશ કરશે અને પોતાની હાલતને સુધારશે તે પોતાની કાબીલીયત અને ગજા મુજબ ફૈઝ પામશે, પણ પોતાની

સમજ કરતા મોટે દરજ્જે નહીં પહોંચે, હા અગરચે પોતે ગેબ ઉપર ઇમાન લાવે અને
ઇકરાર કરે અને અહકામે દીનની તમામ બાબતને સાચી જાણે જેમકે આપણે હઝરતે
રસુલે ખુદા સં૦ ની નબુવ્વત ઉપર ઇમાન રાખીએ છીએ પણ તેની હકીકત શું છે તે
આપણે જાણી શકતા નથી, અને આપણી નાકસ અક્કલ તેના ખરા ભેદની કુનાહ જાણી
શકતી નથી; અને આ બાબતમાં કોઇને શક ન રહે તેથી એક જાહેરી દાખલો આપવામાં
આવે છે કે તેથી બરાબર મગજમાં ઉતરી જઈ દીલ કબુલ કરશે કે ખરી વાત છે જેમકે
આલમે તુફુલીયત એટલે બચપણનો વખત છે તે વખતમાં જે સમજદાર છોકરાની હાલત
હોય છે તેને બચ્ચું નથી જાણી શકતું કે હું કઇ હાલતમાં છું અને તે મારા કરતાં કેટલે
દરજ્જે વધારે સારો છે અને તેની શું બુઝુરગી છે વીગેરે; તેમજ સમજદાર બચ્ચું થયું
તે મોટા માણસની અક્કલને નહીં પહોંચે અને તેને બરાબર નહીં ઓળખે કે તે શું કરે છે
અને શા કારણથી ફલાણું કામ કરે છે અને તેનો કેવો મરતબો છે, તેમજ જાહીલ માણસ
આલીમના આલમ (વખત)ને નહીં જાણે કે તેની શું હાલત છે અને તે કેવો છે તેમજ
આલીમ છે તે પયગમ્બરો અને ઓલીયાના આલમને નહીં જાણે કે તે તેઓ કેવે દરજ્જે
છે અને શું છે અને કેવી હાલત હશે; એથી મતલબ એમ નથી કે તેઓનો દરજ્જો મોટો
છે તે નથી સમજતા, એ તો તમીજદાર છોકરો પણ જાણેકે આપણા કરતાં મોટું માણસ
અને તેના કરતાં આલીમ અને આલીમ કરતા પયગમ્બરોનો દરજ્જો મોટો છે, તો આ
ઠેકાણે તે દરજ્જો મોટો છે એટલુંજ સમજી મોટો દરજ્જો છે એમ માને એ હેતુ નથી,
બલકે મતલબ એ છે કે તેની કેવી હાલત છે તે ખબર નથી પડતી, પણ જે વખતે તે
દરજ્જે પહોંચે તે વખતે સમજે છે, જેમકે બચપણમાં નાની નાની ઘોલકી બનાવીને સારી
ચીજ જાણી રમીએ છીએ, પણ મોટી ઉમ્મર થાય તે વખતે આંખ ઉઘડે છે કે તે
બાબત તદન ખરાબ અને નકામી હતી; તેમજ જાહીલ આલીમ થાય તે વખતે
પોતે સમજે છે આગલી મારી હાલત હતી તે બહુજ ખરાબ અને ધીક્કારવા જેવી હતી.

જાણવું જોઇએ કે ખુદાની રહમત અને તેના ફૈઝના દરવાજા કોઇ ઉપર બંધ નથી,
તે તમામ માટે ખુલ્લા મુકવામાં આવેલ છે, તેના દરગાહમાં બખીલી નથી, પણ એ દરજ્જે
પહોંચવા માટે જરૂર છે કે આઝંગ ચડી ગએલા દીલને સયકળ (ચળકતું) કરવું જોઇએ,
અને તેના ઉપર જામી ગીએલા ખરાબીના મેલને પાક સાફ કરવો જોઇએ, તેમજ જે જે
ખરાબ આદત અને રીઝાતો હોય તે દુર કરવી જોઇએ, તો એ દરજાતને પહોંચવાની
ચીજો ખુદાએ તઆલાની બખીલીના સબબથી નથી મળતી એમ નથી, બલકે આપણાં દીલ
એવાં પાક સાફ ન હોવાથી અને એચીજોનો પુરેપુરો શોખ ન હોવાથી અને તે તરફ
જોઇએ તેવી કોશીશ ન કરવાથી મહરૂમ રહીએ છીએ.

હરચેહસ્તઅઝકામતેનાસાઝેબેઅંદામેમાસ્ત=વરનાતશરીફેતોબરબાલાએકસકોતાહનીસ્ત

એનો મતલબ એ કે તારા તરફથી ખીલઅત છે તે તો બરાબર છે પણ અમારા શરીર
પર બરોબર ન થવાનું કારણ અમારૂં શરીર એ લાયકનું બરોબર નથી; ખુલાસો એ કે
તેની રહમતનો દરીયા જારી છે પણ આપણે તેમાંથી ફૈઝ ન મેળવીએ તેમાં તેની કસુર
નથી; અને જાણો કે જે મારેફતના ઇલમ અને ભેદ છે તે નફસ પાક અને સાફ થવા
થીજ હાસીલ થાય છે, ફક્ત આ દુન્યાની રીવાજી કીતાબો સીખવા અને વાંચવાથી એ

ફૈઝ મળતો નથી કેમકે તે ઇલ્મ છે તે જુદોજ છે કે તે ઇલ્મ હકીકએ નુરાની છે, વળી તે માઅબુદના તરફથી ઇલહામ થાય છે અને તે ઇલમ માટે હઝરતે ફરમાવ્યું છે કે એ ઇલમ એવું નુર છે કે હકતઆલા એ દીલની અંદર નાખે છે કે જે તેને ચાહે છે અને જનાબે અમીરૂલ મોઅમેનીન હઝરતે અલી અ○ એ ઇલમની તરફ ઘણા ઇશારા ફરમાવ્યા છે જેમકે એ ઇલમના આલીમની તાઅરીફમાં ફરમાવ્યું કે તેઓનો ઇલમ એવો દેખતો અને બીના છે કે હકીકતે રૂહ અને યકીનને દરજે પહોંચી ગયો છે તેઓની સામે એ સખત અને મુશકીલ બાબતો નરમ અને આસાન થઇ ગઈ છે કે જે બાબતો અયશ અને આરામ કરવાવાળાઓ પાસે મુશકીલ છે અને એ ઇલમ જાણનારનો એવો હાલ છે કે જે ચીજથી જાહીલો ભાગે છે તેને તેઓ ચાહે છે અને જેનાથી એ ડરે છે તેનાથી આ મોહબ્બત રાખે છે અને એ આલીમો દુન્યાગાં એવી રીતે રહે છે કે તેઓની રૂહને તો પેલી આખેરત તરફ ઇલાકો લાગેલો છે અને આ શરીર આ દુન્યામાં જોવામાં આવે છે. બાજે ઠેકાણે એ લોકોના તાઅરીફમાં ફરમાવે છે કે પોતાના નફસને મારી નાંખ્યા અને પોતાના દીલને ઝીંદા કર્યા છે કે તેથી કઠણ અને સખત અને બેઢબ ચીજો તેઓની સામે નરમ આસાન અને બરાબર થઇ ગઇ છે અને તેઓ માટે એક ચમકવા વાળુ નુર ચમક્યું કે તેથી રાહે હક તેઓપર જાહેર થઈ અને તેને એવે રસ્તે લઇ ગયા કે જ્યાં મતલબ હતો ત્યાં પહોંચી ગયા.

પણ જ્યાં સુધી દીલના આઈના ઉપરથી અખલાકે ઝમીમા (ખરાબ અને બુરીચીજો) દુર નહીં થાય ત્યાં સુધી આવી જાતનો ઇલમ અને માઅરેફત મળવાની નથી કેમકે જાહેરી ઇબાદત નમાઝ છે તેમજ બાતીનની ઇબાદત ઇલમ અને માઅરેફત છે તો જેમ જાહેરમાં બદન અને કપડા વીગેરે ઉપરથી નજાસત દુર કરી પાક સાફ થઇ નમાઝ નહીં પડે ત્યાં સુધી તે નમાઝ સહીહ અને કબુલ નહીં થાય તેમજ બાતીનની ખબીસ સીફાતો અને રઝીલ બાબતોને દુર કરી પાક સાફ નહીં થાય ત્યાં સુધી એ નુરેઇલમ આવવા નહી પામે અને એ કેમ બને ? કે નાપાક દીલમાં એ હક ઇલ્મ આવીનેરહે કેમકે ઇલમ છે તે લવહે મહફુઝથી મલાએકએ મુકદ્દસાહ (પાક પાકીઝ:) લાવીને દીલમાં નાંખેછે અને હઝરતે રસુલે ખુદા સ○ ફરમાવ્યું કે જે ઘરમાં કુતરો હોય ત્યાં મલાએકા દાખીલ થતા નથી તો જે દીલમાં ખરાબ અને રઝીલ સીફાતો કે જે કુતરા જેવી છે તે હોય ત્યાં મલાએકા કેવી રીતે આવે !

તો સાબીત થયું કે જેઓએ પોતાની ઉમ્મર ઇલ્મ સીખવામાં વાપરી અને ઇલ્મે કલામ વી○ સીખ્યા પણ પોતાના નફસને પાક પાકીઝા કર્યો નહીં અને દીલ એવી એવી ખરાબ અને બુરી ચીજોમાં ગુંતાએલું અને ફસાએલું રાખે અને નફસને ગજબ અને શેહવતમાં રાખે તો એવો શખસ ઇલમની હકીકતથી નાવાકેફ અને કાંઇ ફળ મેળવવાનો નહીં અને તે જેને ઇલમ સીખેલા સમજે છે તે ઉલટું છે કેમકે જે હકીકી ઇલમ છે તે એવો છે○ કે તેનાથી ખુશી હાસીલ થઈ નુર પેદા કરે છે અને દીલમાં સફાઇ આવે છે અને જે દીલમાં નુર દાખીલ થાય તે ખુદાની અઝમતના દરયામાં જઇ તેના જમાલને જુવે છે એટલે બહુજ સારી બાબતો તે આલીક તરફથી તેને માઅલુમ પડે છે અને તે શખસ બીજી તરફ ધ્યાન પણ કરતો નથી.

અને ઘણે ભાગે લોકોનો મતલબ એ છે કે દુન્યાની ચીજો ઇઝ્ઝત જાહ શોહરત ના-
મવરી અને જારે દરરજ વખાણ થાય અને બડાઇ થઇ નામ ફેલાય લોકો તાબે થાય વીગેરે
અને જે અનવરે ઇલાહી અને તેના ફૈઝ વીગેરે છે તેને એ ખરાબ સીફાતો અને રઝીલ
બાબતો આવવાથી અટકાવે છે બલકે જ્યાં સુધી અંદરની સફાઇ અને પાકીજગી નહીં
કરે ત્યાં સુધી જાહેરી ઇબાદતને પણ અસર થવાનો નહીં એટલે તેના માટે જેજે સવાબો
અને દરજા મુકરરર છે તે નહી મળવાના અને ફકત જાહેરનો ડોળ સારો બતાવી ઉપરથી
ઠાઠમાઠ કરવામાં શું ફાયદો થવાનો ? ખુદાએ તઆલા કલામે મજીદમાં ફરમાવે છે કે—
“ઇન્નસ્સલાતા તનહા અનીલ ફહશાએ વલ મુનકર” એનો જાહેરી મતલબ એકે
નમાઝ એવી ચીજ છે કે નમાઝ પડનારને નમાઝ ખરાબ કામોથી અટકાવે છે તો જો
અંદરની નાપાકી હોવા છતાં જો એ નમાઝ ખુદાની દરગાહમાં કબુલ હતે તો ઘણા લોકો
હમેશા પાંચ વખતની નમાઝ પડવા છતાં દરેક કલાકમાં તેઓથી ગુનાહના ઘણા કામો શા
માટે થાય છે ? અને હઝરતે ફરમાવ્યું “અસ્સલાતો મેઅરાજુલ મોઅમીન” એટલે
નમાઝના સબબથી મોઅમીન ખુદાની નજીકને દરજે ઉપર ચડે છે તો નમાઝ પડવા છતાં
શા માટે નીચે પડતા જોઇએ છીએ.

**ગર ન મુશે દુઝદ દર અંબારે મારત=ગંદુમે અઅમાલે ચેહલ સાલા કોજાસ્ત***
**અવ્વલ અયજાં દફઅ શર્રે મુશ કુન=બાઅદઝાં દરજમએ ગંદુમ જોશ કુન***

એનો ખુલાસો એ કે અગર આપણા ધર્મના ઢગલામાં ઊંદર પેઠો ન હોય તો ચા-
ળીસ વરસ સુધી ભેગા કરેલા ધર્મ કયાં ગયા ? તો એ બીરાદર પહેલે ઊંદર ન આવે
એવો બંદોબસ્ત કર પછી ધર્મ ભેગા કરવામાં કોશીશ કર, અને જે લોકો જાહેરી ઇબા-
દત કરે છે અને બાતીનની ખરાબીયો અને નાપાકીયોને દુરસ્ત કરતા નથી તેઓનો હાલ
કબરની માફક છે કે ઉપરથી સારી રૂપાળી દેખાય અને બાતીનમાં બદબો અને ગંધ
ભરેલી હોય છે બીજો દાખલો કે જેમ કોઈ ઘરમાં રાતના ભાગમાં અંધારૂં હોય અને
તેના ઉપર દીવો બળતો હોય તો તે દીવાથી અંદર અજવાળું નહીં થાય તેમજ જે
ખેડુત જમીન પાક સાફ કરીને દાણા વાવે તેમાં ખડ પણ ઉગે હવે તે ખડ જડમુળથી
ન કાઢતાં ઉપર ઉપરથી તોડી લીએ તો તેથી ફાયદો નહીં થવાનો અને તે બીયાને વધવા
નહીં દેવાનું તેમજ કોઇને એવી બીમારી હોય કે તે દફે થવા દવા પીવી જોઇએ તેને બદલે
દવા ન પીતા ઉપર લેપ કરે તો તેથી કશો ફાયદો થવાનો નહીં અને તે બીમારી વધતી
જવાની, તો જે વખતે ખબર પડી કે નફસની બીમારી અને સલામતી તથા બદનની
સેહત અને બીમારીને સરખાવવી અને બન્નેમાં ફરક ન સમજવો તે મોટી ખતા અને
ભુલ છે તો જે લોકો કે રાત અને દીવસ પોતાના વખતને આએ ફાની થવાવાળા બદનની
સલામતી માટે ગુમાવે છે અને સવાર અને સાંજ બીમારીઓની દવા કર્યા કરે છે અને
કોઈ પણ હકીમ ફાસેક હો યા કાફર હોય તેના કેહવા મુજબ અમલ કરી દવાની બાબ-
તમાં તેની તાબેદારી કરી કડવી અને બદ મજાહ વાળી દવાઓના પ્યાલા પીએ છે અને
અંદરની બીમારીની દવા તો શું પણ તે તરફ ધ્યાન પણ આપતા નથી અને તબીબે
ઇલાહી (ખુદાનો હકીમ) કે જે હમેશાની સઆદતનો રસ્તો બતાવી તેની દવાઓ બતાવે છે
તે કરતો નથી કે તે હયાતે અબદી હમેશની છે તેના ઇલાજને તો કાંઈ ગણતોજ નથીજ
તો એવા લોકોથી બહુજ અજબ છે.

તોરાયઝદાંહમીગોયદકેહરદુન્યામખોરબાદા=તોરાતરસાહમીગોયદકેદવસફરોમખોરહુલવા*
ઝમહરેદીનબુગઝારીહરામઅઝગુફતયેવઝદાં=ઝેબહરેતનતુબુગંઝારીહલાલઅઝગુફતયેતરસ

એનો ખુલાસો એ કે તને ખુદાએ હુકમ કર્યો કે દુન્યામાં શરાબ પીઇશ નહીં અને તને સફરો હોવાથી એક કાફર હકીમે કહ્યું કે હલવો ખાઇશ નહીં પણ તું દીન ઇસલામને ખાતર ખુદાની મનાઇ હોવા છતાં પણ હરામ મુકતો નથી અને આ બદન માટે થઇ એ કાફરના કેહવાથી હલવો જે હલાલ છે તે ખાતો નથી, પણ જે વખતે ગફલતના પરદા ઊંચા થઈ જશે તે વખતે જોશે કે નફસમાં કેવી કેવી બીમારીયો ભરી છે પણ તે વખતે તેની દવા અને ઇલાજ કરવાનું નહીં બને તે અફસોસથી ફરયાદ કરશે પણ કાંઇ વળવાનું નહીં.

## ફસલ છઠ્ઠી રૂહની પૈદાઈશ દુન્યામાં થતી વખતે શું કરવું.

જાણવું જોઇએ કે જે વખતે ઈનસાન પેદા થાય છે તે વખતે તેની રૂહ તમામ સારી નરસી સીફાતોથી ખાલી છે જેમકે કાગળનું કોરૂં પાનું કે તેના પર કાંઇ ચીત્ર વી૦ નકશી કરી ન હોય તેમ, તો એથી મતલબ એ કે જેમ કોરા કાગળ ઉપર સારી અને ઉમદા નકશી કે ચીંત્ર કરવા ચાહીયે તે થઇ શકે છે પણ પહેલે ખરાબ ચીત્ર કે નકશી કરીને પછી તેને કાઢી સારી નકશી કરવી તે બહુજ અગવડ ભરેલું છે તેમજ ઇનસાનને બચપણથી જે ટેવ અને આદત પડે તેજ માફક તે અમલ કરે છે માટે પહેલેથીજ દીનદારીની બાબતો બચ્ચાઓને સીખવી હોય તો મોટું થાય તે વખતે પરહેઝગારી બહુજ આસાનીથી થઇ શકે પછી લખે છે કે જે બાબત એક વખત થઇ તેજ બીજી વખત બને તો તેનો અસર દીલ ઉપર વધારે થાય છે તેમજ જે ચીજ વારંવાર કરશે તે દીલમાં મજબુત રીતે ઠસી જશે અને તેના ઉપર બરાબર ફાવશે જેમકે કોઇ ચીજને આગની બાજુમાં રાખે તો તે ગરમ થશે પણ પાછી છેટે કરી કે થંડી થઈ જવાની પણ જેટલી વાર આગ પાસે રહી હશે તેટલી વાર થંડી થતાં વધારે વાર લાગશે અને વધારે વખત આગમાં રેહશે તો તે પણ આગ જેવી થશે એટલે સુધી કે તેમાં પણ આગની તાસીર આવી તેમાં પણ બીજી ચીજને બાળવાની શકતી આવવાની અને એજ કારણ છે કે બચ્ચાંને તાલીમ આપીએ તો જલદી સીખે છે અને મોટા અને ઘરડાને તાલીમ આપે તો બહુજ મેહનત પડે છે.

અગર કોઇ પોતાના અઅમાલ અને અહવાલ તરફ નજર કરે તો પોતાના દીલના પાનાને જુવે કે તેના ઉપર કઇ કઇ ચીજો અને શું શું બાબતો નકશ થઇ ગઇ છે, કેટલાં જણના દીલ ઉપર એવી એવી બાબતોથી નકશ થઇ ગીએલું છે કે તેથી પોતાના નફસથી ગાફીલ થઇ ગયા છે, પણ આખેરતની મુસાફરી કરતી વખતે આ દુન્યાના તમામ ઇલાકા મવકુફ થવાના તે વખતે પોતાના દીલના પાનાને જોસે અને જાણશે કે તેમાં શું શું છે, જે વીશે હકતઆલા કુરઆને શરીફમાં પણ ફરમાવે છે, "વઅઝસ સોહોફો નોશેરત" અને બીજી જગ્યેએ ફરમાવે છે "ફકશફના અંનકા" (આખર સુધી) જેનો ખુલાસો એ કે કયામતના દીવસે તારી સામેથી પરદા ઉંચા કરશે અને તારા તમામ અઅ-

માલ તારી નજરની સામે દેખાશે, અને તે અઅમાલનો કેવો બદલો મળવાનો તે પણ જાણશે વીગેરે, વળી ખુદા ફરમાવે છે કે "વકુલ્લ ઇનસાનીન અલઝમનાહો" (આખર સુધી) તેનો મતલબ એ કે હરેક ઇનસાનનું અમલનામું તેના ગળામાં ટાંગેલું હશે, અને કયામતમાં તે અમલની કીતાબ બાહર લાવીને આપશે તે ખુલ્લી હશે, તેને કહેવામાં આવશે કે વાંચી જો અને તારા અઅમાલનો હીસાબ કરવા તું પોતેજ કાફી છો, તો જેણે દુન્યાના અંદર બુરાં અને ખરાબ કામ કર્યાં અને પોતાની ઉમ્મરને વાહીયાત ખેલ તમાશામાં બરબાદ કરી હશે તેઓ તે અઅમાલનામાની કીતાબ જોઇને બેઇખતીયાર કહેવાના "માલે હાઝલ કેતાબ લાયોગાદેરો સગીરતન વલા કબીરતન ઇલ્લા અહસાહા" ખુલાસો એ કે અરે આ કેવી કીતાબ છે? કે તેની અંદર તમામ નાના મોટા અઅમાલ લખ્યા છે અને કાંઇ બાકી રાખેલ નથી.

## ફસલ સાતમી, આખેરતમાં સઆદત નસીબ થવા વીષે.

તમો જાણી ચુકયા કે હમેશાની હયાત અને કાયમની સઆદત (નેકબખ્તી) માટે લાઝીમ અને જરૂર છે કે ખરાબ અને બુરી ચીઝોને દુર કરવી; અને એવી બાબતોથી દીલ પાક અને સાફ કરવું, અને નેક સીફાતો સારી બાબતો મેળવવી, પણ એવી હાલત થવા માટે જરૂર છે કે તે ખરાબ સીફાતોને ઓળખે અને નેકબદની તમીઝ પેદા કરે. એક બીજીમાં તફાવત કેટલો છે અને શાથી છે તે સમજે, પછી તેના ઇલાજો જે ઇલ્મેઅખલાકમાં છે તેની માહીતી મેળવે, અને જાહેર છે કે આ ઇલ્મ તમામ ઇલ્મ કરતાં શરીફ અને બુઝુરગ છે, તેમ તેનો ફાયદો અને નફો પણ તમામ ઇલમ કરતાં વધારે છે, દરેક ઇલમ કરતાં કેમ મરતબો વધારે ન હોય? કે હરએક ઇલ્મ જ્યાંથી નીકળેલ છે તે તરફ નજર કરવી જોઇએ અને આ ઇલ્મ જે નીકળેલ છે તે અશરફ અને બુઝુરગ છે, અને આ ઇલમના સબબથી હયવાનીયતના નીચેના દરજાથી બચાવીને આલમે મલાએકા તરફ ઊરૂજ કરે છે (એથી મતલબ એ કે મોહટે આલી અને ઊંચે દરજે પહોંચે છે)

ઇનસાન માટે દરજા છે તેમાં નીચેનો અને હલકો ધીક્કારવા જેવો દરજો હયવાન કરતાં પણ નીચો છે, અને મોટો દરજો તેતો ફીરીશ્તા કરતાં પણ ઊંચો છે; તે નીચેના દરવાજાવાળા માટે કહેલ છે કે "ઇન્નહુમ ઇલ્લા કલ અનઆમે બલહુમ અઝલ્લો સબીલા" યાઅને તે લોકો ઢોર જેવા બલકે તેઓથી પણ હલકા અને નીચા તથા ગુમરાહ છે; અને એટલાજ માટે કુફ્ફાર કયામતમાં કહેશે "યાલયતની કુનતો તોરાબા" યાઅને કાશકે અમો માટી હતે તો સારૂં હતું; એટલે આ વખતે અઝાબમાં ફસાવું ન પડતે. અને જે મ્હોટા આલી દરજાવાળા છે તેમાં હઝરતે રસુલે ખુદા સ૦ માટે ફરમાવ્યું છે કે "લવલાક લમા ખલકતુલ અફ્લાક" યાઅને અગર તમોને પેદા કરવાનો ઇરાદો નહતે તો આસમાનોને પણ પેદા ન કરતે;

અએ નકદ અસ્લોફ્ફરઅ નદાનમ ચે ગવહરી=કઝ આસમાં તોબરતરો અઝખાક કમતરી.

એનો મતલબ એ કે અએ ઇનસાન તારી અસ્લ નથી જાણતો કે કેવું મોતી છે?

કોઇ વખતે આસમાનથી પણ વધો જાય છે, અને કોઈ વખતે માટીથી પણ નીચો થાય છે. એટલા માટે હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે તમામ ઉમ્મત સાથે મને સરખાવ્યો તો તમામ કરતાં મારો મોટો મરતબો થયો; તો જાણવું કે એવો મોટો તફાવત અને ઇખતેલાફ જે ઇનસાનમાં છે તે આ માટીના જીસમના સબબથી નથી કેમકે જો એમ હોય તો એમાં તમામ મળેલા છે, પણ તફાવત છે તે સીફાતોના સબબથી નાને મોટે દરજે પહોંચે છે, તો વીચારો કે એ ઇલમ કે જેના સબબથી નાના અને હલકા મરતબાથી મ્હોટે દરજે પહોંચે તે ઇલમ કેમ તમામ કરતાં આલી દરજ્જાવાળો ન હોય, અને એજ કારણથી આગલા ઓલમાઓએ આ ઇલમનું નામ "ઇલમે અખલાકે હકીકીય્યાહ" રાખેલ છે, અને તેથી તેને "અકસીરે અઅઝમ" કહે છે અને પહેલે આ ઇલમ સીખીને બીજું કંઇ સીખતા, અને પોતાના શાગીરદોને પહેલે આ "ઇલમે અખલાક" સીખવ્યા પછી બીજી બાબતો સીખાવે છે, અને જેણે એ ઇલમે અખલાક સીખ્યો ન હોય, તેના માટે બીજા તમામ ઇલમ બેફાયદાને બેકાર સમજે છે; તે વીશે એક દાખલો આપે છે કે જેમ કોઈ શખસ બીમાર હોય અને તેનુ ખુન બગડી ગયું હોય, પરૂ વીગેરે અંદર હોય તથા કેટલીક જાતનો બગાડ શરીરમાં હોય, તો તેવા શખસનો તે બગાડ અને અંદરની બીમારી દુર કરવા વગર અગર સારૂ સારૂ ખાવાનું ખવરાવે તેથી કશો ફાયદો ન થતાં તે સારી ખોરાક બરબાદ જવાની અને ઉલટી બીમારી વધવાની;

તો જે ઇનસાનની અંદર ખરાબ અને બદ સીફાતો હોય તો તેને જ્યાંસુધી દુર ન કરે ત્યાં સુધી કોઇ પણ ઇલમ સીખે તે ફાયદો નહી કરે, અને એજ કારણથી છે કે કેટલાંકોએ આલીમોનો લીબાસ પહેર્યો છે અને પોતાને આલીમોની અંદર ગણે છે, પણ જો તેઓનો મરતબો અને હાલ જુવો તો જાહીલો કરતાં પણ બદતર અને ખરાબ છે; એટલુંજ નહીં પણ તેઓનું દીલ કાળુ થઇ ગીએલુ છે, તેઓનો ધંધો એજ છે કે આખો મહીનો આખું વરસ માલ ભેગો કરવો હલાલથી મળે હરામથી મળે તેની પરવા પણ ન કરે, અને રાત અને દીવસ એજ કોશીશમાં કે માન કેમ મળે, અને એ બાબતોને તરવીજે દીન અને મઝહબની તરકી સમજે છે, અને પોતાના બરાબરીયા સાથે લડાઇ ઝગડો કરે કે તેથી આમ જાહીલોની સામે પોતાની બડાઇ અને મોટપ જાહેર કરે; પણ એવા શખસોના એઅતેકાદ સુસ્ત ઊસુલેદીન નાદુરસ્ત હોય છે, અને શરએ મોબીનના અહ-કામ અને રીતભાતને દુર ફેકી આપે છે, અને એને હીકમત સમજે છે, પણ એથી ગાફીલ છે કે હીકમતે હકીકી એજ છે જે શરાએ મુકદસે નબવીયાહમાં ફરમાવેલ છે શું નથી જાણતા ? કે અમલ વગરનો ઇલમ છે તે ગુમરાહી અને ઝલાલત છે તેમજ ઇબાદત વગરનો ઇલમ ખુસરાન (નુકસાનકારક) અને વબાલ છે શું હઝરતે રસુલે ખુદા સ૦ ના ફરમાનને સાંભળેલ નથી ? એવા જાણનાર કરતા નાદાન સારો છે કે તેની નજાત થવાની વધારે ઉમેદ રહે છે, વળી હઝરતે ફરમાવ્યું છે કે મારી પીઠ બે જણાઓએ ભાંગી નાંખી છે એક તો એ આલીમ કે શરાના પરદાને ફાડી નાખે અને ઇલમ ઉપર અમલ ન કરે અને બીજો એ જાહીલ કે સમજ્યા વગર મનમાં આવે તેમ અમલને ઇબાદત કરે.

## ફસલ આઠમી આએ પહેલા બાબની છેલ્લી પરચુરણ બાબતો.



એ સરવેથી સમજ્યા કે "ઇલમે અખલાક" થી નફસ ખરાબ બાબતોથી પાક અને સાફ થાય છે અને બહુજ સારી સારી સીફાતો હાસીલ થાય છે અને તેનું ફળ એ છે કે 'આખેરતમાં ખેર અને સઆદતને દરજે પહોંચાય છે પણ સઆદત પુરેપુરી હાસીલ થતી નથી પણ જો તમામ ખરાબ સીફાતોને દુર કરી નેક અને સારા અઅમાલથી પોતાને સુધારે તો અલબત્તા પુરેપુરી સઆદત નસીબ થાય જેમકે ઇનસાનના શરીરમાંથી જ્યાં સુધી તમામ જાતની બીમારી દુર નહીં થાય ત્યાં સુધી નીરોગી નહીં થાય તો બરાબર સઅદ એ છે કે પોતામાં તમામ સારી સીફાતો લાવી એવી રીતે સાબીત અને પાયદાર રહે કે દુન્યાની દોરંગીના હાલથી ઝમાનાની ગરદીશથી તેમાં ફરક ન આવે બલાઓની ઝાળથી સબરના ડગલાને બળવા ન આપે સબાતી અને મેહનતથી શુક્ર કરવામાં ફરક ન પડે એતેકાદના દામનને ખરાબીની ખાક માટી કચરો અડવા ન પામે લોકો તેની બુરાઈ કરે તેથી આ શખસ તેની સાથે જે નેકી કરે તે બંદ ન કરે તેમજ કોઇ તેની સાથે દુશમની કરે તો આ પોતાની દોસ્તી તરક ન કરે અને સાબીત કદમી એવી હોય કે પોતાની નેક સીફાતો એવી રીતે સાંચવી રાખે કે જેવી મુસીબત હઝરતે અચ્યુબ અ૦ ને પહોંચી તેવી મુસીબત અને બલા પહોંચે તો પણ તેના અહવાલમાં જરાએ ફરક ન આવે અને બરનાસ હકીમની બલાઓ આવે તો પણ પોતાના અઅમાલમાં ખલલ ન આવવા આપે. અને જેને વાકેઇ સઆદત નસીબ થાય તો તે મુજરરેદાતને દરજે પહોંચે છે અને આ જીસમના આલમમાંથી ઉપર જાય છે અને આસમાન કે સીતારા કે કોઇથી પણ કાંઈ તેને પહોંચે નહીં કોઈ સઅદ કે નહસ તેને તાસીર નહીં કરે સુરજ અને ચંદ્ર પણ તેને કાંઇ કરી શકતા નથી બલકે એવો મરતબો મળવાથી આસમાન ઉપર હુકુમત ચલાવે છે જેમકે હઝરતે રસુલે ખુદા સ૦ ચંદ્રને નીચે ઉતારી બે કટકા કર્યા જનાબે અલીયે મુરતઝા માટે સુર્ય અસ્ત થઇને બાહેર આવ્યો વીગેરે વીગેરે.



# બાબ બીજો.



## ફસલ પહેલી ચાર કોવાનું બયાન.

જાણવું જોઇએ કે ઇનસાન છે તે એક મમલેકત (મુલ્ક) ની માફક છે અને તેમાં ખાલી રૂહ નાખી અને રૂહ માટે એ મમલેકતમાં અઅઝા (અંગના ભાગ) હવાસ અને ઝાહેરના બાતીનના કોવા મુકરરર કર્યા જે વીશે વધારે સમજણ આગળ આવશે અને એ મમલેકત ગોયા એક બાદશાહી તરીકે છે અને બાદશાહી માટે તો વઝીર, મુશીર, લશકર, નોકર, ચાકર, વીગેરે ચીજોની જરૂરત છે તો તે તમામ ચીજો આ ઇનસાનની અંદર મવજુદ છે અને દરેકને માટે જુદી જુદી ખીદમત મુકરરર છે પણ તેમાં "કોવાએ અરબાઅ" એટલે ચાર કોવા છે (કોવાથી મતલબ એક જાતની શકતી)તે ચાર કોવાના નામ.

**૧-અકલ, ૨-શાહુવત, ૩-ગઝબ, ૪-વહમ,** છે તો એ ચારે કોવા સરવેના ઉપરી અને સરદાર ગણાય છે અને બાકીના તમામ કોવા અને ચીજો તેઓની તાબેદાર છે.* હવે તે દરેક કોવાની તફસીલ અને વીગત છે કે તેઓ માટે કયું કયું કામ છે અને તેઓથી શું થાય છે ૧—અક્કલ (અક્લ) એનું કામ એ છે કે દરેક કામની અંદરની હકીકી બાબત સમજવી સારી નરસી ખરાબ અને બદ ચીઝમાં તમીજ કરવી પસંદ કરવા લાયક અને ધિકકારવા જેવી બાબતોને ઓળખવી

૨—"**કુવ્વએ શાહુવીયાહ**" જેને "શાહવત" કરીને લખ્યું તેનું કામ એ છે કે શરીરને સાંચવી રાખે **અસલ શહવતથી** મતલબ એ છે કે કોઈ ચાજની ખાહીશ જેમકે ખાવાની, પીવાની, સૂવાની, એશ અને આરામ કરવાના ઓરત માટે મરદની, મરદ માટે ઓરતની બદન સાફ અને ઉમદા રેહવાની વીગેરે વીગેરે. તો એ **શાહુવત** હોય તોજ ઈનસાનનું ગુજરાન આ દુન્યામાં થઇ શકે; કે તેના ચકા બદનને જોઇતી ચીજો મેળવાંને પુરી પાડીએ છીએ.

૩--"**કુવ્વએ વહુમીયાહ**" જેને વહમ કરીને લખ્યું છે તેનુ કામ એ છે કે ઝીણી ઝીણી અને બારીક બારીક બાબતોને સમજે તેમજ ભારે ભારે ચીજો પણ જાણે કે એક ચાજને જોઇ હવે તેમાં વહમનો દખલ થશે તો વાચારશે આની અંદર કાંઇ હોવું જોઇએ તેને ભાંગે નો અંદરથી કોઇ ચીજ નીકળે મોં છુપી રીતે જોઇને ચાલતું થયું તો વહમ કેહશે આ જોઇને ચાલતો થયો તેમાં કાંઇ ભેદ હશે સા કારણથી આવ્યો હશે શું હશે ? વખતે ચોરનો વહમ થાય તો તેનાથી બચશે વીગેરે.

૪—"**કુવ્વએ ગઝબીયાહ**" જેને "ગઝબ" કરીને લખ્યું તેનું કામ એ છે કે શરીર ઉપર થતા ઝુલ્મને અટકાવશે શરીરને થતી નુકશાનીથી હીફાઝતમાં રાખશે જેમકે કોઈ જનાવર કરડવા કે મારવા આવે તો આ પોતેજ ગુસ્સામાં આવી તેને અટકાવશે તે છતાં પણ નહીં અટકે તો તેને મારશે તેમજ કોઇ ઇનસાન ગાળો આપશે અથવા મારવા આવશે તેને પાછો હઠાવશે તેનો માર ખાતા સુધી નહીં ખાય વી૦ વી૦

## ફસલ બીજી કોવાનો સરકશી વીશે.



હવે એ ચાર કોવામાં **અકલ છે** તે તેઓની ઉપરી તરીકે છે અને બીજા ત્રણ કોવા **છે** તેમાં ગઝબ **છે** તે વહમ **અને** શહવત ઉપર ઉપરી છે **કે** કોઇ વખતે **શાહુવત** પોતાની **હદથી** વધીને ખરાબ કામ કરવા જાય જેમકે શરાબ પીવાની ખાહીશ થઇ અથવા **વહમ** પોતાની હદથી વધીને કોઇ ઉપર ખોટું બોહતાન મુકવા જાય તો અકલ તેને મના કરશે કે આ કામ સારા નથી પણ જો તે નહીં માને તો ગઝબ છે તે તેઓને અટકાવી અક્કલના હુકમ મુજબ વરતવા કેહશે, "**નાજી**" કહે છે એવા દાખલા ઘણા બનેલા **છે** જેમકે એક **આબીદની** નકલ મશહુર **છે** અને અમોએ આગળ ચોપાન્યામાં **લખી** છે તેનો **મતલબ** એ કે તે આબીદની પાસે એક ઓરત રાતના આવેલી અને લોકો એહજ્જત કરશે

* આ શુરૂઆતનું લખાણ છે તેથી સખત છે આગળ સરલ અને બરાબર સમજ પડે એવી બાબતો આવશે,

માટે આજની રાત તારે ત્યાં રહેવા આપ એવા મકરથી ફરેબ આપવા આવેલી તો રાતના તે આખીઃ સીવાય બીજું કોઇ ન હતું અને તે નાયકા નખરાની ભરેલી પોતાની પોશાક રૂપ લેને સુતા સુતા ઉંઘી ગઇ હોય એવી હાલત કરીને બતાવતી તેથી તેનો "કુવ્વએ શહવાયાહ" જોશમાં આવ્યો અને હરામ કામની ખાહીશ કરી પણ કુવ્વએ ગઝબીય્યાએ રોકીને મના કરી પણ શહવીયાહએ માન્યું નહીં તેથી ગઝબીય્યાએ પોતાનો ગઝબ જો- શમાં લાવી એક આંગળી દીવા ઉપર બાળીને કહ્યું જો આગની મજાહ ચાખ અને વીચાર કે આ દુન્યાની આગ આવો તેજ છે તો દોઝખની આગ કેવી હશે ? તેથી શહવત પાછી હઠી થોડીવાર પછી વળી તેણીના રૂપ વીગેરેથી શહવત જોશમાં આવી વળી ગઝબીયાએ જોર કરી બીજી આંગળી બાળી એટલે સુધી કે તમામ આંગળીઓ બાળીનાંખી. તો એથી સાબીત થયું કે એ મુજબ એ ચાર કોવાનું હુકુમતપણું અને કામ છે તો જાહેરમાં કે બાતીનમાં એ ચાર સીવાય બીજાની સરદારી નથી બલકે બીજી તમામ ચીજો તેઓના તાબામાં છે.

અક્કલ છે તે બાદશાહનો વઝીર છે અને તેના થકી નેક અને સારો રસ્તો પકડે છે કે તેથી મમલેકતનો બદોબસ્ત રહે, શહવત છે તે દાણ અને વેરો વસુલ કરવાવાળાની જેમ છે અને તેનુ કામ એ છે કે લાલચ અને તમાથી પોતાની મરજી મુજબ સારૂં લાગે તે કરે અને વઝીર જે અકલ છે તેની તાબેદારી ન કરે બલકે રૂહને પોતાના તાબામાં રાખને હયવાનોની માફક બનાવી ખાવું પીવું અને સારા સારા કપડા પેહરવા વીગેરેમાં મશગુલ કરે. ગઝબ છે તે શેહરના કોતવાલની માફક છે અને કોતવાલનુ કામ મારવુ કુટવુ સખતાઇ વાપરવી ધમકી આપવી કેદ કરાવવુ વીગેરે વીગેરે એટલુંજ નહીં પણ જે વખતે ખરાબ હોય તો લોકોની ઉપર જુલમ પણ કરે અદાવત રાખે બદલો લીએ અને એની એવી મરજી છે કે પોતાના બાદશાહને પોતાના કબજામાં લીએ અને અકકલની તાબેદારી ન કરે.

વહમ છે તેનું કામ એ છે કે લોકોના મકર અને ફરેબને ઓળખવા અને તે પોતે પણ મકર અને ફરેબ કરે છે બલકે ફીતનો અને ફસાદ પણ કરાવે છે તેનો પણ એવો મત છે કે અક્કલની તાબેદારી ન કરે અને રૂહ જે બાદશાહ છે તેને પોતાના ફરેબમાં લઇ કબજામાં રાખે તો ઇનસાન એક શહરની માફક છે તો તેની અંદર લડાઈ અને જંગ પણ થાય છે કે જે વખતે એ ત્રણ કોવા અકકલની તાબેદારી ન કરે અને એકબીજાથી ઉલટા ચાલે તો એક તોફાન મચી જાય છે કોઇ વખતે ફીરીશ્તાઓની મીસાલ સારી સારી બાં- બતો જાહેરમાં આવે છે કોઇ વખતે હયવાન અને જંગલી જનાવરોની સીફાતો દેખાવમાં આવે છે કોઇ વખતે શયતાની કામમાં મશગુલ હોય છે જ્યાં સુધી કોઇ કોવાને પુરેપુરી રીતે ગલબો હાસીલ ન થાય ત્યાં સુધી એવોજ હાલ રહે છે પણ જે વખતે જેનો ગલબો બંધી ગયો તે તરફ તમામનું વળણ થઇ પડે છે.

જો અક્કલનો ગલબો થયો અને તેના કબજામાં એ ત્રણે કોવા આવે તો રૂહની બાદશાહી બહુજ સારી અને ઉમદા રીતે ચાલે છે મલાએકાઓ આવજાવ કરે છે બહુજ તાઅરીફ કરવા લાએક ઇનતેઝામ થાએ છે તે એવે વખતે ઇનસાન એક ફીરીશ્તાની ખસલતનો થાય છે. પણ જો અક્કલ સીવાય બીજા કોવાનો ગલબો હોય તો બુરાઇ થાયછે.

રીતનો અને ફસાદ વધી જાય છે; અને મેમલેકત ખરાબ થઈ જાય છે; અને ઇનસાન એક ઢોર અથવા જંગલી જનાવરની ખસલતનો થાય છે; અથવા શયતાન જેવો બની જાય છે. (ખુદા એવી બાબતોથી બચાવે.)

હવે એ તમામ ઇખતેલાફ અને અણબનાવ છે તે અકલની સાથે ત્રણે કોવાને છે, પણ તે ત્રણે કોવાને આપસમાં કશો ઝગડો કે તકરાર કે ફસાદ નથી, અને એક બીજાના ફેઅલથી તેઓને કશી નડતર હોતી નથી, કેમકે તેઓ જે કામ કરે તેથી કોઇના કામમાં કોઇને ખલલ પડતો નથી, કુવ્વએ ગઝબાનીહને પોતાનું ધારેલું કરતાં કુવ્વએ શહવીયાહ કે કુવ્વએ વહમીયાહ આડો આવતા નથી તેમજ એક બીજાને હરકત થતી નથી બલકે કેટલીક ચીજોમાં આપસમાં મળી જાયછે પણ એટલી વાત તો છે કે અકલની તાબેદારીમાં વધારે હશે તેનું જોર ઓછું હશે, અને તેની તાબેદારી ઓછી કરે તેનું જોર વધારે હશે.

હયવાનની અંદર ફકત ત્રણ કોવા છે ચોથો કોવો અકલ તે નથી તેથી તેમાં કોઇ જાતનો ફસાદ નથી ત્રણે કોવા મળી તે કામ કરે છે. પણ ઢોર વીગેરેમાં કુવ્વએ શહવીયાહ વધારે છે કે તેનાથી તે ખાવા પીવામાંજ મશગુલ છે, અને ફાડી ખાનાર જનાવરોનો કુવ્વએ-ગઝબીય્યાહ વધારે હોય છે તેથી તે હયવાનો વીગેરેને પકડવાને મારવાને ચીરવા તેમાં મશગુલ હોય છે; અને મલાએકામાં કુવ્વએ આકલાહ એટલે ફકત અકલનો કુવો છે, બાકી ત્રણ કોવા તેઓમાં નથી તેથી આપસમાં ઝગડો કે ફસાદ કે તકરાર નથી, અને એજ સબબથી તેઓથી ગુનાહનાં કામ થતાં નથી અને ઇબાદતમાં મશગુલ રહે છે; "નાજી" કહે છે હયવાનમાં જે અકલ છે કહે છે તે અકલ નહીં પણ જે વહમ છે તેમાં સમજ શકતી પણ સમાએલી છે, અને તેને આધારે કેટલીએક બાબતો અકલ જેવી તેઓથી બને છે કે ધણીને ઓળખવો, તેઓની તાબેદારી કરવી વીગેરે; અગર અકલ હતે તો જુવો કે એક પોપટ તેને લોકો કેવા કેવી રીતે પળે સારૂં સારૂં ખવરાવે અને તેની ખીદમત કરે છે પણ તેને છુટો મુકો તો ભાગી જાય છે અને એમ નથી સમજતો કે આવી આવી રાહતમને કોઇ જગ્યોએ નહીં મળે; હવે બીજા પંખી જેમકે કબુતર કે મુરગા વીગેરે ભાગી નથી જતા અને ઘરે આવે છે તો તે વહમની સમજ શકતી અને બાજુ એ કે તેઓને એવીજ ટેવ પડી જાય છે; અને મોટુ કારણ તો એ છે કે ખુદાવંદે કરીમે પોતાના બંદાઓની ભલાઈ અને ઉપયોગ માટે કેટલાક હયવાન એવા સ્વભાવના બનાવ્યા કે તે ઇનસાનમાંજ રહે કે લોકોને તેઓને જાળવવાની વધારે મેહનત ન પડે, અને કેટલાં-કને જંગલી કર્યા કે તે ઇનસાન પાસે ન આવે, હવે એ તમામથી સાબીત થયું કે ફકત ઇનસાનને તમામ કોવા મળેલા છે કે તે તમામને સાચવીને ચાલે, અને એજ કારણથી ઇનસાનનો મરતબો ફીરીશતા કરતાં પણ વધારે થઈ ખુદાના ખલીફા અને તેના તરફથી હુજ્જત થવાને લાયક થયા, મલાએકામાં કુવ્વએ આકેલાહ છે તેના સબબથી તેઓ ખુદાની બંદગીમાં મશગુલ છે તેઓને ઇલ્મ અને નુર વીગેરે છે, પણ ઇનસાન માટે જે બુઝુર્ગી છે તે તેઓ માટે નથી, કેમકે અગરચે હોકમાના કાએદા મુજબ અજસામે ફલકીય્યાહ (ફીરીશ્તા વીગેરે) ખાલી સનફસ છે, પણ તેઓમાં જુદી જુદી જાતના એક બીજા-થી આડા ચાલનાર કોવા નથી અને તેઓથી તે છેટે છે; તેઓએ સખત રસ્તાની મુસાફરી કરી નથી, ખતરનાક બાબતોમાં પડયા નથી, લડાઇ ઝગડા તકરાર તેઓની સામે આવતા નથી, દુન્યાના ફરતા ચક્કરની ચાલમાં આવ્યા નથી.

હવે ઇન્નસાન છે તે જેમાં તમામ બાબતો ભરેલી છે તેથી જામેઅ હકાએક કહેવાય છે; હજરતે અમીરૂલ મોઅમેનીન અ૦ ફરમાવે છે કે હકતઆલાએ મલાએકાઓને ફકત અક્કલ અતા કરી છે, તેઓને શહવત અને ગઝબમાંથી કાંઇ પણ આપેલ નથી. અને હયવાનોને ગઝબ તથા શહવત આપીને અક્કલથી બેનસીબ રાખ્યા, અને ઇનસાનને એ તમામ ઉપર બુઝુરગી અતા ફરમાવી, તો જો ગઝબ અને શહવતને અક્કલના તાબામાં કરી લીએ તો મલાએકાથી અફઝલ થશે, કેમકે એટલી મોટી આડી આવનારી ચીજો ગઝબ અને શહવતને તોડીને અક્કલને તાબે કરે છે; અને મલાએકાઓને એવી નડતર છેજ નહીં, અને અગર શહવત અને ગઝબનો તાબેદાર બની જાય તો હયવાન કરતા પણ બદતર ગણાશે; કેમકે અક્કલ જેવો કોવો તેની મદદમાં આપવા છતાં શામાટે ગઝબ અને શહવતની તાબેદારી કરી? અને હયવાનો માટે એ કુવ્વએ આપેલા મદદ માટે નથી તેથી તેઓપર કશો ઠપકો નથી.

“નાજી” કહે છે આ દુન્યાની અંદર ખુદાની તાબેદારી કરતાં આનાકાની કરીએ છીએ પણ જે વખતે જન્નતમાં મોટા દરજ્જા અને સરદારી મળવાની તે વખતે એવી મીઠી શીરીન લાગશે કે જે વીશે કાંઈ લખી શકતો નથી માટે જેમ બને તેમ તે માલીકના ફરમાંબરદારી કરવી જોઇએ.

## ફસલ ત્રીજી, કોવાઓની લઝ્ઝત અને મુસીબત.

ઉપર લખાઇ ગયું તેથી સમજણ પડી કે ઇનસાનની અંદર ચાર કોવા છે અને તે તમામના સરદાર અને ઉપરી છે અને તેને ગણતાં નામ વધારે થાય છે. નઝરીય્યાહ, અકલીય્યાહ, વહમીય્યાહ, ખયાલીય્યાહ, સમઅય્યાહ, ગઝબીય્યાહ, બતનીય્યાહ, અને શહવાનીય્યાહ; અને એ દરેકને માટે લઝ્ઝત અને મુસીબત છે, અને તે દરેકની લઝ્ઝત એના અંદર છે કે જે ચીજો તબીઅતને પસંદ આવે, અને તેથી ઉલટી બાબતોમાં મુસીબત છે.

અક્કલને પેદા કરવાનું કારણ એ કે હકાએકની મારેફત મેળવે, અને તેને ઇલમ અને મારેફતથી લઝ્ઝત મળે છે; અને જાહીલપણું અને તથા ઓછી સમજ તેના માટે મુસીબત છે, ગઝબનું પેદા કરવું કહર અને ઇન્તેકામ (બદલો લેવો) માટે છે, અને તેને ગલબો તથા તસલ્લુત (ફાવી જવું) થી લઝ્ઝત મળે છે; અને હારી જવું તથા પાછું હઠવું તેના માટે મુસીબત છે, શહવત પેદા કરવા બદનની રાહત અને પસંદ પડતી ચીજોની ખાહીશ કરવા માટે છે, તો તેને જોઇતી ચીજ મળે તેમાં તેને લઝ્ઝત મળે છે, અને તેથી ઉલટામાં મુસીબત છે; વહમને પેદા કરવાનો સબબ એ છે કે બારીકી અને ઝીણી બાબતોને શોધી કાઢે. અને તે પોતાને મતલબે પહોંચે તેમાંજ તેની લઝ્ઝત છે; અને તેથી મહરૂમ રહેવું તેના માટે મુસીબત છે.

જેવી રીતે એ ચારે કોવામાં અક્કલનો મોટો દરજ્જો અને એ ત્રણેની ઉપરી છે, તેમજ તમામ કરતાં વધારે લઝ્ઝત અક્કલને મળે છે, અને અહવાલમાં ફેરફાર થવાથી

તેણીમાં ફેરફાર થતો નથી અને બાકીની તમામ લઝ્ઝતો તેની સામે હીચ છે. પણ ઇનસાનમાં જે કોવાનું જોર વધી તેની પેરવી કરશે તેમાં લઝ્ઝત વધારે મળશે અને બીજીમાં નહીં મળે, અને જે વખતે હયવાનીયત વધી જાય છે તો અકલીયાહની લઝ્ઝત તેને મળતી નથી કેમકે એ લઝ્ઝત છે તે પાક પાકીઝા નફસ માટે છે કે જે વખતે ખરાબ સીફાતો નીકળી અને દુર થાય અને ફઝાએલ પયવસ્ત થાય તો લઝ્ઝત મળે છે, જે વખતે ઇનસાનને અકલની લઝ્ઝત મળીને અકલનું હુકુમતપણુ વધી જાય છે તો બાકીના ત્રણે કોવા તેને તાબે રહે છે અને તેઓને લગતી લઝત પણ સારી રીતે મળે છે અને દીન બદીન વધારો થતો જાય છે અને નુકસાન કે ઝવાલ કે ખરાબ થવા પણું તેના માટે નથી.

અજબ છે એ લોકોથી કે જાહેરી લઝ્ઝત જે ખાવાપીવા અને નીકાહ કરવા વી૦ ની છે તેનેજ લઝ્ઝત ગણે છે અને એ ચીજો પુરેપુરી મળે એટલે છેલ્લાં દરજાની નેઅમત અને લઝ્ઝત સમજી લીએ છે અને જે હકીકી અને ખરી લઝ્ઝત છે તેને નાંઈ પણ સમજતા નથી અને એની પણ ખબર નથી કે ઇનસાનીયતને મોટો મરતબો અને છેલ્લો દરજો કઈ ચીજમાં છે એટલુ સમજે છે કે હુરગીલમાન સેબ અંગુર અનાર શરાબ વીગેરે આખીરતમાં મલે એટલે ગોયા તમામ નેઅમતો મળી, અને મુસીબત અને દુઃખ એને સમજે છે કે આગમાં નાંખી અને બાળે. સાંપ વીછુ કરડે વીગેરે વીગેરે અને જે બંદગી ઇબાદત કરે છે તે એજ જન્નતની સારી સારી ચીજો મળવા માટે અને વાજીબ કામ કરી ગુનાહ તરક કરે છે તે એટલા માટે કે એ આગના અઝાબથી નજાત મળે પણ નથી સમજતા કે એવી ઇબાદત મજુર અને ગુલામ લોકો જેવી છે અને એ લોકોનો એથી મતલબ એકે આ થોડી અને નાની લઝ્ઝતને તરક કરીએ તો ત્યાં મોટી અને સારી લઝ્ઝત મળે તો એ મોટી અને હમેશની લઝ્ઝત માટે થઇ આ થોડી અને ટુંક મુદતની લઝ્ઝતને તરક કરે તે એવે આલી દરજે કેમ પહોંચે ! તેથી કાંઇ પરવરદીગારની હુઝુરીને નજદીકી મળવાની ?

જે લોકો આગની બીકથી રોવે હુરના વીસાલના શોખમાં ઇબાદત કરે ઊમદા ઉમદા ખાણાની લાલચે રોઝા રાખે હુરેગીલામનની મુલાકાત માટે નમાઝ પડે તેવા લોકોને ખુદાની નજીકીની ગાદી ઉપર બેસનારમાં કેવી રીતે ગણાય ? તો કયા કમાલ મરતબાથી તે તઅઝીમ અને તવકીરને લાયક ગણાય? એ તમામ બાબત ગફલતમાં થઇ ફકત રૂહની ખુશી અને લઝ્ઝતથીજ મતલબછે પણ હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું તેની ખબર નથી કે "ઇલાહી મા અબદતોક ખૌફન મિન્નારેકા; વલાતમઅન ફીલજન્નતેકા વલાકીન વજદતોકા અહલીલ એબાદતે અબદતોકા" યાઅને અય ખુદાવંદા તારી ઇબાદત કરૂછું તે જહન્નમના ખોફથી કે જન્નતના શોખથી નથી કરતો ફકત એટલાજ માટે કે તને મેં બંદગીની લાયક સમજ્યો તેથી તારી ઇબાદત કરૂ છું* આએ જીસમની

---

* એ ઉપરની બાબત કે દોઝખની બીક અને જન્નતના શોખથી ઇબાદત કરે તે ઠીક નથી વી૦ લખ્યું તો તે મોટા દરજ્જાવાળા માટે છે જેને મહા મોહટે દરજ્જે પહોંચવું હોય તેઓએ એમ ન કરવું તે ઉપરથી આપણાથી થતી ઇબાદત તરક ન કરવી લોભ અને ડરથી પણ વાજેબાત અદા કરવા વીગેરે "નાજી"

લઝ્ઝતો છે તેનો એતેબાર અને કદર અહલે બસીરતની નજરમાં નથી કેમકે એ લઝ્ઝતમાં હયવાન અને ઈનસાન તમામ બરાબર છે અને એવા મુંગા હયવાનોની સાથે શરીક હોય તેવી બાબતમાં શું કમાલ છે ?

વધારે અજબ તો એ લોકોથી છે કે કેટલાંક ખાવા પીવા અને સારા કપડા પહેરવા અને ઓરત કરવી ઉમદા મકાનો બનાવવા જાહ મનસબ અને આબરૂ તેમાંજ મોટી લઝ્ઝત સમજે છે અને જેઓ એથી બે નસીબ છે તેઓને મહરૂમ સમજે છે અને તેઓ પર ફખર અને બડાઈ કરે છે.

અને દુન્યાદારોનો એવો પણ હાલછે કે કોઈને જુવે કે શહવતને તરક કરી દુન્યાની લઝ્ઝતોને લાત મારી છે તો તેની ખીદમત બહુજ કરશે અને તેની સામે પોતાની આજેઝી અને લાચારી જાહેર કરશે અને તેની સામે પોતાને બહુજ હલકો અને ખરાબ ગણશે તો આગળ જે આવી ગયું કે દુન્યાની લઝ્ઝતની ચીજો જેની પાસે ન હોય તેને બે નસીબ સમજે અને તેનાપર ફખર કરે પણ જ્યારે તેજ લોકો આ મુજબ વરતે કે જેણે દુન્યાની લઝ્ઝતો તરક કરી તેને સારો સમજી તેની સામે પોતાને બદબખ્ત સમજે, તો તે ઉપર-થીજ સાબીત થયું કે જેની પાસે દુન્યાની લઝ્ઝતો ન હોય અને તેથી છેટો રહે તેને સારો ગણે છે વળી જો દુન્યાની લઝ્ઝતો અને ચીજો સારી હતે તો તે જાહેર કરવાથી ખરાબ ન લાગતે જેમકે કોઈને કહે કે આતો બહુજ ખાય છે એતો ખાવાપીવામાંજ મશગુલ રહે છે તો તેને માઠું લાગે છે તો જો એ સારી બાબત હતે તો માઠું ન લાગતે કેમકે દરેક ઇનસાન પોતે પોતાની બુઝરગી જાહેર કરવામાં રાજી છે, તો એ લઝ્ઝતો ફકત એ-ટલાજ કામની છે કે બદનને થતી ઇજાને અટકાવે છે ખાતી વખતે જે લઝ્ઝત મળે છે તેથી એ ફાયદો કે ભુખને દફે કરવી વીગેરે.

એ બાબતોથી સાબીત થયું કે જીસમની લઝ્ઝતો છે તેમાં કમાલ નથી અને ઇનસાન છે તે કુવ્વએ આકેલા અને લઝ્ઝાતે અકલીયાહમાં મલાએકાથી મળેલ છે અને કોવાએ ગઝબાયયાહ શહવીયાહ અને વહમીય્યાહ એ લઝ્ઝતે જીસમીય્યાહમાં જંગલી જનાવરો ઢોર અને શયતાનને મળતા છે હવે જે વખતે જે કુવ્વાનું વધારે જોર થયું અને તેનુંજ ચાલ્યું મના લાગ્યું તો ઇનસાન તેવો થવાનો, તો અએ બીરાદરે જાન બસીરતની આંખ ઉઘાડ હોશમાં આવ અને જો કે પોતાને કેવો બનાવ્યો અને કએ મરતબે પહોંચાવ્યો જાણ તુ કે અગર કુવ્વએ શહવીયાહ તમામ કુવ્વાહ ઉપર ગાલેબ થાય નો ઘણે ભાગે તારો વીચાર અને ફીકર અને ઝીકર ખાવાપીવાની ચીજો ઓરતની ખાહીશ અને તમામ લઝ્ઝતોની ચાહના અને ઘણેભાગે સારાસારા પકવાન અને ખાણાની તૈયારીમાં અને ખુબસુરત ઓરતો લાવવાની ફીકરમાં રહેશે તો એવી હાલતમાં પોતાનું નામ ઈનસાન નરાખ બલકે હયવાનોમાં હીસાબ કર, અને અગર કુવ્વએ ગઝબીયાહનું જોર તમામ કુવ્વા કરતા વધી ગયું તો હરવખત ખલ્કે ખુદા ઉપર મોટો દરજો જાહ મનસબની ખાહીશ થવાનો અને બાંધવું મારવું પછાડવું ભાગવું ગાળો દેવી બદ બોલવું તથા લોકોને ઇઝા પહોંચાડવામાં રહેવાનો તો એવી હાલતમાં પોતાને ઇનસાન ન સમજ બલકે ફાડીખાનાર એક જંગલી જનાવર અથવા કરડવાવાળો કુતરામાં હીસાબ કર, અને અગર કુવ્વએ શયતાનીયાહ કે જે કુવ્વએ વહમીયામાં દાખીલ છે તેનું જોર વધી ગયું તો હમેશા મકર ફરેબ દગાબાજી

હીલા વીગેરે કરશે અને મખપ્રી વાતોની તપાસ કરશે તો એ વખતે પોતાનું ઇનસાન સ- મજ નહીં બલકે જીસમવાળા શયતાનમાં હીસાબ કર, અને અગર કુવ્વએ આકેલાનું જોર વધી ગયું અને હર વખત એ માઅબુદની માઅરેફત અને મલાએકોની ખુસલત મેળવવામાં કોશીશ કરે અને ઇબાદતથી મતલબ રઝાએ પરવરદીગાર અને ઇતાઅતે રસુલે મુખ્તાર હોય અને સઆદતનો રસ્તો પકડે તથા એ માલીકની નજીકીએ પહોંચવાના મર- તબાની ખાહીશ રાખે તો પોતાને ઇનસાને હકીકી સમજ અને તે વખતે મલાએકાઓથી પણ વધી જવાનો અને તેઓના મરતબાથી બુલંદ મરતબો પામવાનો. તો જેને જરા પણ હોશ હોય અને પોતાના નફસનો દુશમન ન હોય તેને જરૂર છે કે કુવ્વએ આકેલાનું જોર વધારે અને હમેશની સઆદત તથા નેકબખતી મેળવવાનું કરે તથા નેક અખ્લાક સારી સીફાતો હાસીલ કરવા માટે કોશીશ કરે તથા ખરાબ અને રઝીલ સીફાતોને દુર કરે તથા શહવાતે નફસાની અને લઝ્ઝતે જીસમાનીયાહને તરક કરે પણ જરૂરત જેટલી ચીજો વાપરે.

---

## ફસલ ચોથી દુન્યાની ચીઝો વાપરવા વીશે.

ખાવા માટે એટલી ચીજ વાપરવી કે જેથી બદન સહીહ અને સલામત રહે અને મરે નહીં અને એટલીજ વાપરવી જરૂર છે અને તે ઇલાજ તરીકે છે પણ પોતાની ઝીંદ- ગીને સારસારૂ ખાવું અને લઝતવાળી ચીજો મેળવવા માટે બરબાદ ન કરે એથી વધારે મેળવવા માટે એ છે કે પોતાની ઓરત બચ્ચાઓન પાળીપોશી શકે પણ તેથી વધારે હી- રસ કરવી તે વબાલ અને નુકસાની છે, પેહરવા માટે એટલીજ મેળવે કે બદનને છુપાવી શકે અને સરદી તથા ગરમીમાં બચી શકે અને તેથી વધારે મેળવવુ એ માટે છે કે પો- તાની બરાબરીયાની સામે બેકદર ન થાય, મુજામેઅત (સોહબત કરવી ) એટલા માટે કરે કે ઓલાદ થાય અને નસલ બાકી રહે પણ શહવતના દરયામાં ગોતા ખાવા અને તેજ બાબતમાં ધ્યાન રાખવું તે ખરાબ છે કેહકે એમાં મશગુલ રહેવાથી શકીપણું અને હલાક- પણું આવે છે તો અએ માઅશરે ઇખવાન અને ગુરૂહે બીરાદરાન (એટલે અએ ભાઇઓ) ખુદા વાસ્તે પોતાપર રહમ કરો અને તમામ રસ્તા બંધ થવાની પહેલા પોતાપર રહમ કરો અને જાગો અરે તમારા પગ ભાંગી જવાની પહેલાં રસ્તો પુરો કરો પોતાને સંભાળો કે વખત ગુઝરતો જાય છે અરે ગફલતમાં પડયા ન રહો કે ઊમર તમારી કોતાહ અને મુખતસર છે ખરાબ સીફાતોના મુળ મજબુત થવાની અગાઉ તેનો ઇલાજ કરી લીઓ કેમકે જો તપાસ નહી રાખો તો ખરાબ ચીજોની આદત થઇ જશે અને શયતાનનું લશકર તમારા દીલની મમલેકતને ઘેરી લેશે અને દીલનું તખત છે તેનાપર શયતાન સુલ- તાનપણું ભોગવશે અરે તારી જવાની છે તે દીનબદીન ઘટી ઘટીને ઝઇફી આવતી જશે અને ખરાબ સીફાતો છે તે મજબુત થતી જશે કોઇને કાંટો વાગ્યો હોય તો તે જવાનીમાં તરતજ નીકળી શકે અને જો તે વખતે ન કાઢે તો તે કાંટો ઉંડા મુળ નાંખવાનો અને કાઢવાવાળો ઝઇફ નાતવાન થવાનો તો તે તારી જવાનીની હાલતમાં શયતાનના લશકર સાથે મુકાબેલો કર્યો નહીં એવી હાલતમાં કે તેના લશકરે હજુ તારા દીલની મમલેકતને કબજો કરેલ નથી તો જે વખતે તું બુઢો થઇશ અને તેનું લશકર પુરેપુરો કબજો કરી લેશે તે વખતે તારાથી તેનો મુકાબેલો કેવી રીતે થવાનો ?

પણ હરહાલમા ખુદાની રેહમતથી નાઉમ્મેદ થવું નહી કેમકે તેની રેહમતથી નાઉમ્મેદ થવું રૈવાં નથી; દરેક વખતે હરહાલમાં પોતાથી બનતી કોશીશ કરવી.

જનાબે શેખ ફાઝીલ અહમદ બીન મોહમ્મદખાન યાઅકુબકે તેઓ આએ "તહઝીબે અખલાક"ના ઉસ્તાદ છે અને અહલે ઇસલામમાં આ ઇલમની કીતાબ એ સાહેબે પહેલે લખી છે, તેઓ કહે છે જે વખતે હું મારા તબીઅતની મસતીથી હુશીયાર થયો એટલે જાગૃત થયોં, અને ગફલતની ઊંઘથી આંખ ઉઘાડી તે વખતે મારી જીંદગીની હાલત ખલાસ થઇ અને ઝહરી આવી જવાનીમાં જે જે ટેવ અને આદતો પડેલી તે મજબુત થઇ દીલમાં જામી ગીએલી, એવા વખતમાં મે બહુજ સખત મેહનત અને કોશીશ કરી કે જેના થકી એ ખરાબ આદતો દુર થઇ, એટલે સુધી કે ખુદાએતઆલાએ મને તોફીક અતા ફરમાવીને એ હલાકીથી નજાત મળી.

તો અએ જાને બીરાદર નાઉમ્મેદ નથા અને જાણ કે ખુદાની ફેઝ અને રહમતના દરવાજા ખુલ્લા છે અને દરેકને માટે નજાતની ઉમ્મેદ છે, અને જાણવું કે જે નુર અને સફાઇ ગુનાહની કાળપથી ચાલી જાય છે તે પાછી તેજ હાલતમાં આવી શકે એમ નથી, બલકે જરૂર છે, કે તે માઅસીયત અને ખરાબ સીફાતોને અંદરથી દુર કરે અને નેકીઓ કરે તે વખતે નફસ અવ્વલની માફક સાફ થાય છે અને ગુનાહ કર્યા નહતા એવી હાલતમાં આવે છે તોપણ આ નેકીયું કે જેનાથી તે દીલની કાલપ દુર થઇ દીલ પાક સાફ થયું તેથી રોશનાઈ અને સઆદત હાસીલ થવાની નહીં, હા અગર તે ગુનાહ કર્યા નહતે અને આ નેકીયો કરી હતે તો એ મોટુ ફળ હાથ આવતે અને આખરે તેમાં પણ દરજા મળતે, પણ પહેલે ગુનાહ કરીને એ નેકીયું કરી તેથી તે નેકીના સબબથી મળતા દરજા ચાલતા થવાના, તો તેમાં એક સવાલ ઉતપન્ન થશે કે એ નેકીયો કરવા છતાં તેનો ફાયદો નથી મળતો અને તે નેકીયુંમાં જે મોટા દરજા મળવાનો ગુણ છે તે કયાં ગુમ થયો? તો તેનો જવાબ એ છે કે પહેલે ગુનાહ ન કરીને એ નેકીયો કરી હતે તો તેના મુકાબેલામાં જે જે દરજા ખુદાએ રાખેલા છે તે મળતે પણ ગુનાહ કરવા પછી એ નેકીયો અમલમાં આવી તો તે નેકીયુંના સબબથી તે ગુનાહ માફ થઇ એની તારીકી (અંધારાપણું) દુર થઈ દીલ સાફ થયું તે તેના ફાયદા અને સવાબથી થયું, ગોયા તેનો બદલો મળ્યો પણ આ બદીને દુર કરવામાં ગયો.

---

## ફસલ પાંચમી એ ચારે કોવાના ગુણ વીશે.

સાબીત થયું કે એ ચાર કોવા સીવાય બીજી બાબતો છે પણ એ ચાર સીવાય બીજાનું કંઇ પણ ચાલી શકતુ નથી, એ ચાર છે તેજ નફસની બાદશાહીમાં દખલ આપી શકે છે, તો જેટલા સારા નરસા અને નેક તથા બદ કામો થાય છે તે એ ચારનાજ સબબથી છે, પણ ખૈરાત અને નેકીઓ છે તે જયાંસુધી કુવ્વએ આકેલાનું જોર નહીં થાય ત્યાંસુધી નહી થાય, કેમકે નેક કામ અને સારી ચાલ અને ઊમદા કામ કરવાનો ગુણ કુવ્વએ આકેલામાંજ છે અને જે વખતે એ કુવ્વએ આકેલાનું જોર ઘટીને આજીઝ અને લાચાર થઇ જાય તો બદી અને ગુનાહો થાય છે.

# બાબ બીજો.



## ફસલ છઠ્ઠી ચાર કોવાની ચાલાકી ગુણ અને કામ.

કુવ્વએ **"આકેલાહ"** અને કુવ્વએ **"વહમીય્યાહ"** છે તે કામોની બારીકીને કેવી રીતે કરવા તે જાણે છે ને સમજે છે; પણ પહલે તેઓ **કુલ્લીયાતને** સમજે છે પછી જુઝઇયાત જાણે છે, કુલ્લીયાત એટલે તમામ બાબતની એક ચીજ જેમકે **"બગીચો"** તે કુલ્લીયાત કહેવાય; અને જુઝીયાત એટલે કુલ્લીયાતની અંદરની ચીજો જેમકે બગીચાંની અંદર ઝાડ, કુંડા, કુવો, વીગેરે વીગેરે, અને બદનથી જે ફએલ થાય છે તેને અફઆલે જુઝઇયાદ કહે છે, અને તે જુઝઇયાતને અમલમાં લાવનાર કુવ્વએ વહમીયાહ છે, અને તેથી તેને કુવ્વએ આમેલા પણ કહે છે, અને અક્લે અમલી કહે છે; ને પહેલાને અક્લે નઝરી કહે છે અને કુવ્વએ એકેલા તેજ છે,

**કુવ્વએ ગઝબીય્યાહ અને કુવ્વએ શહવીયાહ** છે તેઓનું કામ બદનને હરકતમાં લાવવાનું છે; તેમાં જે કુવ્વએ ગઝબીયાહ છે તે બદનને હરકતમાં લાવે છે તે એવી રીતે કે જે નાપસંદ ચીજ સામે આવે તેને દુર અને દફે કરવા તૈયાર કરે છે; અને **શહવીય્યાહ** છે તે પસંદ પડતી ચીજ મેળવવા માટે બદનને હરકતમાં લાવી તે લેવા કે લાવવા તૈયાર કરે છે;

જો કુવ્વએ **આકેલા** તમામ ઉપર ગાલેબ હોય અને તમામ કોવા તેની તાબેદારી કરે તો અલબત્તા તમામ કોવાથી સારા અને લાયક કામ હોય તે બની આવે છે, અને નફસની હુકુમત અને મુલકમાં ખલલ ન આવતા સારી રીતે ઇનતેઝામ અને બંદોબસ્ત રહે છે; અને ઇનસાનીયતમાં ગણાશે.

અને તે દરેક કોવા માટે આદાબ અને પાકીઝગી છે તે મળવાની, અને તેમજ તે દરેકને જે જે ફઝીલત છે તે હાસલ થવાની.

તો કુવ્વએ આકેલાની તહઝીબ (સારો ગુણ) અને પાકીઝગી એ છે કે તેનાથી **હીકમત** હાસીલ થાય છે, અને તે હીકમતથી વૈદકકે ડાકતરપણું નથી બલકે હકીકી હીકમત છે;

કુવ્વએ આમેલા જેને કુવ્વએ વહમીયાહ કહે છે તેની પાકીજગી અને તહઝીબ એ છે કે **અદાલત** હાસીલ થાય, અને તે આદાલતથી પણ એજ અદાલત જે હકતઆલા તરફથી હુકમ છે તે;

કુવ્વએ ગઝબીય્યાહની તહઝીબ એ છે કે **શુજાઅત** (મરદપણું ડરે નહીં તે) હાસીલ થાય, અને સુજાઅતથી પણ એજ મતલબ કે જેને ખુદાએ પસંદ કરેલ છે, નકે બેવકુફીની શુજાઅત;

**શહવીય્યાહ** ની તહઝીબ એ છે કે **ઇફફત** હાસીલ થાય, ઇફફત એટલે બદ અને ખરાબ કામથી પરેહજ કરવી તે.

એ ચારે સીફાતો અખલાકે ફઝેલાહમાંથી છે, એટલે સારી અને પસંદ કરવાની બાબતો છે, અને બાકીની તમામ નેકસીફાતો એ ચારના અંદરથી નીકળે છે, એટલે એ ચારે સીફાતોના સબબથી તમામ સારા અને નેક અમલ થઇ શકે છે, મતલબ કે એ ચારે સીફાતો તમામ નેકસીફાતોનો મંબો છે, એટલે ઘર છે.

## ફસલ સાતમી એ ચાર સીફાતોની વધારે તાઅરીફ.

એ ચાર સીફાતો ઉપર આવી ગઈ, પણ તેના સાથે નામ લખવાથી બરાબર ધ્યાનમાં રેહશે.

**૧—હીકમત. ૨—શુજાઅત. ૩—અદાલત. ૪—ઇફ્ફત.**

"**હીકમત**" છે તેથી સારી તદબીર અને હુશીયારી આવે છે, "**શુજાઅત**" થી મોટી હીમ્મત અને સબર મળે છે, તેમજ હીલમવકાર વીગેરે હાસીલ થાય છે, "**ઇફ્ફત**" થી સખાવત, હયા, શરમ, અમાનત, હસ્તુ મોદું વીગેરે બાબતો હાસીલ થાય છે, "**અદાલત**" થી ઇનસાફ હક નાહકને ઓળખવું વીગેરે બને છે.

તો સાબીત થયું કે તમામ નેક સીફાત અને બાબતોની **આ ચાર સીફાતો** સરદાર છે; અને ચાર સીફાતથી જે ચાર બાબતો નીકળે છે તે સીવાય પણ ઘણી ચીજો છે, અને એ ચારે સીફાતોથી જે અમલ થાય છે તે એવી રીતે કે તેઓથી થતી બાબતો ઉપર લાગુ પાડીએ તો તેની સમજણ પડે જેમકે.

**હીકમત** એને કહે જે ચીજો છે તેના હકાયક ઓમુર, એટલે મોટી મોટી હકીકતની બાબતોને ઓળખવી, અને તે કેવી છે તે સમજવી, પણ તેની બેકીસમ છે **હીકમતે નઝરી** તથા **હીકમતે અમલી;** હીકમતે નઝરી એ છે કે જે ચીજો મવજુદ છે અને તે બનાવવી કે અમલમાં લાવવી આપણા ઇખ્તીયારમાં નથી તેની માહીતી મેળવવી; હીકમતે અમલી એ છે કે જે ચીજો આપણાથી થઈ શકે ને ઇખતીયારમાં છે તેની માહીતી મેળવવી.

**ઇફ્ફત**—એને કહે છે કે ખરાબ અને બુરા કામથી પરહેઝ કરવી, અને કુવ્વએ શહવીય્યાહને કબજે કરવો ને કુવ્વએ આકેલાની તાબેદારીમાં રાખવો, તેથી ઇફ્ફત હાસીલ થાય છે. **શુજાઅત**—એ છે કે મ્હા ભારે કામ અને બાબતોમાં અક્કલ પસંદ કરે તે વખતે તેમાં પડવું, અને અક્કલ મના કરે તો તેથી છેટે રેહવું, ને કુવ્વએ ગઝબીયાહનું અક્કલને તાબે થઈ તેની ફરમાં બરદારી કરવી. **અદાલત** એ છે કે. હક ના હકને ઓળખી ઇનસાફ કરવો વીગેરે, અને કુવ્વએ આકેલાના તાબેદારીમાં કરવો, અને શરએ મુકદસ તથા અક્કલથી ઉલટું કામ ન કરવું વીગેરે.

## ફસલ આઠમી એ ચાર નેક સીફાતોથી થતી નેકીયો તથા બીજી નેક સીફાતો.

જે વખતે એ ખુલાસાથી ખબર પડી કે તમામ ફઝાએલના અસલમુળ અને નીકળવાના ઠેકાણા એચાર સીફાતો છે, કે તેમાંથી તહઝીબ અને પાકી હાસીલ થાય છે. અને તમામ અખલાકે હસના (નેક આદતો વીગેરે) એ ચારે સીફાતોના તાબામાં ને તેઓની નીચે છે; ઘણા ઓલમાએ અખલાક (આઇલ્મે અખલાકના આલીમે) આ ચારે સીફાતો

**મારે બધા બાબતો** બયાન કરી છે, ને તે **તમામ ચીજો** એ ચારે **[illegible]** છે;
પછી એ કીતાબ લખનાર લખે છે કે મારા વાલીદે માજીદે કીતાબ નામે **[illegible]**
**આદાતમાં** ફરમાવ્યું છે કે **આ અખલાક** છે તે ફીકર કરવાથી નીકળે છે, **[illegible]**
વખતે ખબર પડી કે **અદાલત** છે તે **એ** છે કે કુવ્વએ આમેલા કુવ્વએ આકેલાની
તાબેદારી કરે, એટલે કુવ્વએ **આમેલા જે વહમીયાહ** છે તે જો અક્કલની ફરમાં બંરદારી
કરે તો **અદાલત** કેહવાય; બીજી કેટલીએક બાબત લખી છે પણ તે બીલકુલ સમજવામાં
નહીં આવે તેથી તેનો ટુંક મતલબ એ કે એ ત્રણે કોવા છે તેમાં કુવ્વએ આમેલા દખલ
આપે ને આને બરાબર ચલાવે તો નેક કામો થાય છે વળી એકદમ એમજ કહીએ કે
કુવ્વએ આમેલાથીજ નેક સીફાતો થઈ શકે છે તેમ પણ નથી, પણ આમેલા છે તે આકે-
લાને તાબે થઈ ગઝબીયાહ અને શહવીયાહને સીધે રસ્તે ચલાવે તો તેઓમાંથી નેક સીફાતો
પેદા થવાની, તો દરેક નેક અથવા બદ સીફત છે તે એ ત્રણે કોવાથી નીકળે છે, આકેલા,
ગઝબીયાહ, શહવીયાહથી પણ એ નેક અથવા બદ સીફાતો એ ત્રણે કોવાથી જાહેરમાં
લાવનાર કુવ્વએ આમેલા છે, કે તે જેમ કહે તેમ તે કરે, અગરચે કુવ્વએ આકેલા સરદાર
છે પણ આમેલાને પણ દખલ ઘણો છે,

ઉપર જે આવી ગયું કે ચાર કોવાથી ચાર ફઝીલત, હીકમત, શુજાઅત, અદાલત,
અને ઈફ્ફત, એ નીકળે છે, પણ જો વધારે તપાસ કરીએ તો, તે એક એકથી એક
સીફત નીકળી શકે નહીં બલકે એક બીજા કોવાની મદદથી થાય છે, જેમકે **અદાલત** છે
તેને કહીએ **વહમીયા**થીજ નીકળે છે તેમ નહીં બલકે બીજા કોવાની પણ મદદ હોય છે,
તો ફીકર અને વીચાર કરતાં નીકળે છે કે **તમામ** ફઝાએલ અને રઝાએલ (ખરાબીઓ) એ
ત્રણે ફઝીલતોની નીચે અને તાબે છે, તે **હીકમત, શુજાઅત,** અને **ઇફ્ફત** છે; અને
જે ખરાબ બાબતો છે તે એ ત્રણેથી ઉલટી ચીઝથી નીકળે છે, જેમકે કુવ્વએ આકેલા,
ગઝબીયાહ અને શહવીયાહ, અગરચે એથી સારી બાબતો પણ નીકળે છે પણ જો ઉલટી
રીતે વરતે તો ખરાબ સીફાતો નીકળે.

એથી જાહેર થયું કે તમામ અખલાકે હસના તથા સીફાતે ઝમીમા (ખરાબ) એની
ઘણી જાત છે, અને તે ઉપર બયાન થીએલી ત્રણ સીફાતોની નીચે છે, અને એ ત્રણે
કોવામાંથી બે અથવા ત્રણ ભેગા થઈ જે કામ કરે તે આમેલા કહેવાય; જેમકે **જેહલ**
(નાદાનપણું) અને **ઇલ્મ** તે કુવ્વએ આકેલાને લગતા છે, જો ઇલ્મ નીકળે તો સીફાતે
હસના (નેક) ગણાય, અને જો જેહલ નીકળે તો સીફાતે રઝીલા (ખરાબ) ગણાય; તેમજ
**ગઝબ** (ગુસ્સો) તથા હીલ્મ (નરમાસ) એ કુવ્વએ ગઝબીયાહને લગતી છે, કે જો હીલ્મ
નીકળે તો સીફાતે હસના ગણાય; અને અગર ગઝબ નીકળે તો સીફાતે રઝીલા ગણાય;
તેમજ **હીરસ** (અતી લોભ) તથા **કેનાઅત** (સંતોષપણું) એ કુવ્વએ શહવીયાહને લગતી
છે, જો "**હીરસ**" નીકળે તો સીફાતે રઝીલા ગણાય, અને જો "**કેનાઅત**" નીકળે તો
સીફાતે હસના કહેવાય;

એ ઉપર બયાન થઇ તે સીફાતે હસના તથા રઝીલા એકજમાંથી બબે નીકળે છે;
પણ કેટલીક સીફાતો એવી છે કે બબે ત્રણ ત્રણમાંથી નીકળે છે,

જેમકે **હુબ્બેજાહ** (એટલે ઇજ્જત અને માનની મોહબ્બત) તેથી મતલબ એ હોય
કે ખલાએકઉપર ઉપરીપણું મળે લોકોમાં ઊંચા ગણાય, તો તે ગઝબીયાહમાંથી નીકળી

એમ [illegible], પણ જે તેથી મતલબ માલ ભેગો કરવો અને ખાવાપીવાની ચીજોમાં વધારો કરવો, તો તે શહવીયાહમાંથી ગણાશે;

[illegible] તેમ હસદ (ખાર) અગર કોઇની સાથે અદાવતના સબબથી હોય તો તે ગઝબીયાહમાંથી ગણાશે, અને અગર કોઇની સારી હાલત જોઇને દેખી ન શકે ને હસદ કરે કે તેનાથી એ હાલત દુર થાય, તો તે તે વખતે એ હસદ કુવ્વએ શહવીયાહમાંથી ગણાશે.

હવે જો હસદ કરવાના બને કારણ હોય કે આગલાનો મોટો મરતબો કે દૌલત જોઇ ન શકે અને તે તેનાથી દુર થવાની ઇચ્છા કરે, તથા તેની સાથે દુશમની પણ હોય કે તેથી પણ તેનાપર હસદ કરે, તો તે વખતે એ હસદ, કુવ્વએ શહવીયાહ તથા કુવ્વએ ગઝબીયાહ બનેમાંથી નીકળ્યું કેહવાશે.

તેમજ જેમ એ બે કોવાથી એક ચીજ નીકળી તે ચીજ જાહીલીય્યત (નાદાની) થી હોય તો તેમાં કુવ્વએ આકેલા પણ ભેગો ગણાઇ એ ત્રણે કોવાથી હસદ નીકળ્યું કહેવાશે.

અને એમ પણ બને છે કે કોઈ કુવ્વાના સબબથી એક કામ બને ને તે પછી તેમાં બીજા કુવ્વાનું દખલ થઈ કાંઇ બને તો તે સીફત બીજા કુવ્વામાં ગણાશે ને પહેલા કુવ્વાથી નહીં ગણાય, જેમકે કોઈ ચીજ શહવીયાહને પસંદ હતી ને તે ગુમ થઈ ગઈ તેથી ગુસ્સો આવ્યો, તો તે શહવીયાહના સબબથી ગુસ્સો ઉત્પન્ન થયો, તો હવે તે ગુસ્સો ગઝબીયાહમાં ગણાશે.

---

## ફસલ નવમી ચારનેક સીફાતોના મુકાબેલામાં તેથી ઉલટી ચારબદ સીફાતો.

---

એ કીતાબ લખનાર લખે છે કે જેવી રીતે મારા વાલીદે માજીદ (પીતાજી) જામે ઉસ્સ આદાતમાં લખી ગયા છે, તે તરતીબથી હું પણ લખુંછું, કે પહલે "**કુવ્વએ આકેલાહ**" ને લગતી સારી તથા નરસી સીફાતો બયાન કરીશું, પછી "**કુવ્વએ ગઝબીય્યાહ**" ને લગતી ને તેથી નીકળતી જે નેક અને બદ સીફાતો છે તે બયાન કરવામાં આવશે, તે પછી "**કુવ્વએ શહવીય્યાહ**" ને લગતી જે સીફાતે હસના અને રઝીલા (ખરાબ) છે તે લખીશું, તે પછી બએ **કુવ્વાહ** મળીને તથા ત્રણે કુવ્વા મળીને જે જે પસંદ કરવા લાયક તથા પસંદ ન કરવા લાયક સીફાતો નીકળે છે તેનો ખુલાસો કરીશું.

**દરેક** નેક **સીફાત**ની સામે બદ સીફત તેથી ઉલટી પણ છે, અને જે **ચારે કોવાથી** ચાર સારી અને નેક સીફાતો નીકળે છે, તેમજ તે ચારેની સામે ચારેથી ઉલટી ચાર બદ સીફાતો પણ નીકળે છે: જેમકે—

૧—"**જેહલ;**" કે તે **હીકમત**થી ઉલટી અને તેથી વીરૂદ્ધ તેના મુકાબેલામાં છે. અને જેહલ નાદાનીને કહે છે; અક્કલ અને હીકમત ન હોય તે.

૨—"**જુબ્ન**" કે તે **શુજાઅત**થી ઉલટી અને તેથી વીરૂધ છે, **જુબ્ન** એટલે ના મરદાઈ, બીકણ, હીમ્મત વગરનો વીગેરે;

૩—"**શરહ**" કે તે **ઇફ્ફત**થી ઉલટી અને તેથી વીરૂદ્ધ છે, **શરહ** એટલે ખરાબ બદ ચાલચલણ વીગેરે;

૪ "**જવર**" કે તે **અદાલત**થી ઉલટી અને વીરૂદ્ધ છે, **જવર** એટલે ઝુલ્મ કરવો બે ઇનસાફી કરવી, હકને નાહક અને નાહકને હક કરવું વીગેરે.

જાણવું જોઇએ કે એ ચારે નેક સીફાતો જે **હીકમત, શુજાઅત, ઇફ્ફત, અને અદાલત**" એના અર્થ તથા તાઅરીફ ઉપર લખી ચુકયા છીએ.

# બાબ બીજો.

## ફસલ દસમી દરેક ફઝીલત માટે ખાસ ખાસ હદ.

જાણવું જોઇએ કે દરેક ફઝીલત માટે ખાસ મજબુત અને મુકરરર હક છે, કે તે અવસત (વચલો) રસ્તો ગણાય છે, અને તે હદથી આગલ પાછલ વધી ઘટી જવાથી તે નેક સીફતથી નીકળી રઝીલા જે ખરાબ સીફત છે તેમાં ફસાઈ જવાય છે, તો જેજે સીફત કે બરાબર અવસતને દરજે છે તે **મરકઝે દાએરાહને** ઠેકાણે છે, મરકઝે દાએરાહ એને કહે છે જેમકે પ્રકારથી ગોળ લીટી ખેંચવી હોય તો તે પ્રકારની એક અણી વચમાં રાખી બીજી અણીચારે તરફ ફેરવો એટલે ઘોળ દાએરો થાય છે, તો વચલી અણીથી જે મીંડુ થાય છે તે મીડાને મરકઝ કહે છે, તો તે મરકઝ નેક સીફાતની માફક છે, અને તેને મુકીને આજુબાજુની તમામ જગ્યો ગોયાબદ સીફાતની માફક છે, તો અગર તે મરકઝમાં જ્યાંસુધી રેહશે ત્યાંસુધી બરાબર મુસતકીમ રહે છે, અને જો તેમાંથી જરા પણ દુરી પકડશે તો તે બદસીફાતોમાં ફસાઈ પડવાનું થવાનું;

તો એ ઉપરથી એમ જણાય છે કે એક **નેકી** અથવા સીફતે હસનાની આગળ પાછળ બાકે ચારે તરફ હજારો બદીઓ અને સીફાતે રઝીલા હોય છે; તો બહુજ ચેતીને ચાલવું જોઇએ કે જરા આગળ પાછળ વધી ઘટી ગયો કે ખાડમાં પડવાનો; જેમકે એક જંગલમાં ચારે તરફ સાંપ અને વીંછુ વીગેરે ઇજા આપનાર જનાવરો હોય અને તેઓની વચમાં એક નાનું એવું કુંડાળુ હોય કે તેમાં તે કોઇ આવી ન શકે, પણ તે કુંડાળાની અંદરથી જરાક પગ બાહેર કાઢયો કે તે ફટકાવાના;

તો એજ સબબ છે કે નેકી અને સારા કામના અસબાબ કરતા બદી અને ખરાબ કામના અસબાબ ઘણા છે અને બે શુમાર ચીજોની અંદરથી એક ચીજ ગોતી કાઢવી અને તેનાપર મુસતકીમ થવું બહુંજ મુશકીલ છે, એટલુંજ નહીં પણ જે ચીજ વચમાં હોય તેની પાસે પહોંચવું વધારે ભારે પડતુ છે, તેમજ ત્યાં ઠહેરવું ને કાયમ રેહવું તે પણ સખત છે, એટલા માટે વચલી બાબત તપાસવી કે તે પુરેપુરી હદની જગ્યો છે તે બેહદ મુશકીલ અને સખત છે એજ કારણ છે કે હઝરતે રસુલે ખુદા સ૦ જે તમામ જહાનના સરદાર છે તેઓપર **સુરએહુદ** નાઝીલથયો, ને તેમાં એ જનાબને હુકમ થયો કે **"ફસતકીમ કમા અમરતા"** યાઅને તમોને હુકમ કરવા મુજબ સાબીત કદમીથી ઉભા રહો; હઝરતે ફરમાવ્યું કે મને સુરએહુદે પીર (બુઢો) કરી નાખ્યો;

અને મખફી ન રહે કે **વસત** (વચલો ભાગ) બેકીસમની છે, એક વસતે હકીકી એને કેહે છે જેની નીસબત ચારે તરફથી બરાબર હોય, જેમકે ચાર અને બાર કે ચારની આગળ પણ ચાર ચારની પાછળ પણ ચાર ચારની વચમાં પણ ચાર;

અને વસતે ઇઝાફી એટલે તે ખાસ વસતે હકીકી નહીં પણ તેની પાસે અને નજીકમાં હોય તે કે જેને ઉરફમાં કહે કે એ પણ વસતની પાસે બલકે વસત જેવુંજ છે; અને બાઅઝોએ તેની તફસીર એવી કરી છે કે તે વસતે હકીકીની બહુજ પાસે હોય ને

ત્યાં પહોંચવું બની શકે તો ઇલ્મે અખલાકમાં મોઅતબર અને મુસતકીમ આએજ વસતે ફઝીલત છે, કેમકે વસતે હકીકી મેળવવી અને ત્યાં પહોંચવુ બેહદ મુશકીલ અને સખત છે, તથા તેનાપર સાબીત અને કાયમ રહેવું બની શકતુ નથી, "નાફી" કહે છે તેથી એમ શક ન પડે કે જેથી ન બની ન શકે તે શા માટે વાજીબ હશે, પણ તેનો મતલબ એ કે આમ લોકોથી તેનાપર સાબીત કદમ રહેવુ ન બને એવુ છે પણ જે અવલીયાઓ છે તેઓ માટે ન બને તેમ નથી,

તો જે વખતે વસતે ઇઝાફી મોઅતબર ગણાય છે, તો તેમાં ઇખતેલાફ થવો પણ મુમકીન (બનવા જોગ) છે, કે કોઈ કોઈ વખતે અવસાફે હમીદાહ (નેક અને સારી સીફાતો) દરેક શખશના અહવાલ મુજબ તેમજ વખતના ફેરફાર મુજબ થયા કરે છે, કોઈ અમલ એવાથી એવે વખતે બને છે કે વસત કરતા વધારે ફઝીલત હોય છે, પણ તેજ બાબત બીજા માટે રઝીલા (ખરાબ) પણ થઇ પડે છે, જે વીશે આગળ ખુલાસો આવશે.

## ફસલ અગીયારમી, ચાર નેક સીફાતોના મુકાબેલામાં આઠ બદ સીફાતો.

ઉપર જે બયાન થઇ ચુકયું તેથી સાબીત થયું કે દરેક નેક સીફાતની સામે રઝીલા (ખરાબ) સીફાતો બેશુમાર છે, ઇફરાત અને તફરીતમાં જે જે છે તે તમામ રઝીલા છે, એ બે તરફ બયાન કરી એક ઇફરાત એટલે હદથી વધી જવુ, બીજી તફરીત એટલે હદથી ઘટી જવું, તો એ બંને ખરાબ છે, ને તે બંને ઇફરાત તથા તફરીતથી ઘણી ખરાબીઓ પેદા થાય છે ને તમામ ખરાબીઓની ગણત્રી થઈ શકતી નથી; તેને ઓળખવા એ કાએદોછે કે અવસાફે હમીદા (નેકસીફાતો) છે તે વસત (વચલો દરજ્જો) માં ગણાય છે, જ્યાંસુધી વસતમાં હોય નેકછે અને વસતથી વધી જાય તેને ઇફરાત કહે છે, તથા વસતથી ઘટી જાય તેને તફરીત કહે છે.

તો એ હીસાબ મુજબ જાહેરમાં દરેક નેક સીફાતની સામે બબે બદ સીફાત થઈ ઇફરાત તથા તફરીત; અગરચે તે ઇફરાત તથા તફરીતથી હજારો બદીઓ પેદા થાયછે; નેક સીફાતો ચાર બયાન થઈ તો તેના મુકાબેલામાં બદસીફાતો આઠ થઇ; તેની તફસીલ નીચે મુજબ.

૧-હીકમત જે નેક સીફતનું વર્ણન બહુજ વીસ્તારીને બયાન કરી ચુકયા, હવે એ હીકમતના મુકાબેલામાં બેરઝીલા (ખરાબ) સીફાત છે. એક-"જુરબુઝાહ છે એટલે જે હક બાજબી રીતે ફીકર અને વીચાર કરવી તે તેની હદથી વધી જવુ, ને જરૂરત જેટલી ફીકર ન કરવી તેને ઇફરાત માં દાખલ છે; બીજી-"બલાહત" એટલે નાદાની અને બેવકુફી હદથી ઘટીજવું ને તે તફરીતમાં દાખલ છે ૨-શુજાઅત એ સીફતને પણ જાણીચુકયા છો. તેના મુકાબેલામાં જે ઇફરાત ને દરજ્જે વધી ગીએલી ખરાબ સીફત છે તેને "તહવ્વુર" કહેછે. એટલે મરદાનગીથી બહુજ વધીજવું, ને તે પસંદ કરવા લાયક નથી બીજી-"જુબ્ન" એટલે નામરદાઈ બીકણ ડરી જવાવાળો, ને તે તફરીત છે કે હદથી ઘટી ગયો;

૩-ઇફ્ફત એ પણ સમજી ચુકયા, તેના મુકાબેલામાં જે બદ સીફાતો છે, તેમાં જે ઇફરાત ની ગીએલી સીફત છે તે એક "શરાહ" છે એટલે ખાવા પીવાની અને ઐશ

આરામની ચીઝમાં હદથી વધીજવુ; ને તે અફરાતમાં દાખલ છે, **બીજી "ખોમુદ"** એટલે ખાવા પીવા વી૰ ની ચીઝોમાં બહુજ કમી કરવી એટલે દરજે કે શરીર નબળુ થઈ સુસ્ત થઇ જાય ઇબાદત બંદગી કામ ધંધો થઈ ન શકે, ઓલાદ નથાય તો તે પણ ખરાબ ને તે તફરીતમાં દાખલ છે **૪—અદાલત**ના મુકાબેલામાં ઇફરાતને દરજે ખરાબ સીફત **"ઝુલમ"** છે એટલે લોકોની જાનમાલમાં ગેરવાજબી રીતે ઉપયોગ કરવો; **બીજી—"તમકીને ઝાલીમ"** ઝાલીમને નાહક પોતાપર ફાવવા દેવો, વીગેરે, કે પોતાથી બની શકે કે આગલાના ઝુલમથી બચીએ ને તેને પોતાપર ઝુલમ કરવા ન આપીએ, તે છતાં બે ઇજ્જતી અને ઝીલ્લત ઇખતીયાર કરવી તે હદથી ઘટી જઇ તફરીતમાં ગણાશે. **જેવી રીતે** ચાર નેક સીફાતોથી નેક સીફાતો ઘણી નીકળે છે, તેમજ એ આઠ ખરાબ સીફાતોથી બે શુમાર બદ સીફાતો નીકળે છે, જેમકે **જર બુઝાહથી**, ઇનકાર, મક્ર, ફરેબ, તથા બલાહતથી અહમકપણુ, નાદાની, અને તહવ્વુરથી તકબ્બુર, બડાઈ, એંટ તથા **જુબ્નથી** નામરદી, બીકણપણું, ખરાબ ગુમાન લઈ જવા, **શરાહથી** હીરસ, બેશરમી, બખીલી, ઇસરાફ, રીયા, હસદ, **ખોમુદથી** ઓલાદ ન થવી. એ **ખોમુદ** વીગેરેના અર્થ ઉપર આવી ગયા છે માટે ત્યાં જોઇને વાંચશો તો મતલબ સમજશો.

જાણવું જોઇએ કે ઓલમાએ અખલાકે એની ઘણી શરાહ (ખુલાસો) કરેલ છે, ને અમો પણ આ કીતાબમાં બયાન કરીએ છીએ, એ મુજબ લખીને લખે છે કે તમો જાણી ચુકયા કે બાઅઝે તેમાંથી કુવ્વએ આકેલાને લગતી છે, થોડીક ગઝબીય્યાહને લગતી છે, કેટલીક શહવીય્યાહને લગતી છે, કોઈ કોઈ બબે ત્રણ ત્રણ કુવ્વાથી નીકળે છે, તો તેને **ચાર** મકામમાં બયાન કરીશું.

## ફસલ બારમી, નેક અને બદ સીફાતો ઓળખવા વીશે.

બીમારીનો ઇલાજ કરવાની પહેલાં કેટલીક બાબતો જાણવી જરૂરી છે, કે તે જાણવા વગર ઇલાજ થઈ શકતો નથી, ઘણી વખત એમ પણ બને છે કે બાઅઝે લોકોથી કેટલીક એવી સીફાતો અને ફેઅલ નીકળે છે કે તે શખસ નેક અને અખલાકે હસનાવાળો જોવામાં આવે છે; પણ જો બરાબર તપાસ કરીએતો તેમ હોતુ નથી,

તો જે નેક સીફાતો છે તે તથા તેના જેવી મળતી બનાવટી છે તેમાં તમીઝ કરવી જોઇએ, કે તેથી સારી નરસી બાબતો મળી ન જાય, અને ગુમરાહીમાં ન ફસાય, જે કોઈ પોતાના નફસના ઐબને ઓળખશે તે ફરેબ નહીં ખાય, ને પોતાને નેક સીફાતવાળો નહીં સમજે, અને અખલાકના માયના સમજવાથી છેટે નહીં રહે.

હવે તમો જાણી ચુકયા કે **હીકમત** છે તેથી મતલબ એકે જે મવજુદ ચીજ છે તેની હકીકતને જાણવી, પણ તે ફકત જાણી લેવાથી હીકમતપણું હાસીલ થતુ નથી, જેમકે ચીઝોને ઓળખવી કે આગ છે પાણી છે તેથી હકીકત જાણી ન કહેવાય, જે હીકમત છે તે મજબુત એતેકાદથી જુદી થતી નથી; ને એ ઉપર ઉપરની બાબત જાણવાવાળો એક બચ્ચાની માફક છે કે મોટી મોટી વાતો કરે પણ કાંઈ ભેદ ન સમજે; તેમજ પોપટ કે એક પશુ છે તેને સીખવવાથી બોલે છે પણ તે તેનો ભેદ કે મતલબ સમજતો નથી, તો એ બોલવું કાંઈ હીકમતથી ભરેલુ ન ગણાય; અને એવા માણસને હકીમ ન કહેવાય.

આગાહો હોકમાએ કહેલ છે કે માલને મેળવવો એવું છે કે એક, પથ્થરૂ કોઈ પહાડની ટોચ ઉપર લઇ જવો, અને તેને વાપરવો એવું છે કે તે પથ્થર પહાડની ટોચ ઊપરથી નીચે ફેંકી દેવો; એટલે જેટલી મેહનત અને મુશકીલી એક પથ્થર પહાડની ટોચ ઊપર લઇ જતા પડે છે, એટલીજ મેહનત માલ મેળવવામાં છે, અને તે પથ્થર નીચે ફેંકી દેવામાં જેટલી આસાની છે તેવીજ આસાની માલ વાપરવામાં છે.

"નાજર" અરજ કરે છે બીજો બાબ ખલાસ થયો હવે ત્રીજો બાબ શુરૂ થાય છે, તેમાં શુરૂઆતમાં થોડી સખત બાબતો આવી ઇ૦ તે પછી આસાન અને સરળ સમજ પડે એવી બાબતો આવવાની.

## બાબ ત્રીજો.



### નેકસીફાતોની હીફાઝત કરવી અને હદથી બાહેર નીકળી જવા ન દેવી, અને બદીઓના ઇલાજ વીગેરે.



#### ફસલ પહેલી નેકસીફાતો મેળવવાની રીત અને રસ્તા.



જાણવું જોઇએ કે એક હદથી વધીને બીજી હદમાં કોઈ ચીજ જાય તો પહેલા મરતબાથી નીકળી બીજા દરજામાં પહોંચે છે, અને જેમ આગળ વધે તેમ ખરાબી અને ખામી ઓછી થઇ કમાલને દરજે થાય છે; અને કેટલીક ચીજો એવી છે કે તે ઇનસાનના કબજામાં નથી તે આપોઆપ થાય છે, જેમકે નુતફો કે જે વખતે ઓરતના પેટમાં રહે તે તેવખતે હરકત કરી એક પુતળું બની જાય છે; અને કેટલીક ચીજ ઇનસાનના કબજા અને ઇખતીયારમાં છે જેમકે લાકડું કે તેને હથીઆર વતી કાપી છોલીને જે ચાહે તે બનાવે છે; અને ઇનસાનને જરૂર છે કે પોતાની શુરૂઆત જે હાલતથી છે તે હાલત ઉપર ધ્યાન કરી પોતાને સુધારે, જેમ કે બચ્ચું પેટમાં રહે અને ખોરાકની જરૂરત જેવડું થાય તે વખતે પેટમાંજ દુટી થકી ખોરાકી ખેંચી લીએ છે; અને બાહેર આવે તે વખતે દુધ પીવા લાગે છે, અને ભુખ લાગે તે વખતે રોવે છે, એથી પણ મોટું થાય અને કોઇ ઇજા આપે તો તે સમજે છે તો તેથી બચવા માટે પોકાર કરે છે કે તેના માબાપ તેથી બચાવે, તે કરતા મોટું થાય તો પોતાથી બની શકે ત્યાં સુધી બીજાની મદદ વગર ઇજાને અટકાવે અને બદલો લીએ છે, તે પછી તેની અંદર જેવી ચાહે એવી બાબતનો અસર થઇ શકે છે, એટલે ઇલ્મ સિખાવે અથવા હુનર સીખવે તે તેને આવડે છે પણ જો એને જરા એને કાંઈ ન સીખવે તો ભોટ અને હયવાન જેવો રહેવાનો; અને જે હોંકોકી ક-

માલ માટે ખુદાએ પેદા કરેલ છે તે દરજે નહી પહોંચે, કેમકે તમામ ઈનસાન પાક ન-ફસ અને નેકસીફાતોથી ભરેલાંજ પેદા થતા નથી, અગરચે ચાલાકી અને હુશીઆરીમાં ફેરફાર, અને ફરક હોય છે;

હવે જાણવું કે ઇનસાનમાં પહેલે કુવ્વએ શહવીયાહ પેદા થાય છે કે તે થકી પોતાની ખોરાકોની તલાશ કરે છે; તે પછી કુવ્વએ ગઝબીય્યાહ તેમાં ઊતપન્ન થાય છે કે તે થકી પોતાપર થતા ઝુલમને અટકાવે છે. તે પછી કુવ્વએ અકલીય્યાહ અને સમજ તમીઝ વી૰ આવે છે, તો ઈનસાન પોતાનો હાલ એજ તરતીબથી સુધારે, કે પહેલે કુવ્વએ શહવીયાહને દુરસ્ત કરે એટલે હલાલ ખાવું હલાલ મેળવવું હરામથી બચવું અને તેથી પરહેઝગારિ કરવી કે એ ફઝાએલ આ કુવ્વાને લગતા છે, તે પછી કુવ્વએ ગઝબીય્યાહને સુધારે એથી શુજાઅંત અને બહાદુરી હાસીલ થાય છે, એટલે ગઝબીય્યાહથી લુચ્ચાઈ અને ઝુલ્મ વી૰ ખરાબ કામ ન લેતા જે સારી સીફાત કે નામરદાઈપણું અને નાહકનું ડરવું કમ હીમ્મત એવી બાબતોથી બચીને શુંજાઅંત અને હીમ્મત મેળવે; તે પછી કુવ્વએ અંકલા થકી મદદ લઇ તેનાથી નીકળતીનેકસીફાતો જેમ કે હીકમત ફઝીલત, અદાલત વી૰ હાસીલ કરી, તો જો અવી રીતે અખલાકે હસના મેળવશે તો બહુજ આસાની અને સહેલાઇથી મળી શકશે.

કુવ્વએ શહવીયાહમાં જે જે બાબતો સમાએલી છે કે સહવત, માન જાહ, વી૰ અને તેના સબબથી નઠારા કામો થાય છે, તો શહવીયાહ કબજામાં આવ્યા પછી ગઝબીયાહ આસાનીથી કબજામાં આવે છે, અને ગઝબીયાહ કબજામાં આવ્યા પછી અકેલાને બહુજ કુવ્વત અને ટેકો મળે છે. અને જો કોઇ આ રીતથી ન ચાલે તે નેક અખલાક મેળવી નહીં શકે, અને મેળવશે તો બહુજ મેહનત પડવાની; અને સઆદતના તાલીબને જરૂર છે કે કોઇ વખત પણ નાઊમ્મેદ ન થાય, હર હાલમાં પોતાના હાલને સુધારવા કોશીશ કરતો રહે; અને હીમ્મત ન હારે, બલકે એ પરવર દીગારે શફીક ! મજીદ પાસે મદદ ચાહીને કુંમ્મરે હીમ્મત મજબુત બાંધે; જેમ ઇનસાનને પોતાના બીમારીથી બચવું અને તનદુરસ્તી જાળવવી વાજીબ છે તેમજ બદ સીફાતોથી છેટે રહી નેક સીફાતો મેળવવી વાજીબ અને લાઝીમ છે; અને જેવી રીતે કોઇ બીમારી લાગુ પડે છે તે વખતે તેને દુર કરવા દવા કરે છે, તેમજ બદ સીફાતોને દુર કરવા તેના ઈલાજ કરીતેને દુર કરવી જરૂર છે; કેમકે જો બીમારીનો ઈલાજ ન કરે તો બીમારી વધી જઈ હલાકતને દરજે પહોચે છે; તેમજ બદ સીફાતોની બીમારીનો ઈલાજ ન કરે તો અબદુલ આબાદ (હમેશા) નીહલાકીએ પહોંચે છે. અને હીકમત બે તરહની છે, એકતો બીમારીનો ઇલાજ બીજી તનદુરસ્તી જાળવવી બીમારી ન આવે તેવા ઊપાય લેવા ને તેમજ રૂહની હીફાઝત માટે પણ બેકીસમના ઈલાજ છે, એકતો બદસીફાતો દુર કરવાના ઇલાજ, બીજા ઈલાજ બદસીફાતો પાસે આવવા ન દેવાના; અને એ ઈલાજ કરનારને તીબ્બેરૂહાની કહે છે, અને શરીરના ઈલાજ કરનારને તીબ્બે જીસમાની કહે છે; એજ કારણ છે કે જાલીનુસ તબીબે હઝરતે ઇસા અ૰ ની ખીદમતમાં કાગળ મોકલ્યો તેમાં લખેલું કે **"મિનતબીબી બિલ અબદાન, એલા તબીબિન નોફુસ"** એટલે આ કાગળ બદનના હકીમનો રૂહના હકીમ તરફ છે;

# બાબ બીજો.

## બારમી ફસલનો બાકીનો અહેવાલ.

અને કેટલીક વખત એમ પણ બને છે કે બાઅઝે કામથી અકલ મના કરે છે, ને ભાગી જવાનું કહે છે, તો તે નામરદાઇ નથી, બલકે તે વાજબી છે, એટલાજ માટે કહેલ છે કે સાએકા બલાઓ ને એવીજ આફતમાં ફસાવનારી બાબતોથી બાગવું અને ડરવું નહીં તે શુજાઅત નથી બલકે બેવકુફી અને નાદાની અને દીવાનાપણું છે; જેમકે વગર કારણે કોઇ જનાવરની સામે થવું, અથવા ફાડી ખાનાર હયવાન અથવા ઝેરવાળા કીડાઓથી ન ડરવું તેની સામે થવું તે શુજાઅત અને બહાદુરી નથી. બલકે બેવકુફીમાં દાખલ છે.

જાણવું જોઇએ કે હકીકી શુજાઅત એ છે કે ઝીંદગી કરતા શરમહયાને સાચવવી, એટલે હકીકી શુજાઅતવાળા લોકો મરવું પસંદ કરે છે પણ નંગો આર અને રૂસવાઇ ને પસંદ કરતા નથી, જે મરદ છે તે બલા અને મુસીબતના જામ પીશે, પણ બદનામી અને આરના જામાને નહીં પેહરે; અને એ દીવસની ઝીંદગી માટે અહલો અયાલની ફજેતી અને બુઝરગીની હીકારત ઉપાડી લેવી તે મરદાનગી નહીં બલકે દીવાનગી છે, નામદાર શુંજાઅતવાળા નેક નામી સાથે મરવાને ઝીંદગી સમજે છે અને એજ કારણ હતું કે શેરે મરદાને દીન ઇસલામની હીફાઝત માટે શમશેર અને ખંજરથી મોઢું ફેરવવ્યું નહીં, અને જેઓ આખેરતની નેક નામીને સમજી ગયા છે તેઓ ફાનીને મુકી બાકીને પકડે છે. તો દીન અને ઇસલામની હીમાયતને પોતાના સીના (છાતી) ને સીપર (ઢાલ) સમજે છે, ને લોકોના તાના અને મેણાથી પાછા હઠતા નથી.

હઝરતે અલીએ મુરતઝાએ પોતાના અસહાબોને ફરમાવેલું કે અએ લોકો અગર તમો માર્યા નહીં જશો તો પણ આખર તો મરવુંજ છે, તો કસમ છે એ ખુદાની કે જેના કબજામાં અબુતાલેબના ફરઝંદની જાન છે કે બીછાના ઉપર મરવાથી માથા ઉપર હઝાર તલવાર ખાઇ (રાહે ખુદામાં) મરવું બેહતર છે.

જે અમલ શુજાઅતવાળો અકલ અને શરાની માફક કરે છે તે મુનાસીબ જાણીને કરે છે, અને એવા શખસને મુસીબતના પહાડ ઉપાડવાથી કશી જાતની હરકત આવતી નથી તેથી ધરાતો નથી એટલુંજ નહીં પણ મુસીબત અને બલાના ઝેરના પ્યાલા પીવાથી કાંઇ રંજકે સદમો થતો નથી, ઝમીનો ફરી જવાથી દીલ બેકરાર થતું નથી, આફત અને બલાથી ડરતા નથી, બીજાઓ ઉપર જે સખત છે તે તેઓ ઉપર સહેલ અને આસાન છે; બીજાઓ પાસે સખત છે તે તેઓ પાસે નરમ છે; અગર ગુસ્સામાં આવે તો પણ અકલ-

લની તાબેદારીથી બાહેર જતા નથી, અગર ઇનતેકામ લીએ તો પણ શરાથી કદમ આગળ વધારતા નથી.

અદાલતના બારામાં સમજી ચુકયા છો કે અમલીય્યાહ છે તે કુવ્વએ આમેલાની તાબેદારી એવી રીતે કરે કે કોઈ કામ અક્કલથી ઉલટું ન કરે; પણ એવી બાબત એ વખતે થાય જે વખતે કે મલેકા ઇનસાનમાં પૈવસ્ત થાય, મલેકા એટલે નેક કામ ઉપર ચાલવાનું આસાન અને સહેલ થાય; અને તમામ કામ તેનાથી બરાબર વસલે રસ્તેથી બને, અને તેમાં દુન્યાની કશી મતલબ ન હોય; તો જે લોક જબરાઇથી પોતામાટે અદાલત ઇખતીયાર કરે અને મેહનતથી પોતાને આદીલ બતાવે અને રીયા (દેખાડવા) ના સબબથી પોતાના અઅમાલને આદીલ જેવા અઅમાલ બતાવે અને તેથી મતલબ એ હોય કે લોકોના દીલ તાબામાં કરે, અથવા માલ અથવા જાહ અથવા વઝીર-યા-બાદશાહની નજીકી મળે, તો એ આદીલ નહીં કહેવાય;

અને તેમજ તમામ ફઝીલતવાળી ચીજો છે તે એ ઉપરની ચાર નેક સીફાતોથી ઉતપન્ન થાય છે, જેવી રીતે કે હવે આગળ બયાન થશે, દાખલા તરીકે જેમકે સખાવત એને કહે છે કે બખશીસનો મલેકા હાસીલ થાય, કે મુસતહક હોય તેઓને માલ દોલત આપે, અને તે આપવાથી કશી ગરજ કે મતલબ ન હોય, તો જે કોઇ એટલા માટે ખૈરાત કરે કે માલમાં વધારો થાય, અથવા પોતાપર થતી નુકસાની અટકે, અથવા દુન્યામાં મોટું નામ થાય, અથવા બીજી કોઇ લજ્જત હાસીલ થાય, અથવા ચારે તરફ શોહરત થાય, અથવા બડાઈ અને ફખર કરવા થાય, તો એવા એવા મતલબથી સખાવત કરે તે સખાવત નથી,

તેમજ હકદારજ હોય તેવાને આપવું જેમકે કોઇ ઢોંગી અથવા ઠગ કોઇ દીનનું બાનું બતાવી ડલો લઈ જાય તેને આપવું, અથવા ઇસરાફ કરવો, એટલે ન જુવે ત્યાં ના હક વાપરવું એ પણ સખાવત નથી, અને જે ઇસરાફ કરે તે માલના મરતબાથી જાહીલ છે, અને નથી જાણતો કે માલથી પોતે તથા પોતાના અહલો અયાલની હીફાઝત થાય છે, કમાલ મરતબો હાસીલ થાય છે. તેમજ માલ અને સરવત માટે ઇસિલામની તરવીજમાં ઘણો દખલ છે; અને તેજ કારણથી સહીફએ સોલયમાનીયાહ માં વારીદ છે કે ઇન્નલ હીકમતા મઅસ્સરવતે યકઝાન, વમઅલ ફકરે નાએમ યાઅને ઇલ્મ અને હીકમત છે તે જો માલ હોય તો જાગતા છે, અને અગર ગરીબી અને તંગદસ્તી હોય તો સુતેલા છે.

અને ઇસરાફ કરવાનું કારણ કે યાતો હલાલમાલ મેળવવાની સખતીથી માહીતગાર નહીં હશે, અથવા ઘણે ભાગે જે લોકોને મીરાસમાં માલ મળેલો છે અને કમાવાની તકલીફ પડી નથી તેઓ એ મુજબ ઉડાડે છે, અને નથી જાણતા કે હલાલ માલ મેળવવાના રસ્તા બહુજ ઓછા છે, જુવો કે હલાલ તપાસવાવાળા હમેશા સખતી અને મુસીબતમાં ગીરફતાર હોય છે; અને જેઓને હલાલ હરામની પરવા નથી અને જ્યાં હોય ત્યાંથી મેળવવાનોજ મતલબ હોય અઝાબ સવાબથી કામ ન રાખે તેઓ વધારે રાહતમાં હોય છે, અને એવા લોકોને જેમ મેળવવા માટે બે પરવાઇ રહે છે તેમજ વાપરવા અને ઊડાડવા માટે પણ બે પરવાઇ રાખીનેજ ધ્યાન નથી રાખતા હલાલમાં કે હરામમાં જેમાં વાપરવા મન થાય તેમાં વાપરી નાખે છે;

## બાબ ત્રીજો.

### ફસલ બીજી પાક સીફાતો મેળવવાનો ઇલાજ.

જાણવું જોઇએ કે જે શખ્સને ખરાબ સીફાતોથી પોતાના નફસને પાક પાકીઝા કરી " સીફાતે જમીલા " ( સારી )થી શણગારવો હોય તેને જરૂર છે કે પહેલે ખરાબ અને બદ લોકોની સોહબતથી પરહેજ કરવુ લાઝીમ જાણે અને ખરાબ ચાલ ચલગતવાળા લોકોની સોહબત ન રાખવી વાજીબ સમજે અને તેઓના કીસ્સા તથા કહાણીયો સાંભળવાથી બચતો રહે અને નેક અને સારી સીફાતોવાળા લોકો સાથે બેઠ ઉઠ રાખે અને તેઓની ચાલ ચલગત ઇખ્તીયાર કરે અને તે નેક લોકો ખલાયકની સાથે કેવિ રીતે વરતે છે તે જુવે અને આગળના ઝમાનામાં ગુજરેલાં નેક લોકોની હીકાયતો વાંચે અને તેઓની રાહ રસમથી વાકીફ થાય અને તે લોકો કેવી રીતે ચાલતા હતાં શું ખાતાં હતાં વિ૦ દરેક બાબતથી વાકીફ થાય કેમકે દરેકની સોહબતમાં બહુજ અસર છે તેમજ આગલા લોકોની સારી બાબતો વાંચવાથી ઘણોજ ફેઝ પહોંચે છે. ઇનસાનની તબીયતમાં ચોરની ખાસીયત છે તેથી જે બાબત બીજા પાસે બે ચાર વખત જુએ છે તે પોતે પણ શીખી લીયે છે અને તેમાં ભેદ એ છે કે ઇનસાનના નફસની અંદર જે " કોવા " છે તેમાં કેટલાંક એવાં છે કે તે નેક અને સારી ચીઝને પકડી લીયે છે અને કેટલાંક એવાં " કોવા " છે કે ખરાબ અને બદ ચીઝ હાસીલ કરી લીયે અને તે દરેક સારી તથા નરસી ખાસીયતવાલા " કોવા " આપસમાં લડાઇ અને ઝગડો કર્યા કરે છે તેથી તે લડાઈ ઝગડો થતાં જે જેના ઉપર ફાવી જાય તે ઇનસાનના નફસને કબજે કરી પોતાની મરજી મુજબ ચલાવે છે; તો તેમાં કાંઈ શક નથી કે જે વખતે કોઇની સોહબત ઇખતીયાર કરે અને તેની પાસેથી જે કાંઇ હીકાયત કીસ્સા સાંભળે તે મુજબ પોતે પણ વરતવાની ખ્વાહીશ કરે છે એટલે સુધી કે તેની પાસે બેસનારાં ઘણે ભાગે તેનાં જેવાં થાય છે જેમ કે એક ઉસ્તાદના ઘણા શાગીરદો હોય તેમ એક મવલાના ઘણા ગુલામ હોય અને એક બાદશાહના ઘણા અમીરો હોય તેઓના સ્વભાવ ઘણે ભાગે એક બીજાને મળતા હોય છે; એક કુંબીલા અને એક શહેરના લોકો પણ એક બીજાને મળતા હોય છે.

જાણવું જોઇયે કે ઇનસાનના ઘણા " કોવા " " અખલાકે રઝીલા " ( ખરાબ આદતો ] ને ચાહવાવાલા છે. તેથી ઇનસાન બહુજ જલદી બદી ઉપર ચઢી જાય છે અને બદ સીફાતો ઘણીજ આસાનીથી મેળવી શકે છે અને સારી ચીઝો મેળવતાં બહુજ વાર લાગી સખ્તી પડે છે તેથીજ કહેલું છે કે સારી અને ઉમદા સીફાતો મેળવવી એવી છે જેમ કે ખાડામાંથી ઉપર ચઢવું અને ખરાબ સીફાતો મેળવવી એવી છે જેમ કે ઉપરથી ખાડામાં ઠેકડો મારવો બીજું એ કે પોતાના નફસને એવો કબજામાં રાખે કે જેમ બને તેમ નેક સીફાતો તરફ ખ્વાહીશ કરે જેમ કે કોઇ સખી થવા ચાહતો હોય તો હમેશાં પોતાના માલને શરાએ અને અકકલ મુજબ મુસતહેક લોકોને આપે અને જે વખતે બખીલી તરફ

દીલ ખેંચાય તે વખતે નફસને સખત ધમકી આપી બરાબર સમજાવે અને જે કોઇ શુજાઅત અને જવાં મરદી ચાહતો હોય તે શરાઅ અને અકલથી ઉલટી ન હોય તેવી મોટી મોટી બીકામણીની બાબતોની અંદર પોતાને દખલ આપે અને જે વખતે બીકણ તથા ના મરદીપણું પોતામાં જુવે તે વખતે પોતાના નફસ ઉપર બહુજ સખ્ત ગુસ્સો કરે કેમકે આ બાબતો એક ઈલાજ તરીકે છે કે તેથી ખરાબ સીફાતોની બીમારીને દુર કરી નફસને સહીહ વસાલીમ રાખે.

ત્રીજુ એકે પોતાના અહેવાલની પાછળ લાગી બરાબર સુધારો કરતો રહે અને જે કામ કરવા ચાહે તેની પહેલા વિચારે અને ફીકર કરે જો સારૂ અને નેક હોય તો બજા-લી લાવે અને ખરાબ હોય તો છોડી આપે અને કોઇ વખતે એકાદી ખરાબ બાબત થઈ જાય તો પોતાના નફસને બરાબર શિક્ષા આપે અને ધમકાવતો રહે એટલુંજ નહીં પણ તેનો બદલો પણ લે કે સખત અને ભારે ચીઝ હોય તે પોતે કબુલ કરે જેમ કે પોતાના ગળાને હરામ ચીઝથી મીઠુ કર્યું હોય તો ખરાબ ચીઝ ખાઈ તેની કડવાસની મઝા ચખાડે તેમજ હરામ ચીઝ ખાધી હોય તો રોઝો રાખી ભુખની મઝા દેખાડે તેમજ નાહકનો ગુ-સ્સો કર્યો હોય તો બીજી વખતે ગુસ્સો કરવો હોય તો પણ સબર કરે અથવા પોતાને એવી જગ્યોએ ફસાવે કે તેથી હલકાઇ થઇ ગુસ્સો આવે અને તે ગુસ્સા ઉપર સબર કરે અથવા તેનો બદલો નઝર સદકો વિગેરે કરીને કરે અને હરચીઝ હરગીઝ કોઈ હાલમાં પણ પોતાથી ગાફીલ ન રહે અને હર વખત નેક સીફાતો મેળવવા અને તેને સાંચવવામાં તત્પર રહે અને અગર પોતે એવું જાણે કે નેક અખલાકમાં હું મોટે દરજ્જે પહોંચ્યો છું તો પણ ગફલત ખાય નહીં કેમકે ગફલત ખાવાથી સુસ્તી આવે છે અને સુસ્તીના સબ-બથી "આલમે કોદોસ" (પાક આલમ ના) ફેઝથી મહરૂમ રહે છે અને ફેઝના દરવાજા બંધ થઈ જાય છે અને દીન બદીન નેક કામ માટે જેમ વધારે કોશીશ કરશે તેમ નફ-સને તાજી તાજી સીફાતો હાસીલ થતી જશે અને કમાલને મોટે દરજ્જે પહોંચશે અને સ-આદતના દરજાને એટલે સુધી પહોંચવાનો કે તબીયતનો પરદો આંખની સામેથી દુર થઇ જવાનો અને "મલક" અને "મલકુત"ના ભેદ જાણવાનો અને દુનીયાના કામમાં જરૂ-રતથી વધારે મહેનત કરવી નહિં તેમજ હદથી વધી જવું નહી અને પોતાને "શકાવત-મા" ગીરીફતાર કરવો નહીં તે કરતા વધારે "શકાવત" (બદબખ્તી, કઈ હશે! કે એવા મોટા "આલમે કોદસના" જવહરને આએ અંધારી દુનીયાના કાંકરા ઠીકરાને માટે ગઈ બ-રબાદ કરી નાંખે અને એવી મતા કે તેની કીમત "મુલ્કે અબદ" (હમેશનો મુલ્ક) હો-ય તેને ઇંટ અને માટીના બદલામાં વેચી નાંખે અને એવી પુંજી કે તેના નફાથી કાયમની પાદશાહી મળતી હોય તેને ઉકરડા અને કચરામાં નાંખી આપે.

ચોથું એ કે જે ચીઝના સબબથી "કુવ્વએ શહવીયા" અથવા "કુવ્વએ ગઝબી-યા" જોશમાં આવતા હોય તેનાથી પરહેઝ કરે જેમ કે જે ચીઝ જોવાથી ગુસ્સા અથવા શહવતને જોશ આવતો હોય તે જોવા અને સાંભળવાથી આંખો અને કાન બંધ કરે તે-મજ તે ચીઝોના ખ્યાલ અને વિચારથી દીલને દુર રાખે અને જેમ બને તેમ હીફાઝતમા રહી તે ચીઝોનો ખ્યાલ દીલમાં આવવા આપે નહીં કેમકે તેનો ખ્યાલ અને વિચાર કરવા-થી શોકની આગ અને ગુસ્સાનો ભડકો તેજ થાય છે અને તેથી શરીરના અવયવોમાં અસર થાય છે અને જોવા અથવા સાંભળવા શીવાય એ અસર થતો નથી અને જે કોઇ

આ બન્ને કોવાને જોશમાં આવતા ન અટકાવે તો એવું છે કે શેરે દરીંદાહ ( ફાડી ખાનાર વાઘ ) અથવા સગે દીવાના ( હડકાયું કુતરૂં ) અથવા મસ્તાન ઘોડાને છુટાં મુકી તેનાથી બચવાની ઉમીદ રાખવા જેવું છે.

પાંચમુ એ કે પોતાના નફસનો ફરેબ ન ખાય અને પોતાના આઅમાલ તથા અફઆલ સારા ન સમજે અને પોતાના એબ તપાસવામાં મશગુલ રહે અને બહુજ ઉંડી નજરથી પોતના એબો તરફ ધ્યાન કરે અને ઝીણી છુપેલી બાબતો પણ જે જોવામાં આવે તે દુર કરી નાંખે અને સમજે કે દરેક નફસ પોતાના અહેવાલ અને સીફાતો ઉપર આશક છે તેથી તેના તમામ કામો તેની નજરમાં બહુજ સારા લાગે છે તો જ્યાં સુધી બારીક નજરથી પોતાના એબને શોધી નહીં કાઢે ત્યાં સુધી તે દેખાશે નહી અને ઘણા માણસો પોતાના એબથી ગાફીલ છે એટલે સુધી કે અગર બીજા કોઈના પગમાં કાંટો વાગે તો તરત દેખાય છે અને પોતાની આંખની સામે ઝાડની ડાળ આવે તોપણ ભાળતા નથી માટે સઆદત અને નેકબખ્તીની “રાહેનજાત” ચાહનારને લાઝીમ છે કે પોતાના ખરા દોસ્તો પાસે પોતાના એબ તપાસરાવે અને તે દોસ્તોને જરૂર છે કે તેના એબ હોય તે બયાન કરી આપે બલકે બેહતર એ છે કે પોતાના મહેરબાન દોસ્તોમાંથી કોઈએકને મુકરરર કરે કે તેના હાલ અને એબની ખબર આપે અને જે વખતે તે આપણા એબ બયાન કરે તે વખતે ખુશી થઇને તેનો એહેસાન માની તે એબ દુર કરવાની કોશીશ કરે અને તે દોસ્તને એમ સમજે કે તેણે મને બહુજ ઊમદા અને સારો હદીયો આપ્યો પણ આવો દોસ્ત મળવો બહુજ મુશકીલ છે કેમકે ઘણા દોસ્તો ખુશામતીયા અને પોતાની મતલબ કાઢનારા છે અને કેટલાક ગલત જોનારા ગલતની વાતને હુનર સમજે છે અને હુનરને એબ સમજે છે અને એ પણ બનવા જોગ છે કે અવી બાબતમાં દુશ્મનોથી વધારે ફાયદો પહોંચે છે કેમકે દોસ્ત છે તે એબને બહુજ થોડા તપાસે છે બલકે તેની નજર દોસ્તીની નજર છે તેથી કોઇ કોઈ વખતે એબ તેના જોવામાં આવતો નથી જેમકે કોઇએ કહ્યું છે કે. દોસ્ત અને બીરાદરની નજર એબ જોવાથી ટુંકી છે પણ દુશ્મનની નજર એબ જોવામાં તેજ છે તો દાના અને અકલમંદ એ શખ્સ છે કે જે વખતે દુશ્મનો તેના એબ જાહેર કરે તો આ શખ્સ તેઓનો શુકર કરે અને આ બાબતમાં સઉથી વધારે ફાયદો પહોંચાડનાર એ ચીઝ છે કે બીજાઓને પોતાના એબનો આયનો બનાવે અને તે અંદર જે સારી નરસી ચીઝ દેખાય તેનો વિચાર અને ફીકર કરે અને જે ખરાબ ચીઝ બતાવે તેને સુધારે અને પોતાના આઅમાલના દફતરને રાત અને દીવસ પોતાની સામે ખુલ્લું રાખે અને બરાબર તપાસ કરે તો જે વખતે તેની અંદર કોઈ જાતની બદી નજર ન આવે તો ખુદાનો શુકર કરે અને અગર કોઈ બદી જોવામાં આવે તો પોતાના નફસ ઉપર ગુસ્સો કરી ઠપકો આપી તોબા કરે.

## ફસલ ત્રીજી રૂહની બીમારી દુર થવાના ઇલાજમાં.

જાણવું જોઇયે કે ઇલાજની પહેલે બીમારીને ઓળખાવી જોઇયે અને ઓળખ્યા પછી એ બીમારી શા કારણથી ઉત્પન્ન થઈ તે સમજવું જોઇયે પછી તેનો ઇલાજ કરવો જોઇયે અને ઇલાજ કરતી વખતે તમામ ચીઝનો ઇલાજ અથવા ખાસ બાબતનો ઇલાજ જે

મુનાસીબ લાગે તે કરવો તો જે રૂહનો હકીમ હોય તે અથવા જે કોઇ રૂહનો ઇલાજ કરવા માગે તે નીચેના કાનુન પ્રમાણે ચાલે. તો હવે નફસ અને રૂહની બીમારીયો કે જે ખરાબ અને બદ સીફાતો છે તે છે અને તે બીમારીયો હદથી વધી જવાથી થાય છે અને જાણી ચુકયા કે તમામ સીફાતો ત્રણ કીસમથી છે અવ્વલ સમજ શક્તિનો કુવો બીજો ગઝબ એટલે ગુસ્સાનો કુવો અને ત્રીજો શહવતનો કુવ્વો એ ત્રણે કુવ્વા પોતાની હદથી વધી ઘટી જવાથી રૂહની બીમારીયો પૈદા થાય છે, હવે તે વધી ઘટી જવું તે પણ બે કીસમનું છે એક એક તેનું માપ બરતર ગણતરી વિ૦ થઇ શકે બીજું તેની કેફીયતથી માઅલુમ થઇ શકે અને તેની બીજી વધારે હકીકત લખી છે કે જેની અહીંયા જરૂર જોતા નથી તો એ સરવે બીમારીના ત્રણ દરજા છે, એક "ઇફરાત" બીજું "તફરીત" અને ત્રીજું "રદાઅત" હવે ઇફરાત એટલે વધી જવું જેમકે કોઇ ચીઝ જાણવાની બાબતમાં બહુજ ફીકર કરવી જેમકે જે ચીઝ ખ્યાલમાં આવી ન શકે તેના માટે બહુજ વિચારવું અને કોઇ ચીઝમાં વહેમથી હુકમ આપવો અને એની અંદર "તફરીત" નો દરજો નાદાની અને બેવકુફીનો છે કે જરૂરી બાબતોમાં પણ ફીકર અને વિચાર ન કરે અને તે ફીકરથી "રદાઅત"નો દરજો એ છે કે જે ઇલમની અંદર કમાલકે બુઝુર્ગી ન હોય તે મેળવવા મેહનત કરવી જેમકે રમત અને તમાશાની બાબતો બનાવવી અને એજ મુજબ જરરત કરતા મુનાઝેરા (વાદ વિવાદ) વિ૦ નું ઇલમ વધારે હાસીલ કરવું અને કુવ્વએ ગઝબીયામાં "ઇફરાત" એ છે કે ગુસ્સો વધારીને ફાડી ખાનાર હયવાન જેવું બની જવું અને બદલો લેવામાં હદથી વધી જવું અને તફરીત તેમાં એ છે કે જરા પણ ગુસ્સો ન લાવતા ગયરત અને શરમ પણ ન રાખે અને બે ઇજ્જતી તથા હલકાપણું થાય તેની પરવા ન કરે અને તેજ મુજબ છે પોતાને બચ્ચાં અને ઓરતો મુજબ બનાવી રાખવો તે પણ તેજ મુજબ છે અને તેમાં "રદાઅત" એ છે કે હયવાન અને પથ્થર વિગેરે ઉપર ગુસ્સો કરવો અને વાટકા અને રકાબી વિ૦ તોડી નાંખવી કપડાને ફાડી નાંખવું અને શહવિયાની અંદર "ઇફરાત" એ છે કે હદથી૦ વધારે સંભોગ કરવો અને બીમારનો ખોફ હોવા છતાં છેટે રહેવું નહી તથા ખ્વાહીશ વગર જમવું અને તફરીત એ છે પોતા માટે જરૂરી ચીઝ માટે પણ કોશીશ ન કરે અને બાલ બચ્ચાઓને બરબાદ થવા આપે અથવા ઓરતથી છેટે રહી અવલાદ થતી અટકાવે અને તેની અંદર " રદાઅત " એ છે કે ( તોબા તોબા ) મરદો સાથે બદફેઅલી કરે અને હરામ લુકમા વી૦ થી પરહેઝ ન કરે.

અને નફસની બીમારીઓ તથા હદથી વધી જવું તે ત્રણ તરાહથી છે ૧—નફસાની; ૨—જીસ્માની; ૩—ખારેજી; નફસાની એ છે કે શુરૂથીજ તેની તબીઅતમાંજ ખરાબી હોય; સમજ શક્તિ ઓછી હોય, શહવતનો કુવ્વો ન હોય; જીસમાની એ છે કે બદનમાં કોઇ જાતની બીમારી વીગેરેના સબબથી કાંઇ ખરાબી આવી જાય, જેમકે શહવત ઓછી થઇ જાય, મીઝાંઝ તીખો થઇ જાય વી૦ અને ખારજી એટલે બાહેરના બીજા કોઇ કારણથી ખરાબી થાય, જેમકે ખરાબ લોકોની સોહબતમાં બેસ ઉઠ રાખે અને તેઓ વારતાને તડાકા મારે તે સાંભળીને તેઓની પેરવી કરે; તો તેથી પણ ખરાબી થઇ નફસમાં બીમારી ઉત્પન્ન થાય છે.

# બાબ ત્રીજો.

## ફસલ ચોથી નફસની બીમારીઓનો ઇલાજ કરવાની તરતીબ.

જાણવું જોઇયે કે જ્યારે તમો નફસની બીમારીને ઓળખવાનું સમજી ચુકયા તો તેનો ઇલાજ કરવાની રીતપણ જાણો કે જેવી રીતે ઇનસાનના શરીરની બીમારીનો ઇલાજ થાય છે તેમજ રૂહની બીમારીનો પણ ઇલાજ કરવો જોઈયે. જેમકે હરારત ( ગરમી )ના સબબથી બીમારી થઇ હોય તો તેના માટે સરદ ( ઠંડી ) ખોરાકી આપવી જોઇયે, અને સરદીની બીમારી હોય તો તેના માટે ગરમ ખોરાકી આપવી જોઇયે કે સહેજસાજ બીમારી હોય તો એ ખોરાકી બદલવાથીજ સારૂં થઈ જાય છે અને તેજ તેનો મતલબ છે; પણ અગર બીમારી વધારે અને મજબૂત થઈ ગઇ હોય અને ખોરાકીના બદલવાથી સારી થાય નહીં તો તેને દવા અને કડવા ઉકાળા પાય છે પણ તેથી પણ સારૂં ન થાય તો ઝેર વિ૰ થી દવા કરે છે કે તેથી સારૂ થાય છે; અને કોઈ કોઇ એવી સખત બીમારી થાય છે કે કોઇ દવાથી ફાયદો થતો નથી પણ ડામ આપીને ચામડી બાળી નાંખવાથી સારૂં થાય છે, અને કોઇ વખતે એવી પણ બીમારી થાય છે કે શરીરનો કોઇ અવયવ કાપી નાંખવો પડે છે, અને તે છેલ્લો ઇલાજ છે.

તો નફસની બીમારી માટે પણ એજ પ્રમાણે ઇલાજ અને દવા છે એટલે જે વખતે ઇનિસાને પોતાના નફસમાં જોયું કે વાજબી રીતે ચાલવાથી પોતાનો નફસ ઉલટો છે તો તેની દવા માટે પહેલે એ ખોરાકીની જેમ સારી સીફાત પોતામાં આવવા માટે કોશીશ કરે કે બદસીફતને પડતી મુકી નેક ખસલત પૈદા કરે, પણ એમ વરતવાથી ફાયદો ન થાય તો કડવી દવાની જેમ પોતાના નફસને બહુજ ઠપકો આપે, અને દીલથી તથા જીભથી કહયા કરે કે આ કામ તું સારૂં કરતો નથી અને દીલમાં ખ્યાલ કરે અને નફસને ખીતાબ કરે કે અએ " નફસે અમ્મારા મકકારા " તેં મને અને તને હલાક કર્યો અને ખુદાના ગંઝબની અંદર નાંખ્યો, અને એવો બાદશાહ કે જેની દૌલત હમેશાં કાયમ દાયમ રહેવાવાળી છે તેનાથી દુર કર્યો, અને પોતા માટે જહન્નમની આગ અને તેનાઅંદરના સાંપ વીંછી તૈયાર કર્યા, અને અશરાર અને શયાતીનોની સાથે રહેવાનું થયું; તો જો આથી પણ ફાયદો ન પહોંચે તો તે ત્રીજી વખતનો ઇલાજ ઝેર થકી ઇલાજ કરવાનો છે તે મુજબ અંમલ કરે એટલે પોતા માટે અંદર જે બદ સીફાતો છે તેથી ઉલટી નેક સીફાતો જબરાઇથી કરે, જેમ કે પોતાની અંદર બખીલી હોય અને કોઇ રીતથી તે સીરત દુર થતી ન હોય તો પોતે

પોતાના માલને હદથી વધારે વાપરી નાંખે, અને જે લોકો ઇસરાફ કરીને ફાકટ વાપરે છે તે પ્રમાણે વાપરે કે જ્યારે એવો નકામો ઘણો માલ વાપરવા લાગશો તો તે બખીલીની આદત દૂર થઇ જશે કે તે બીમારી સારી થઈ; અને જયારે બીમારીથી માણસ તંદુરસ્ત થાયછે તો દવા મુકી અપાયછે તેમ આપણ ઇસરાફ કરવો એટલે હદથી વધારે માલ વાપરવો મુકી આપી શરાઅના હુકમ પ્રમાણે વાપરે; અને આની અંદર સવાલ ઉત્પન્ન થાય કે હદથી વધારે માલ વાપરી નાંખવો શરાઅમાં જાયઝ નથી તે કેમ બની શકે? તો તેનો જવાબ એ છે કે જેમ ઝેર ખાવું જાયઝ નથી પણ દવાને માટે જાયઝ થાય છે તે પ્રમાણે રૂહના ઇલાજ માટે પણ એ બાબતો પણ જાએઝ થાય છે. અને કોઇ શખ્સને "જુબ્ન"ની બીમારી હોય એટલે ના મરદની જેમ ડરતો અને બીહીતો હોય અને તે સહેજસાજ રીતે દફે થઇ ન શકે તો ખતરનાક અને બીહામણી જગ્યામાં પોતાને નાંખે; તેમજ કોઇને તકબ્બુર (અહંકાર)ની બીમારી થઇ હોય તો તેને દફે કરવા માટે એવા કામ કરે કે જે તેની શાનની લાયક નથી જેમકે પાણી ભરે, બજારમાંથી ખાવું લઈ આવે; તેમજ "ઉજબ" એટલે મોટાઈ અને બડાઈ અને મગરૂરીની બીમારી હોય તો પોતાને નાદાન અને જાહીલની અંદર ગણે અને સમજે કે તે બીમારી દૂર થઇ જાય.

હવે એથી પણ એ બીમારીયો દુર ન થાય તો તે ડામ દેવા અને અવયવો કાપી નાંખવાના જેવા ઇલાજ કરે એટલે પોતાના નફસને સખત અને મુસ્કીલ કામની અંદર દાખીલ કરે જેમકે કુવ્વે શહવીયાહની ખ્વાહીશ વધી ગઇ હોય તો ખાવું પીવું સુવું અને આરામને એકદમ તજી દાયે અને જાન બચે તે પ્રમાણે સહેજસાજ ખોરાકી રાખે તો જ્યારે આવી આવી ચીજોની જરૂર પડે તો લોકોના ઠપકો આપવાથી અને વાતો કરવાથી ન ડરતા બનતી રીતે પોતાના નફસને સુધારે; પણ શરત એ છે કે શરાઅની બાહેર કદમ મુકી જે બાબતની ચોખ્ખી મનાઈ થએલી છે તેમાં ફસાએ નહીં; અને જે બદ સીફાત દુર કરવામાં તેથી વધારે ખરાબ બાબતમાં ફસાઈ જાય તેવું ન કરે તો એટલાજ માટે નેક-બખ્તીના રસ્તા ઉપર ચાલવાવાળા ઉપર જરૂર છે કે એ બાબતના ઇલાજ જાણવાવાળો હકીમ કામીલ હોવા જોઇયે કે દરેક બીમારીને ઓળખી તેના ઇલાજને પણ જાણતો હોય; અને અજબ છે એ લોકોથી કે જેઓમાં ઢોર અને જનાવર અને શયતાન જેવી સીફાતો પગથી માથા સુધી ભરી હોય કે રાતને દિવસ ઔરતોની જેમ પોતાના શરીરને શણગારવાનીજ ફીકરમાં રહે છે. અને ઢોરની જેમ ખાવા અને પીવાના વિચારમાં રહે છે; અને ફાડીખાનાર જનાવરોની જેમ લોકો સાથે વરતે છે, તેઓના ઝુલમથી લોકો ફરીયાદ કરે છે ન હલાલ જાણે છે, ન હરામ સમજે છે, ન તેના વબાલ અને અંજામથી ડરે છે, એટલુંજ નહીં પણ જે બીચારા પોતાના નફસને ખાલીસ કરવા માટે બાલબચ્ચાઓની ખીદમત કરે છે અને લોકો સાથે બહુજ આજીઝી અને નમ્રતાથી વરતે છે અને કેટલીક ઉમદા અને મઝબુત ખોરાકીને તરક કરે છે, તેઓને મલામત કરીને બુરૂ અને ખરાબ કહે છે એટલુંજ નહીં પણ તે બીચારાઓને બેવકુફ અને નાદાન સમજે છે, અને એ બાબતથી ગાફીલ છે કે પોતે જે બાબતમાં ફસેલા છે તે કેટલી બેવકુફી અને નાદાની છે?

# બાબ ચોથો.

## નફસની બીમારીયો અને તેના ઇલાજોની તફસીલ.

### ફસલ પહેલી કુવ્વએ આમેલાને લગતી બાબતો વિષે.

જાણવું જોઇયે કે કુવ્વએ આમેલા કે તેથી "અદાલત" નીકળે છે અને "અદાલત" છે તે મોટી ફઝીલત અને સારા કમાલની અંદર મોટો મરતબો ધરાવનારી ચીજ છે કેમકે તમામ સીફાતે કમાલીયહ તેથીજ નીકળે છે, અને "જવર" (ઝુલ્મ વિ૦) કે અદલથી ઉલટું છે તેનાથી તમામ સીફાતે રઝીલા (ખરાબ) નીકળે છે; અને "અદાલત" એવી ઉમદા ચીજ છે કે તેના સબબથી તમામ બાબતો મુનાસીબ રીતે વરતાય છે, અને નેક સીફાતો સાંચવી રખાય છે, અને એક બીજાથી ઉલટી બાબતોમાં મહોબ્બત પૈદા થાય છે, તો તમામ ફઝીલતવાળી ચીજો અને કામીલ સીફાતો અદાલતના સબબથી મળી શકે છે, અને એજ સબબથી અફલાતુને ઇલાહીએ કહ્યું છે કે જ્યારે ઇનસાનની અંદર અદાલતની સીફત હાસીલ થાય તો ઇનસાનના નફસના તમામ ભાગો નુરાની થઈ એકબીજાથી રોશની મેળવે છે, અને નફસની આંખો ઉઘડીને જે અફઝલ અને સારી બાબતો ચાહેલી છે તે બજાવી લાવવામાં કોશીશ કરે છે, અને તે તમામના પૈદા કરનાર જલ્લ શાનહુની નજીકીની ગાદી ઉપર બેસવાની લાયક થાય છે, અને તે તમામ બાદશાહોના બાદશાહની દરગાહમાં બહુજ નઝદીકી હાસીલ થાય છે; અને અદાલતની સીફતની ખાસીયત એ છે કે જુદી જુદી ચીજોને એક બીજી ચીજમાં મહોબ્બત પૈદા કરાવવી અને હદથી વધી ઘટી ગએલ ચીજને બરાબર માફકસર લાવવી અને તમામ વિખરાએલી બાબતને એક કરવી કે ઘણા કરતાં એકની બુઝુર્ગી વધારે છે; અને તેમજ જે કાંઈ એકની વધારે નજીકમાં મળતું હોય તે વધારે અફઝલ અને સારૂં છે જેમકે જોવામાં આવે છે કે જે અશઆર એટલે કાવ્યો, અને મળતા આવતા રાગ કે તે એક બીજા શબ્દે શબ્દને મળતા આવવાથી ઉમદા લાગે છે કે તેઓમાં જુદાઈ માલુમ પડતી નથી; અને જે ખુબસુરત અને ઉમદાહ ચહેરો પ્યારો લાગે છે અને દીલમાં તે ખેંચાઇ આવે છે તેનું એજ કારણ છે કે તેની સારી સારી બાબતો એક ઠેકાણે ભેગી થએલી અને તમામની ખુબસુરતી એકજ રીતની અને અવયવો એક બીજાને લગતા અને ભળતા હોય છે; તો જ્યારે વિખરાએલી અને એકબીજાને ન મળતી ચીજ કરતા એક રૂપ અને એકબીજાને ભળતી અને મળતી ચીજો પસંદ આવે છે, અને ઝાઝાં કરતાં એક ચીજની વધારે બુઝુર્ગી છે તો તમામ કરતા વધારે બુઝુર્ગ અને શરફવાળો એજ **વાહેદે હકીકી** (જે હકીકતમાં એકજ છે તેજ) કે તેની સાથે બહુ ચીજ મળેલી નથી બલકે તમામ ચીજોથી પાક અને પાકીઝા છે. અને દુન્યાની અંદર જે મવજુદ ચીજો છે તે તમામ તેના થકી છે, અને આએ આલમની અંદર દરેક જાતની એક વહેદત (એકપણું) તેની વહેદતે હકની નીચે છે અને દરેક જુદી જાતના એકપણાની અંદર તેની યકતાઇનો અસર છે વિ૦.

તો અદાલતની શરાફતને સમજી ચુક્યો અને જાણ્યું કે જુદી જુદી બાબતની અંદર સલાહ અને તેને એક કરવાનું તેનું કામ છે, તેમજ હદથી વધી ગયું અથવા ઘટી ગયું હોય તેને વચલે દરજે મુકવાનું કામ છે, તો હવે જાણ કે અદાલતના અફઆલ (કૃત્ય) માં અને કોઇને કાંઈ આપવા અને માલના ભાગ પાડવામાં તથા લોકો સાથેના મામલામાં છે તેમજ હુકમ ચલાવવામાં તથા ઝગડા ચુકાવવામાં અદાલત છે, તો એ તમામની અંદર આદીલ એ છે કે જરા પણ વધી કે ઘટી ન જાએ જેમકે સાચા અને ઉંચા મોતી તોળતી વખતે જેવી રીતે કાંટો બરાબર વચ્ચોવચ્ચ રાખે છે તેમ અદલ કરીને વરતવું જોઇયે; તો દરેક બાબતને બરાબર વસત (વચલા ભાગ) માં રાખવી જોઇયે; અને એ બાબતમાં કશો શક નથી કે વસતનો દરજ્જો ઓળખવા માટે અદલનું ત્રાજવું જોઇયે અને તેની અંદર પણ દરેક વજન વધારે છે કે ઓછું, અને જેનાથી તોલે તે કાંટો કેવો જોઇયે તે કોઈ ચીજથી ઓળખાઈ શકાતું નથી પણ તેના માટે શરીઅતે હક્કે ઈલાહીયાહ (ખુદાની હક શરીઅત) અને તરીકે સનીય્યએ નબવીયાહ (હઝરતે રસુલે ખુદા સ૦ નો રોશન તરીકો) કે તે વહદતે હકીકીયાહના ચશ્માથી નીકળેલ છે તે જોઇયે તો તેજ તમામ બાબતમાં મીઝાને અદલ (અદલનો કાંટો) છે, તો જે હકીકતમાં આદીલ હોય તેના માટે વાજીબ છે કે એવો હાકીમ હોય કે શરીયત ઇલાહીય્યાહ અને તરીકએ નબવીય્યાહના કાયદાથી પુર્ણ વાકીફ હોય.

જાણવું જોઇયે કે આએ અખલાકના આલીમોએ **“અદલ”** ના ત્રણ ભાગ નીમેલા છે એક **આદીલે અકબર** કે તે શરીઅતે ઈલાહીયાહ છે કે હક સુબહાનહુ તઆલા તરફથી નીકળેલ છે કે તે બંદાની સરખાવટની હીફાઝત કરે; બીજું **આદીલે અવસત** (વચલો દરજ્જો) કે તે આદીલ સુલતાન છે કે તે શરીઅતે મુસતફવીયાહને તાબે હોય. ત્રીજું **આદીલે અસગર** કે તે સોનું અને રૂપુ છે કે તેના થકી લોકોને લેણદેણમાં બરાબરી થાય છે. અને એ ત્રણે આદીલ વિષે ખુદાએતઆલાએ કુરઆનમાં પણ ઈશારો કરેલ છે તેનો મતલબ એ કે ખુદા ફરમાવે છે કે અમોએ કુરઆન મોકલ્યું કે જેની અંદર અહકામે શરીઅત છે, અને અદલનું ત્રાજવું મોકલ્યું કે તેના થકી લોકો પોતાની અંદર સરખી રીતે વરતે, અને હદથી વધારે વધી ઘટી ન જાય, અને અમોએ લોખંડને મોકલ્યું કે તેની અંદર લોકો માટે સખત અઝાબ અને ઘણો ફાયદો છે, તો કુરઆનથી મતલબ શરીઅતે પરવરદીગાર છે, અને મીઝાન (ત્રાજવા) થી ઈશારો દીરહમો દીનાર (નાણું) છે, અને લોખંડથી ઇશારો સુલતાને આદીલની શમશીર છે કે લોકોને તેના થકી સીધે રસ્તે દોરે અને જબરો ઝુલ્મથી અટકાવે.

અને “આદીલ” થી ઊલટું “જાબીર” છે અને તેની પણ ત્રણ જાત છે એક **જાબીરે અઅઝમ** અને તે એ છે કે શરીઅતના હુકમથી બાહેર નીકળી જાય, અને સાહએ શરીઅતની તાબેદારી ન કરે, અને એવા લોકોને કાફર કહેછે. બીજું **જાબીરે અવસત** તે એ શખ્સ છે કે જે સુલતાને આદીલની નાફરમાની કરે, અને તેને “યાગી” અને “તાગી” કહેછે. ત્રીજું **જાબીરે અસગર** અને તેઓને કહે છે કે જે દીનાર અને દીરહમના હુકમમાં સરખી રીતે ઉભો ન રહે અને વાજબી રીતે નવરતે બલકે પોતાના હક કરતાં બીજા પાસેથી વધારે લીયે, અને બીજાના હક કરતાં તેને ઓછું આપે, અને તેને ચોર અને ખાઈન કહે છે.

# મેઅંરાજુસ્સઆદાત.

## બાબ ચોથો.



### ફસલ બીજી અદાલતના ભાગ.

જાણવું જોઇએ કે **અંદાલત** ત્રણ જાતની છે. ૧–લી ખુદા અને ખુદાના બંદા વચ્ચે છે, અને તેનો ખુલાસો એ છે કે તુ સમજી ચુકયો કે પોતાથી બનતા સુધી અમલને બરાબર કરવો તેને **અદાલત** કહે છે. અને હક સુબહાનાહુતઆંલા હયાત અને તમામ કમાલ અતા કરવાવાળો છે, અને દરેક જાનદાર તે માલીકો મુખ્તારનો મોહતાજ છે, અને તેણે, પોતાની બે શુમાર નેઅંમતોનું ખ્વાન દરેક માટે બીછાવી રાખેલું છે, અને દરેક વખતે તેના તરફથી બંદાઓને જે જે નેઅંમતો મળે છે તેની ગણતરી કોઇથી પણ થઇ શકતી નથી, અને એ શીવાય આખેરતમાં મોટા મોટા મરતબા અને દરજા ખુશી અને એેશ તથા રાહતની બાબતો જે જે તૈયાર કરેલ છે તેની કાંઇ ગણતરી થઇ શકતી નથી, અને તે ચીજો તમામ કરતાં બેહતર છે. અને તે એવી એવી ચીજો છે કે તેના જેવી કોઇ આંખે ન જોએલ છે તેમ ન કાને સાંભળેલ છે તેમ ન કોઇના દીલમાં તે વિષે ખ્યાલ થએલ છે, તો તે એ ચીજોના ખુદા તરફથી બંદા ઉપર ઘણો મોટો હક વાજીબ છે, તો તે વિષે આપણને કાંઇ પણ અદાલત કરવી જોઇયે, કેમકે હરકોઇ તરફથી કોઇને કાંઇ ફૈઝ અને નેઅંમત પહોંચે અને તેના બદલો કાંઇ ન કરે તો અલબત્તા તે ઝાલીમ અને જાબીર થશે; પણ એેહસાનનો બદલો જુદી જુદી તરેહનો છે જેમકે કોઇ બાદશાહ તરફથી એેહસાન થાય તો તેનો બદલો એ છે તેની દોલત હમેશા રહેવાની દોઆ કરવી, અને તેની તઅંરીફ જાહેર કરવી, તથા તે નેઅંમતનો શુકર કરવો, તથા તેની ફરમાંબરદારી કરવી; અને બીજો કોઇ શખસ કાંઇ એેહસાન કરે તો તેને કાંઇ માલ આપવો અને તેની હાજતને બરલાવવી, પણ ખુદાવંદે કરીમ કોઇનો કોઇ બાબતમાં મોહતાજ નથી તો આ નાચીજ ઇનસાન તેની નેઅંમતનો બદલો કોઇ રીતે કરી શકે નહીં તો દરેક બંદાને વાજીબ છે કે તેની માઅંરેફત અને મોહબ્બત હાસીલ કરવામાં કોશીશ કરે, અને તેના પયગમ્બરોની ઇતાઅત કરે, અને શરીઅતના અહકામને બજાવી લાવે અગરચે એવા નેકકામની તૌફીક મળવી તે પણ તેની નેઅમતોમાંથી છે, પણ બંદાને જે બાબતનો ઇખ્તીયાર મળેલ છે તેની અંદર કોતાહી ન કરતાં ગુનાહોથી પરહેઝ કરે અને તેની તાબેદારી ઇખ્તીયાર કરે કે તેથી ઝાલીમ ન ઠરે.

૨–જી **અદાલત** લોકોની દરમીયાન છે. અને તે એક બીજાથી હાંસીલ થાય છે જેમકે લોકોના હક અને અમાનતોને અદા કરવી, અને દરેક મઆમલામાં ઇનસાફથી વરતવું, બુઝુર્ગો અને ઝઇફોની તઅંઝીમ કરવી, અને મઝલુમોની ફરીયાદને પહોંચવું તથા ઝઇફોનો હાથ પકડવો, અને એ અદાલત એવી છે કે ઇનસાન પોતાના હકથી રાજી થાય અને કોઇ ઉપર જરાએ ઝુલમ કરવો રવા ન રાખે, અને પોતાથી બનતા સુધી પોતાના બીરાદરે દીનીના હક બજાવી લાવે, અને જે શખસ જે મરતબાને લાયક હોય તે તે પ્રમાણે તેને ઓળખે અને જાણે કે પૈદા કરવાવાળા તરફથી દરેક ઉપર હક લાઝીમ છે,

તો તે અદા કરવા માટે જલદી કરે. અને હઝરતે રસુલે ખુદા સ૦ થી વારીદ છે કે બીરાદરે મોઅમિનના એકબીજા ઉપર ત્રીસ હક છે! ૧–અગર તેના હકમાં કોઈ બીરાદરે મોઅમિનથી ગુનાહ થઈ જાય અથવા તેનાથી કાંઇ તકસીર થાય તો તેથી દરગુઝર કરે. ૨–કોઇ ગરીબ હોય તેની દીલદારી કરે અને તેના ઉપર મહેરબાની રાખે. ૩–કોઇ એબ તેના જાણવામાં આવે તો તેને છુપાવી રાખે, ૪–તેનાથી કોઇ અણુઘટતું કામ બને તો આંખઆડું કરે. ૫–અગર ઉઝર ખ્વાહી કરે તો તેના ઉઝરને કબુલ કરે. ૬–અગર કોઇ બીરાદર મોઅમીનની ગીબત કરે તો તેને મના કરે. ૭–તેના માટે જે કાંઈ બેહતર જાણે તે તેને પહોંચાડે અને શીખામણ તથા નસીહત કરવાથી અટકે નહીં. ૮–તેની દોસ્તીને સાંચવે અને તેની દોસ્તીની શરતોની બજાવી લાવે, ૯–તેના હકને મંજુર રાખે. ૧૦–અગર બીમાર થાય તો તેને જોવા માટે જાય. ૧૧–ગુજરી જાય તો તેના જનાઝાની સાથે જાય. ૧૨–જે વખતે તેને બોલાવે તો તેને જવાબ આપે, ૧૩–અગર કાંઇ હદીયો મોકલે તો કબુલ કરે. ૧૪–અગર તેની સાથે નેકી કરે તો તેનો બદલો આપે ૧૫–અગર તેના તરફથી કાંઈ નેઅમત પહોંચે તો તેનો શુક્ર અદા કરે, ૧૬–તેની મદદ કરે ૧૭–તેના બાલબચ્ચા અને ઇજ્જતને સાંચવે ૧૮–તેની હાજતને પુરી કરે ૧૯–જે કાંઇ તેની પાસે સવાલ કરે તેને રદ ન કરે ૨૦–અગર તેને છીંક આવે તો તેને કહે કે ખુદાએતઆલા તારા ઉપર રહેમત કરે. ૨૧–કોઇ રસ્તો ભુલી જાય તો તેને રસ્તો બતાવે. ૨૨–સલામ કરે તો તેનો જવાબ આપે ૨૩–તેની સાથે વાતચીતમાં નેક રીતે વરતે ૨૪–તેની નેઅમતોને નેક સમજે ૨૫–તે કસમ ખાય તેને સાચી જાણે ૨૬–તેની સાથે દોસ્તી કરે અને તેની દુશ્મનીથી પરહેઝ કરે ૨૭–તેની મદદ કરે જોઇયે તો ઝાલીમ હોય જોઇયે તો મઝલુમ હોય અને તે ઝાલીમ હોય તે વખતે મદદ એવી રીતે કરે કે તેને ઝુલમના સબબથી ઝલીલ અને ખરાબ ન કરે ૨૮–૨૯–એ બે ચીજો અસલ લખાણમાં નથી ૩૦–જે ચીજ પોતા માટે નેકીયોથી દોસ્ત રાખે તે ચીજ તેના માટે પણ દોસ્ત રાખે અને બદીમાંથી જે ચીજ પોતા માટે ખરાબ જાણે તે ચીજ તેના માટે પણ ખરાબ જાણે.

૩—(૩)અદાલત એ છે કે પોતે તથા પોતાના હકદાર મુરદાઓ વચ્ચે અદાલતથી વરતે, જેમકે તેઓના કરજને અદા કરે, અને તેઓની વસીય્યત ઉપર અમલ કરી તે પ્રમાણે બજાવી લાવે, અને તેઓના સવાબ માટે સદકો આપે, અને દોઆ વ૦ થી તેઓને યાદ કરે.

જાણવું જોઇયે કે જે બાબતો મજકુર થઈ તેથી મઅલુમ થયું કે દરેક શખસ માટે બહુજ કમાલ અને નેકબખ્તી એ છે કે પોતે અદાલતની સાથે મૌસુફ થાય એટલે લોકોમાં આદીલ કહેવાય અને દરેક જાહેર અને બાતીનના કામમાં વચલે દરજે ચાલે જોઇયે તો તે કામ ખાસ પોતાનું હોય અથવા તેમાં બીજા લોકો પણ શરીક હોય; અને દુન્યા તથા આખેરતમાં વચલે દરજે ચાલવાથી નજાત હાસીલ થાય છે તો એએ જાને બીરાદર અગર તું નેકબખ્તીનો તલબગાર હો તો એવી કોશીશ કરકે તારામાં તમામ કમાલ બેગાં થાય તો પહેલે એવી રીતે વરત કે ઇલ્મ અને અમલમાં વચલે દરજે રહે અને જ્યાં સુધી તારાથી બની શકે ઇલ્મ અને અમલને બેગો કર અને ને તેમાંથી એક ચીજ ઉપર બસન કર કેમકે અગર બેમાંથી એક ચીજ ઉપર બસ કરીશ તો પયગમ્બરની પીઠને તોડવાવાળો થઈશ જેમકે આગળ હદીસમાં આવી ગયું છે. અને જાણ કે અમલ વગરનો ઇલ્મ વબાલ અને નુકસાની છે, અને જાહીલથી સિત્તેર ખતા આંખઆડી કરવામાં આવે

છે પણ આલીમથી એક ખતા પણ મુકવામાં આવતી નથી, અને ઇલ્મ વગરનો અમલ ઝહમત અને બે ફાયદા છે, કેમકે અમલ એ છે કે જે ઇલ્મ અને માઅરેફતની સાથે થાય. અને અમલની અંદર બરાબર વચલે દરજે રહેવું જોઇયે કે પોતાના ઝાહેર અને બાતીન હાલને એક સરખો રાખે, પણ એવું ન બને કે પોતાની જાહેરી હાલતને પાકપાકીઝા રાખે અને ઇબાદત તથા તાબેદારીથી શણગારે અને અંદરનો ભાગ ખબીસ અને નાપાક રાખે, જેમકે કોઈ ખરાબ મોઢાવાળી બુઢી ઔરત કે પોતાને શયતાનની જેમ એક દુલહન જેવી શણગારીને લોકોની સામે પોતાનો ખુશનુમા ડોળ બતાવે કે તેથી લોકો લલચાય. અને તેમજ બાતીનની પાકીમાં બહુજ કોશીશ કરીને જાહેરના હાલથી પણ ગાફીલ થવું જોઇયે નહીં, અને લોકોના કોઇ પણ પ્રકારના ઠપકાથી અંદેશો કરવો નહીં, તેમજ ઝાહેરની કસાફતથી પોતાને બચાવવું નહીં તે પણ ઠીક નથી, જેમકે કોઇ ઉચા હીરાને નજાસત અને ગારા વિ૦ માં નાંખી દાબે તેમ પણ કરે નહીં, બલકે એવો હાલ રાખે કે જાહેરનો દેખાવ અંદરનો આયનો હોય, અને અંદરનો ભાગ તમામ નાપાક અને મેલથી પાક હોય, અને ઝાહેર તથા બાતીનના તમામ ફેઅંલ વચલે દરજે રાખે કે જેની તફસીલ હ૦ આગળ આવશે. તેમજ ઇલ્મ હાસીલ કરવામાં પણ વચલો દરજો ઇખ્તીયાર કરે, અને ઇલ્મની અંદર કે જે બાતીની ઇલ્મ છે તેને પણ હાસીલ કરે, પણ એવું ન બને કે માત્ર જાહેર આયત અને અખબાર વી૦ ઉપર બસ કરે અને કુરઆનની હકીકત અને સુન્નત અને બારીકીયોથી બેખબર રહે, અને એ શખસ જેવો ન બને કે જેઓએ બારીકીયો અને કીતાબના હુકમથી અજાણ રહી માત્ર ઉપર ઉપરથી બીજાઓની તકલીદ કરી આલીમોની મઝીમ્મત કરે અને એકબીજાને તાન તથા લઅંન કરે કે કોઇ વખત કોઇને કાફર કોઇને મુલહીદ કહે, અને તેઓના કલામ અને મતલબને બરાબર સમજે નહીં; તેમજ એ શખસ જેવો પણ ન બને કે નકામા ઇલ્મની અંદર પડી પોતાની ટુંકી અક્કલને દરેક ચીજની અંદર દખલ આપી તેને રહેબર સમજે, અને જે ઠેકાણે નાકીસ અક્કલની સમજમાં ન આવે ત્યાં તાવીલ કરે, અને જેમ આવે તેમ હાંકે રાખે તેમ ન કરે, કે પયગમ્બરોના વારીસોને જાહીલ અને નાદાન સમજે અને પોતે જે હજુ તમીઝદાર થયો ન હોય ત્યાં પોતાને બહુજ અક્કલમંદ સમજે; તો અગર તું ચાહતો હો કે શરીઅંતનો રસ્તો ઇખ્તીયાર કરે તો શરઅંના ઇલ્મવાળાથી ઇલ્મને હાસીલ કર અને પોતાના નફસને ઇબાદત અને ઇતાઅંતમાં મશગુલ રાખ, અને પોતાને એવી રીતે સાફ અને પાક કર કે તારૂં દીલ ઇલ્મે-દીનને કબુલ કરે.



## ફસલ ત્રીજી.

### અદાલતવિષે વધારે ખુલાસો.

એ બાબત જાહેર થઇ કે અક્કલ છે તે ખુદાનો ખલીફો છે, તો હકીકી અદાલત એ છે કે તમામ કુવા ઉપર તે ગાલીબ થાય કે તેથી તમામ કામ બરાબર ચાલે, અને ઇનસાનની મમલેકતને ખરાબ થવા આપે નહીં, તો દરેક ઇનસાન ઉપર વાજીબ છે કે અક્કલ કે તે ખુદાનો ખલીફો અને આદીલ હાકીમ છે તે તમામ કુવો ઉપર ગાલીબ થાય એ પ્રમાણે

બહુજ વધારે કોશીશ કરે અને બીજા કોત્વાની ખ્વાહીશ વિગેરેને બરતરફ કરી સીધે રસ્તે દોરી મજબુત રાખે. જાણવું જોઇયે કે જે શખ્સ પોતાની સીફાત અને કોત્વાની દુરુસ્તી ન કરે અને પોતાના અંગની મમલેકતમાં અદાલતને જાહેર ન કરે તો તે બીજાને સુધારવા અને તેઓની દરમીયાન અદાલતથી હુકમ કરવાની કાબીલીયત ધરાવતો નથી, અને એવો શખસ ન પોતાની તદબીર કરવાને કાબીલ છે ન બીજા લોકોને સીધે રસ્તે દોરવાની કાબીલીયત રાખે છે, કેમકે જે શખસ પોતાના નફસને સુધારવાથી આજીઝ અને લાચાર હોય તે કેવી રીતે બીજાને સુધારી શકે? અને જે ચીરાગ કે પોતાની આસપાસની જગ્યાને રોશન કરી ન શકે તે બલા છેટે છેટેની જગ્યાને કેવી રીતે રોશની આપી શકે?

## શેઅર.

તબીએ કે બાશદ વેરા ઝર્દ રૂઇ=અઝુ દારૂએ સુર્ખ રૂઇ મજુઇ*

સાર—જે તબીબનું મોઢું પીળું હોય તેના પાસેથી લાલ મોઢું કરવા ઉમેદ ન રાખ; તો જે શખસ કે પોતાની સીફાતો અને કુવાને સારી રીતે રાખે અને પોતાના નફસના શહેરમાં અદાલતથી વરતે કે ન હદથી વધી જાય તેમજ ન હદથી ઘટી જાય, અને પોતાના નફસની ખ્વાહીશની પૈરવી ન કરે અને વચલે દરજે રહે તો એવો શખસ બીજા લોકોને સુધારવાની કાબેલીયત રાખે છે, અને તેને લોકોનું ઉપરીપણું શોભે છે, અને તે દુન્યામાં ખુદાનો ખલીફો અને પરવરદીગારનો છાંયો છે. તો જ્યારે એવા શખસના હાથમાં હુકુમતની લગામ આવે અને લોકોનો હાકીમ થાય તો તે તમામ ફસાદની ચીજોને દુર કરી શકે છે, અને તેનાથી તમામ મુલક આબાદાન અને નુરાની થાય છે અને તમામ આલમ આબાદ અને મઅમુર થાય છે, અને નેહરો અને ચશ્મા પાણીથી ભરાઈ લબોરેઝ થાય છે, અને નીપજ ઘણી થઈ લોકોની નસલમાં વધારો થાય છે, અને તેમજ ઝમીન તથા આસમાનની બરકતો પણ ઘણી થાય છે; અને ફાયદાવાળું પાણી વરસે છે, અને તે એ સબબથી છે કે બાદશાહો જે અદાલત કરે છે તે અદાલત ઘણીજ અફઝલ અને બુઝુર્ગ છે બલકે દરેક અદાલત તેની અદાલતના સાથે સબંધ રાખે છે, અને દરેક ખૈર અને નેકી તેની ખૈર અને નેકી થકી છે. જો અગર સુલતાન આદીલ ન હોય તો કોઇ પણ અદાલતથી હુકમ કરી શકે નહીં, અને એ મુજબ કેમ ન હોય? કે લોકોને પોતાના કામ ધંધા ઇલ્મ અને હુન્નર શીખવા ઘરબારના કારોબાર ચલાવવા બાલબચ્ચાઓનું પાળણપોષણ કરવું એ સરવે બાબતો એ વખતે બને છે કે જે વખતે સરવે તરફથી નીરાંત અને આરામ હોય, અને કોઇ જાતનો ખૌફ ન હોય; અને જ્યારે બાદશાહ ઝાલીમ હોય ત્યારે લોકોના દીલ પરેશાન અને હેરાન હોય છે અને દરેક તરફ ફીતનો અને ફસાદ ઉભો થાય છે, અને જાતજાતની મેહનતો આવી પડે છે, લોકોના દીલ મુરદાહ અને ધડા થઇ જાય છે અને કેટલી બાબતોની અંદર કેટલીક અડચણો આવી પડે છે અને નેકબખ્તી તથા કમાલ હાસીલ કરવાવાળા જંગલ અને બીયાબાનમાં હેરાન તથા સરગરદાન ફર્યા કરે છે. ઓલીમ તથા દાનીશવાળા લોકો એકાંત તથા ખુણામાં છુપીને ગુમનામ રહે છે, ન તેઓનો શોહરો થાય છે ન તેઓ કોઇને જાહેરમાં હીદાયત કરી શકે છે, અને તેથી ઇલ્મ અને અમલના રસ્તા બંધ અને જુનાં થઇ જાય છે. અને ઇલ્મ તથા દાનીશના દરવાજા તથા ભીંત અંધારી થઇ જાય છે. તો નેકબખ્તી અને ઇલ્મ વી૰ હાંસીલ કરવા માટે દીલને ચારે તરફથી શાંતી હોવી જોઇયે.

અને અહેકામે શરીઅંત જારી થવા માટે બાદશાહ આદીલ હોવો જોઇયે. તેમજ હેનું તે તરફ ધ્યાન પણ હોવું જોઇયે; અને એ સબબથી અખબારમાં વારીદ છે કે જે બાદશાહ આદીલ હોય તેનો ભાગ રઇયતના દરેક નેક અમલમાં હોય છે, અને તેમજ જે બાદશાહ કે ઝાલીમ હોય તે રઇયતના દરેક બદ અમલમાં ભાગીયો હોય છે. હઝરતે રસુલે ખુદાસ૦થી મરવીછે કે કયામતના દીવસે ખુદાએતઆલાની પાસે સર્વેથી બહુજ નજીક આદીલ બાદશાહછે, અને તેની પાસે સર્વેથી રહમતથી વધારે દુર ઝાલીમ બાદશાહ છે; અને એજ બુઝુર્ગવારથી મરવી છે કે એક કલાક અદાલત કરવી તે સીત્તેર વર્ષની ઇબાદત કરતાં બેહતર છે, અને તેનો ભેદ એ છે કે એવું પણ બને છે કે એક કલાકની અદાલત તમામ મુલકમાં પહોંચી જઇ ઘણીજ લાંબી મુદ્દત સુધી તેનો અસર બાકી રહી જાય છે. અને બાઅઝેદીનના બુઝુર્ગોએ કહયું છે કે મને ખબર પડે કે મારી એક દોઆ કબુલ થશે તો તે દોઆ હું બાદશાહના હકમાં કરૂં કે ખુદા તેના હાલને સુધારે કે તેથી મારી દોઆનો ફેઝ તમામને પહોંચે; અને લખેલું છે કે આદીલ બાદશાહનું શરીર કબરમાં ગળતું અને સડતું નથી. જાણવું જોઇયે કે આ જે કાંઇ કે બાબત બયાન થઈ તે સામાન્ય અદાલત છે પણ જે અદાલત કે ખાસ છે કે તે ઝુલમના મુકાબેલામાં છે તે જુદીજ છે, અને જે કાંઇ ઘણે ભાગે બયાન થાય છે તે અદાલત બાદશાહો અને હાકીમોની છે કે જે હવે પછી બયાન થશે.

---

# ફસલ ચોથી ઇલ્મેદીન શીખવા વીશે.

---

જાણવું જોઇએ કે ઉપરના બયાન પછી કેટલીક બાબતો લખી છે જેનું સમજવુ વધારે કઠણ છે, તે ઇ૦ આગળ ઉપર લખીશું, તે પછી લખે છે કે ઇલ્મના સબબથી ઇનસાન અને હયવાનમાં તફાવત છે, કેમકે ખાવા પીવા અને ગુસ્સો કરવા વી૦ માં હયવાનો પણ ઇનસાનોમાં શરીક છે: તો જો ઇનસાન ઇલ્મ ન રાખે તો તે હયવાનમાં ગણાશે, માટે અએ બીરાદરે જાન ગફલતની ઉંઘમાંથી આંખ ઉઘાડ અને પોતા ઉપર રહેમ કરી ઇલ્મેદીન હાસીલ કર, ઇલ્મના સબબથી હમેશાની જીંદગી છે, અને ઇલ્મના સબબથી ખુદાની પાસે નજીકીનો મરતબો અને દરજો વધે છે, અને દુન્યામાં અશરાફો અને નેક લોકોની સામે તેની ઇજ્જતમાં વધારો થાય છે, અને ઇલ્મની તઅરીફમાં ખુદાએતઆલા કુરઆનમાં ફરમાવે છે કે ખુદાના બંદાઓમાં આલીમો ખુદાથી ડરે છે, અને બીજી જગ્યોએ ફરમાવે છે કે જેઓ આલીમ છે અને જેઓ આલીમ નથી તેઓ શું બરાબર છે ? (ના તેમ નથી,) અને એક જગ્યોએ ફરમાવે છે કે અમો લોકો

માટે હાખુલાએ બયાન કરીએ છીએ અને તેને નથી સમજતા પણ આલીમો. હ૦ રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે "ઓલમા" નબીયોના વારીસો છે, અને એજ હઝરતે ફરમાવ્યું કે અએ અબાઝર જે મજલીસની અંદર ઇલ્મ વીશે ગુફતગો થતી હોય એ મજલીસમાં એક કલાક બેસવું તે ખુદાની પાસે હજાર રાત જાગીને દરેક રાત્રે હજાર રકાત નમાઝ પડવા કરતાં અને હઝાર વખત રાહે ખુદામાં જહાદ કરવા કરતા, અને બાર હજાર વખત કુરઆન ખતમ કરવા કરતાં અને એક વરસની એવી ઈબાદત કરતા કે રાતના નમાઝ પડે અને દીવસના રોઝા રાખે એ સરવે કરતા બેહતર છે, એટલુંજ નહીં પણ એ તમામ બાબતો કરતા એ એક કલાક ઈલ્મે દીનની મજલીસમાં બેસવુ ખુદાને વધારે પ્યારૂં છે.

અને જે કોઇ દીનના ઈલ્મનો કોઇ પણ મસઅલો સીખવા માટે પોતાને ઘરેથી બાહેર જાય તો દરેક કદમે પયગમબરોમાંના એક પયગમબરનો તથા જગેબદરના શહીદો-માંના એક હજાર શહીદનો સવાબ અતા કરે, અને આલીમથી જેટલાં હરફ સાંભળે તે-ટલા શહેર જન્નતમાં આપે, અને તાલેબે ઈલમને ખુદા દોસ્ત રાખે છે, તેમજ મલાએકા અને પયગમબરો પણ તેને દોસ્ત રાખે છે, અને ઇલ્મને કોઇ દોસ્ત રાખતું નથી પણ ને-કબખ્ત. પછી હઝરતે ફરમાવ્યું કે ખુશ હાલ તાલીબે ઇલ્મોના, અને આલીમના મોઢા ઉપર નજર કરવી હજાર ગુલામ ગુલામીમાંથી મુકત કરવા કરતાં બેહતર છે, અને જે કોઈ ઇલ્મને દોસ્ત રાખે તેના માટે બેહીશ્ત વાજીબ છે, અને તે સવારે અને સાંજે ખુદાની ખુશનુદીમાં દાખલ થાય છે અને જ્યાં સુધી કવસરનું પાણી નહીં પીયે ત્યાં સુધી નહીં મરે, અને કબરની અંદર તેના અંગને કીડા નહીં ખાય અને બેહીશ્તમાં હઝરતે ખીઝર અ૦ નો રફીક થશે. અને હઝહતે અમીરૂલ મોઅમેનીન અ૦ થી મરવી છે કે આપે ફરમાવ્યું કે અગર મોઅમિન મરી જાય અને એના તરફથી દીન ઇસલામના મસઅલાનું લખેલું કોઇ પાનું બાકી રહે તો તે પાનું તેની અને જહન્નમની આગની વચ્ચે પરદો થશે, અને તે પાનામાં જેટલાં કે હરફ લખાએલાં હશે તે દરેક હરફના બદલામાં ખુદાએતઆલા તેને એક એક શહેર અતા કરશે અને તે દરેક શહેર સાત દુન્યા જેવડું હશે. અને હઝરતે ઇમામે ઝયનુલ આબેદીન અ૦ ફરમાવ્યું છે કે ઇલ્મ શીખવવામાં જે કાંઈ સવાબ છે તે લોકો જાણે તો અલબત્તા તે ઇલમ શીખવા જાય અગરચે તેઓના લોહી વહેવરાવવામાં આવે અને દરીયામાં ડુબાડવામાં આવે અને હઝરતે ઇમામે મોહમ્મદે બાકીર અ૦ થી મરવી છે કે આપે ફરમાવ્યું કે અગર લોકો ખુદાને ઓળખવાની ફઝીલતને જાણે તો દુ-યાની દોલત અને નેઅમતો ઉપર નજર નહીં કરે અને તેઓની સામે દુન્યા માટી જેવી હલકી થાય, અને જે લોકો બેહીશ્તના બાગમાં અવલીયા અલ્લાહની સાથે નેઅમતોની લ-ઝ્ઝત પામે એવી લઝ્ઝત ખુદાએતઆલાની મઅરેફતમાં પામશે, કેમકે ખુદાની મઅરેફત દરેક વહશતથી દીલાસો છે અને તનહાઇ માટે રફીક છે અને અંધારા માટે નુર છે અને અ-શક્ત માટે કુવ્વત છે તેમજ દરેક બીમારી માટે શફા છે. અને હઝરતે ઇમામે રઝા અ૦ થી રીવાયત થઈ છે કે એ જનાબે પોતાના બાપદાદાથી રીવાયત કરી છે કે હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે દરેક મુસલમાન માટે ઇલ્મનુ હાસીલ કરવું વાજીબ છે માટે તમો ઇલ્મને એવા ઠેકાણેથી હાસીલ કરો કે જ્યાં મળવાનું તમોને અનુમાન હોય, અને તેને તે જાણવાવાળા પાસેથી મેળવો તહકીક કે ખુદાની ખુશી માટે ઇલ્મ શીખવું તે નેકી અને ઇબાદત છે, અને એક બીજા સાથે ઈલ્મ વિષેની વાતચીત કરવામાં પરવરદીગારની તસબીહનો સવાબ છે, અને તેના ઉપર અમલ કરવો તે રાહે ખુદામાં

જાહેદ કરવા જેવું છે, અને ન જાણે તેને સીખવવું સદકો કરવા જેવું છે, અને તેને લાએકની પાસે પહોંચાડવું ખુદાની નજીકી છે, કેમકે તેથી હલાલ અને હરામના મસાએલ જાણવામાં આવે છે, અને તેથી બેહીસ્તના રસ્તા રવશન થઇ જાય છે. અને ડરને વખતે દીલાસો છે, અને એકલાપણા તથા મુસાફરીમાં દોસ્ત અને રફીક છે. એકાંતમાં વાતો કરનાર છે, અને દરેક હાલતમાં રહનુમા છે, અને દુશમનોના મુકાબેલામાં હથીઆર છે, અને દોસ્તોની પાસે શોભાછે. અને ઇલ્મના સબબથી ખુદાએતઆલા એક કોમના મરતબાને બુલંદ કરે છે, અને લોકોને ખેરની તરફ રસ્તો બતાવનાર તેઓને કરે છે કે તેથી લોકો તેઓની પૈરવી કરે અને તેઓના અઅમાલ અને અફઆલ મુજબ વરતે; અને એવા લોકોની દોસ્તી અને મોહબ્બતની મલાએકા ચાહના કરે, અને તેઓ માટે મલાએકા પોતાની પાંખો બીછાવે, અને દરેક સુકી અને લીલી ચીજ તેઓ માટે મગફેરતની દોઆ કરે એટલે સુધી કે દરયાની માછલીઓ અને જંગલના હયવાનો પણ તેઓ માટે ઇસ્તીગફાર કરે. ઇલ્મ થકી જહાલતપણાથી દીલ જીવતા થાય છે, અને બસીરતની આંખો રોશન થાય છે, અને અશક્ત બદન મજબુત થાય છે, અને ઇલ્મ છે તે ઈનસાનને નેક લોકોની મનઝીલ પરહેઝગાર લોકોની મજલીસ અને દીન દુન્યાને મોટે દરજે પહોંચાડે છે; ઇલ્મ હાંસીલ કરવાનો સવાબ રોઝા રાખવાના સવાબ જેટલો છે, અને ઇલ્મ સીખવવું તે રાતના પરવરદિગારની ઇબાદત કરવાની બરાબર છે, અને ઈલ્મના સબબથી ઇબાદત થાય છે સીલેરહમ બજાવી લવાય છે, અને હલાલ તથા હરામના અહકામ ઓળખાય છે, ઇલ્મ તે પેશવા અને ઇમામ છે અને અમલ તેની તાબે છે; અને નેકબખ્તો માટે ખુદાએતઆલા ઈલ્મને ઇલહામ કરે છે, અને બદબખ્તોને તેથી મહરૂમ રાખે છે, તો ખુશા હાલ એ શખસના કે જેને ખુદાએતઆલા ઇલ્મથી મહરૂમ ન રાખે.

**"નાજી"** અરજ કરે છે કે ઈલ્મેદીનની બાબતો વાંચવી અને મજલીસમાં સાંભળવી વી૦ પણ ઇલ્મ સીખવામાં ગણાય છે; ખુશા નસીબ એલોકોના કે અહકામેદીન સીખે અને સીખવાડે, અને ગામોગામ મદરેસા જારી કરે, આહ! આહ!! આહ!!! લાખો રૂપીઆના ધરમાદા ઘણે ઠેકાણે વપરાય છે, જે વીશે મશહુર અને જાહેર છે, વળી તેમાં કેટલાંક કામ શરાથી ઉલટા પણ હોય છે, પણ જો ઈલ્મેદીન તાલીમ આપવાના કામમાં એટલાં નાણાં વપરાય તો કેટલો ફેઝ પહોંચે ? ઈલ્મ સીખનારની એક ટુટી કલમથી મદદ કરવી (એટલે આશરે એક પાઈ જેટલી ચીજથી મદદ કરવી) તે રાહે ખુદામાં "અબુકોબયસ" નામના પહાડ જેટલું સોનું ખૈરાત કરવા કરતાં બેહતર છે, તો એ ઉપરથી વીચાર કરો કે એ કામથી વધારે સવાબનું બીજું ક્યું કામ હશે ?

## ફસલ પાચમી—ઇલ્મ શીખવા અને શીખવવાના આદાબ વિષે.

જાણવુ જોઇયે કે ઇલ્મ તઅલીમ કરવા અને તઅલીમ લેવાની અંદર કેટલાંક આદાબ અને કેટલીક શરતો છે, તેમાંથી ઇલ્મ શીખવા માટે નીચે મુજબ આદાબ છે.

૧—એકે તાલીબે ઇલ્મ પોતાના નફસની ખ્વાહીશોથી પરહેઝ કરે, અને દુન્યાદાર લોકો તથા હવા અને હવસ ભરેલાંઓ સાથે મેળાપ ન રાખે, અને જાણે કે જાહેરની આંખ ખોટવાળી હોય તો સુર્યનો પ્રકાશ જોવાથી મહરૂમ રહે છે તેમજ અગર બાતીનની આંખ હવા અને હવસની બીમારીમાં અને દુન્યાદાર લોકોની સોહબતમાં ફસાએલી હોય તો તે "અનવારે કુદસીયા" (પાક નુર) કે તે ઇલ્મ મળવાનું કારણ છે તેથી બે નસીબ રહેવાનો.

૨—ઇલ્મ શીખવાથી માત્ર ખુદાની ખુશીનો અને બેશુમાર નેક બખ્તીઓ પહોંચવાનો

અને હયવાનના દરજ્જાથી નીકળી મોહોટે દરજ્જે પહોંચવાનો અને ઇનસાનીયતમાં દાખલ થવાનો મતલબ હોય, પણ ઇલ્મ શીખીને લોકો સાથે ઝગડા અને તકરાર ચલાવવા અને મનસબ તથા માલ મેળવવા અને પોતાની જેવા લોકો ઉપર ફખર અને તકબ્બુર કરવાનો મતલબ ન હોય. હઝરતે ઇમામે જાઅફરે સાદીક અં૦ થી મરવી છે કે આપે ફરમાવ્યું કે ઇલ્મ શીખનારાઓ ત્રણ જાતના છે માટે તેઓને તું ઓળખ. ૧—એવા લોક છે કે લોકોની મશ્કરી અને હલકાઈ કરવા માટે ઇલ્મ શીખે કે તે જાહીલ લોકોનો તરીકો છે તેમજ પોતાના બરાબરીયાઓ સાથે ઝગડો અને તકરાર કરવા માટે શીખે છે. ૨—એ લોક છે કે લોકોને ફરેબ આપવા અને ફખર કરવા માટે ઇલ્મ શીખેછે; ૩—એ લોકછે કે દીનની અંદર માહેતગાર થવા માટે અને અમલ તથા યકીન કામીલ થવા માટે ઇલ્મ હાસીલ કરેછે; અને એ ત્રણે પ્રકારના ઇલ્મ શીખનારની નીશાની નીચે મુજબ છે. **પહેલા** પ્રકારના લોકોની નીશાની એ છે કે પોતાના બરાબરીયા સાથે તકરાર અને ઝગડો કરવા બહાર નીકળી પડે છે અને તેઓ ઉપર ગલબો મેળવવા અને તેઓને ઇજા આપવાની પાછળ લાગ્યા રહે છે અને મજલિસો તથા મેહફીલોમાં છેડખાની કરે છે કે તેથી પોતાનો ફઝલ જાહેર કરે, અને જે ઠેકાણે ઇલ્મનો ઝીકર થાય અને ઇલ્મનો તઅરીફ થાય ત્યાં પોતે ખુહુજ આજીઝી અને નમ્રતા જણાવે છે, જેમકે માથું નીચું નાંખી દીયે છે અને ઠંડા ઠંડા શ્વાસ અને ઝીણી ઝીણી આહ કરે છે અને કોઈ વખતે હાથ હલાવે છે, અને તેનું દિલ અને બાતીન પરહેઝગારીથી ખાલી છે, અને એવા લોકોને ખુદા ઝલીલ તથા બેઇજ્જત કરે અને નાકને માટી ઉપર રગડી હલાક કરે. **બીજા** પ્રકારના લોકોની નીશાની એ છે કે તે મકર અને ફરેબથી નરમી કરે છે અને પોતાના બરાબરીયા સાથે તકબ્બુરાઈ કરે છે અને પૈસાવાળા લોકો કે જે હકીકતમાં નીચા દરજ્જાના લોકો છે તેઓ સામે આજીઝી અને લાચારી કરી તેઓનો હલવો ખાય છે અને તેઓના દીનને બરબાદ કરે છે, તો એવા લોકોના નામ અને નીશાનને ખુદા મટાડી નાંખે અને આલીમોમાંથી ખુદા દુર કરે, **ત્રીજા** પ્રકારના લોકોની નીશાની એ છે કે હમેશા દીલગીરી અને ગમીમાં રહે છે અને ખુદાની ઇબાદત માટે જાગે છે અને અંધારી રાતમાં પરવરદીગારની ઈબાદત કરે છે અને પોતાની તકસીરથી ડરતો અને બીકમાં રહે છે અને પોતાના અઅમાલ સામે નજર કરી ધ્રુજતો રહે છે અને ખુદા પાસે દોઆ કરે છે અને ડરે છે કે રખે કબુલ ન કરે અને પોતાના નફસના સુધારામાં રહ્યા કરે છે અને દુન્યાના લોકોના હાલથી માહીતગાર છે અને દોસ્તો બીરાદરોથી ભાગતો રહે છે, તો એવા શખ્સના અવયવોને ખુદાએતઆલા અઅમાલ કરવા માટે મઝબુત કરે અને તેઓને કયામતની અંદર રાહત અને આરામ અતા ફરમાવે છે.

૩—અને ઇલ્મ શીખવા માટે ત્રીજો આદાબ એ છે કે જે કાંઈ સમજ્યો અને જાણ્યું તેના ઉપર અમલ કરે, કેમકે જે શખ્સ ઇલ્મ ઉપર અમલ ન કરે તો તે સમજ્યો તે ભુલી જાય છે, અને જે કોઈ પોતાના ઇલ્મ ઉપર અમલ કરે તેને ખુદાએતઆલા તે નથી જાણતો એવી ચીજ નસીબ કરે છે. હઝરતે ઇમામે ઝયનુલ આબેદીન અં૦ થી મરવી છે કે જે શખસ પોતાના ઇલ્મ ઉપર અમલ ન કરે તેના માટે ખુદાથી કુફર અને દુરીનો વધારો થાય છે, અને હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે દોઝખના લોકો એ આલીમની બદબોથી ઇજા પામશે કે જેણે પોતાના ઇલ્મ ઉપર અમલ કર્યો નહીં હોય. અને ફરમાવ્યું કે સખ્ત પશેમાની અને હસરતમાં એ શખસ છે કે જે બીજાને હીદાયત અને તે આગલો શખસ તે મુજબ અમલ કરી બેહીસ્તમાં જાય અને આ હીદાયત કરનાર અમલ તરક કરવાના સબબથી દોઝખમાં દાખીલ થાય. (અધુરૂં.)

૪—એકે મોઅલ્લીમના હકને ઓળખે, અને તેનો અદબ કરે, અને તેની સાથે આજેઝી અને નમ્રતાથી ચાલે, અને તેની રૂબરૂ તેની વાત રદ ન કરે અને દીલથી તેને દોસ્ત રાખે, તેની કોઇ મઝીમ્મત કરે તો રદ કરે, અને અગર જો રદ કરી ન સકે તો ત્યાંથી ઉઠી જાય, અને તેના હકને ભુલી ન જાય, કેમકે તે રૂહાની બાપ છે, અને જીસ્મ નો બાપ કે જેનાથી પૈદા થયો છે વી૦ એવા બાપથી આ બાપનો મરતબો મોટો છે, (અને બાપ કેટલી જાતના છે જે વીશે માબાપના હકની કીતાબમાં અમો લખી ચુકયા છીએ.) અને એજ મુજબ તમામ આલીમો અને ખાસ કરીને જેઓની કીતાબોથી ફાયદો ઉઠાવે અથવા જેઓના ઈલ્મથી ફૈઝ પામે તેઓના હકને પણ ઓળખે, કેમકે તેઓ પણ એક રીતે બાપ થાય છે, અને કોઇ બાબત પોતાની સમજમાં ન આવેથી તેઓ ઉપર તાનાઝની કરી એઅતેરાઝ કરે નહીં, તેમજ તેઓની ગલતી થઇ છે એમ ન કહે, પણ બહુજ બારીક તપાસ કર્યા પ્રછી બરાબર ખાત્રી થઇ જાય કે તે ખરેખરીજ ભુલજ છે અને તે સુધારવા ચાહે તો બહુજ સારી અને નેક રીતે અદબથી સુધારે.

૫—એકે પોતાના નફસને ખરાબ સીફાતો અને નીચ બાબતોથી પાક અને સાફ કરે, કેમકે નફસની તખ્તી જ્યાં સુધી બાતીલ અને ખરાબ ચીજો વી૦ થી સાફ ન હોય ત્યાં સુધી ઇલ્મનુ નુર તેનીપર નહીં આવે, તેમજ દીલનો આઇનો જ્યાં સુધી ખરાબ સીફા-તોના કાટ અને મેલથી પાક સાફ ન હોય ત્યાં સુધી ઇલ્મની સુરતોનો અકસ તેમાં નહીં પડે.

## ફસલ છઠ્ઠી તાઅલીમ કરવાના આદાબ.

જાણવું જોઇએ કે તાઅલીમ કરવાના પણ કેટલાક આદાબ છે.

૧—એકે મોઅલ્લીમ તાઅલીમ કરવામાં ખાસ ખુદાની ખુશીની નીય્યત રાખે, અને તાઅલીમ કરવાથી બીજો ખોટા મતલબ જેમકે માન, મોટા મરતબો, લોકોમાં નામવરી અને બુઝુરગી, અને પોતાની પાસે મજમો ભેગો થાય, અને બડાઇ, તેમજ માલની લાલચ કે બાદશાહ પાસેથી અમુક રકમ મળવાનો હેતુ વી૦ વી૦ બાબત ન હોય, બલકે તેનો એવો મતલબ હોય કે મુરદા દીલને જીવતા કરે, અને પોતાના પરવરદીગારની દરગાહમાં સવાબનો હકદાર થાય, અને એ વાતમાં કશો શક નથી કે જે કોઇ કોઇને ઇલ્મ સીખવે તો તે આગલા શખસના સવાબમાં તે ભાગ્યો છે, એટલે તે બીજાને સીખવશે તેના સવા-બમાં ભાગ મળશે, અને તે ત્રીજો શખસ ચોથાને સીખવશે અને ચોથો પાંચમાને સીખ-વશે તે સર્વેમાં ભાગ મળશે, અને તે એટલે દરજ્જે પહોંચે છે કે તેની ગણત્રી રેહતી નથી; તો જ્યારે એક જણને તાઅલીમ કરવામાં એવો શુમાર વગરનો મોહટો અજર મળે તો કેમમાં ખોટી અને બાતીલ નીય્યત રાખીએ તો તે મહામોહટા સવાબને ખોઇ ન નાંખે ?

૨—એકે તાલીબે ઇલ્મ (વિદ્યાર્થી) ઉપર મેહરબાની અને સારી નીગાહ રાખે અને

દરહાલમાં તેની ખેર ખ્વાહીનું ધ્યાન રાખે, અને મોહબ્બતની રીતથી તેને શીખામણ આપે અને નસીહત કરે, અને તેની સમજ શક્તિ મુજબ તેને તાલીમ કરે તેથી વધારે બાર ન નાખે, અને હસ્તે મોઢે નરમી સાથે તાઅલીમ કરે અને સખતાઈ વાપરી ગુસ્સો ન કરે.

૩—એકે જે ઇલ્મની તે લીયાકત રાખે તે ઇલ્મ સીખવવાથી આનાકાની ન કરે, અને એ બાબતમાં બખીલી અને કંજુસપણાથી ન વરતે, અને જેને જે મતલબની લાયક ન જાણે તેને તે મતલબ ન કહે.

૪—હકીકતમાં જે ખીલાફ હોય તે તેને ન કહે, અને ખરી બાબત ન હોય તેની તેને સમજણ પાડે નહીં, અને જે ચીજમાં શક અથવા શુબો આવી પડે તે બતાવે નહીં, બલકે જ્યારે તે બાબત પુરેપુરી પોતે સમજે પછી તેને બતાવે વી૦ વી૦

જાણવું જોઇએ કે આ ઝમાનામાં એ ઇલ્મ શીખવા અને શીખાડવાની શરતો ઘણે ભાગે લોકો અમલમાં લાવતા નથી, કે ન સીખવાડવાવાળાની નીય્યત ખાલીસ છે તેમજ ન સીખનારનો મતલબ સહીહ છે, અને એ સબબથી હજારમાં એકજણ કમાલને મરતબે પહોંચતો નથી અને ઘણા જહાલતમાં બાકી રહે છે એ છતાં કે પોતાની ઉમ્મરને ઘણે ભાગે શીખવામાં ગુમાવે છે.



## ફસલ સાતમી ઇલમની કેટલીક જાત છે.



જાણવું જોઇએ કે ઇલ્મ બે જાતના છે **પહેલું** ઇલ્મ દુન્યાનું અને તેનાથી મોટો ફાયદો દુન્યાનોજ છે જેમકે હીકમત (વઇદક) હીસાબ નુંજુમ વી૦વી૦ તો એ ઇલ્મથી દુન્યામાં રોઝ પહોંચવાનો; અને એ ઇલ્મ શીખવા ઘણું કરીને વાજીબ નથી પણ કોઇ વખતે એ ઇલ્મમાંથી કોઇકજ ઇલમનો કોઇ ભાગ શીખવો લાઝીમે કીફાઇ થાય છે એટલે એકજણો શીખે તો બસ છે. **બીજું** ઇલ્મ આખેરતનું છે કે તેના સબબથી આખેરતની કાયમ અને દાયમની નેકબખ્તી હાસીલ થાય છે અને તે ઇલ્મ ત્રણ જાતના છે. ૧–ઇલ્મે ઇલાહી છે કે તેથી ઉસુલેદીન અને કયામત વીગેરેનો હાલ માલુમ પડે છે અને એ ઇલ્મ તમામ ઇલ્મ કરતાં અફઝલ અને બુઝુર્ગ છે. ૨–ઇલ્મે અખલાક છે એટલે નેક ચાલચલણ વીગેરેની બાબતો કે તેથી નફસને નજાત મળશે કે હલાકતે પહોંચશે એ ઓળખાય છે. ૩–ઇલ્મ ફીકાહ કે તે થકી હલાલ અને હરામ વીગેરેના મસાઇલની ખબર પડે છે. તો એ ત્રણે ઇલ્મ શીખવા વાજીબ અને લાઝીમ છે, અને એજ મુજબ એ ઇલ્મ શીખવા માટે જે ઇલ્મે લોગત અને તફસીર વી૦ શીખવા પડે તે પણ શીખવા વાજીબ છે, પણ તેની અંદર ખાસ કરીને જે સીખવું વાજીબ છે તે એ છે કે પહેલે એઅતેકાદ રાખે કે આ તમામ આલમનો પેદા કરનાર ખુદાએ વહદહુ લાશરીક છે અને તે જીસમ અને અંગ વીગેરેથી પાક છે વીગેરે સીફાતે સુબીતીય્યાહ અને સીફાતે સલબીય્યાહ જાણે અને સમજે, તે પછી અદાલત અને નબુવ્વત અને ઇમામત અને કયામતને સમજે તો એટલી ચીજ બસ થશે, અને જે કાંઇ અહકામે શરા છે અને તે હક છે એ પણ એઅતેકાદ રાખે વી૦ બીજું ઇલ્મે અખલાક હાસીલ કરે અને તે પોતાની શક્તિ મુજબ સમજે અને જાણે કેમકે નફસને છુટ્ટે મુકી દેવાથી ઇનસાન હલાક થાય છે અને નફસને સારી આદત અને

અદ્દબ વી૦ થી રસ્તગારી હાંસીલ થાય છે. અને હજરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું છે કે હું એટલા માટે પયગમ્બર થયો છું કે અખલાકે હસનાને અનજામે પહોંચાડું, તેથી દરેક શખસ ઉપર લાઝીમ છે કે પોતાનો અમુક વખત નફસના એબ અને કમાલને ઓળખવા અને એ એબની બીમારીનો ઇલાજ સમજવા માટે અખલાક અને હદીસની કીતાબો વાંચે અથવા એ જાણવાવાળાઓથી સાંભળે અને તે મુજબ અમલ કરે, અને બીદઅંત વી૦ ના તરીકાથી પરહેઝ કરે. ત્રીજું ઈલ્મેફીકાહ હાજત અને જરૂર જેટલું શીખવું વાજીબ છે કે પોતાની ઇબાદત અને મસઅલાની અંદર અટકી ન રહે અને એથી વધારે શીખવું વાજીબે કીફાઇ છે એટલે કોમ કોઈ ઉપર વાજીબ છે કે તે શીખીને બીજાઓની હાજતને પુરી કરે, અને તેનેજ "ઇલ્મે ઇજતેહાદ" કહે છે. જે શખસ કે કાંતો મુજતહેદ હોય અથવા મુજતહેદનો તકલીદ કરતો હોય અને એ બે તરીકામાંથી એકે તરીકો ન પકડે તે ગુનેહગાર છે* અને તેનો ઉઝર પરવરદીગાર પાસે કબુલ નથી, અને એ બન્ને તરીકામાંથી એક તરીકાને પકડનાર ખુદાનો તાબેદાર ગણાશે અને મસાએલથી વાકેફ થશે, પણ મુજતહેદ થવામાં જે નુરાનીયત અને તાસીર છે તે હરગીઝ તકલીદ કરવામાં નથી, પણ જે શખસ ઇજતેહાદ કરવા ચાહે તે એ દરજ્જે પહોંચી પોતે તે દરજ્જે પહોંચ્યો છે તેની ખાત્રી કરે અને નફસ તથા શયતાનનો ફરેબ ખાય નહીં, અને થોડાક મસાએલ ચુંટી કાઢવાની શકિત હાસીલ થવાથી પોતાને મુજતહેદ ન ગણે.

અને જે શખસ "તકલીદ" થી મસાએલ હાસીલ કરવા ચાહે તેને જરૂર છે કે મુજતહેદને ઓળખે તેમજ તેની સોફાતોને તથા અંદાલતને જાણે. જાણવું જોઇએ કે ઈલ્મેફીકાહ અને તે માટે થઈ ઈલ્મે લોગત, નહેવ, સરફ, વી૦ સીખવું પડેછે તે એ ઈલ્મ સીખવાની જરૂરત કે બોજે મતલબ નથી, પણ તેથી ગરજ એ છે કે ખુદાની ઇબાદત અને બંદગી તેના હુકમ પ્રમાણે સમજીને સહીહ રીતે કરે, તો એવું ન બને કે એ ઇલ્મ સીખવામાં મશગુલ થઇ ઇબાદત મુકી આપે, પણ જરૂરત મુજબ સીખે અને તેથી મતલબ ઇબાદતનો હોય, ઘણા એવા છે કે સરફ, નહેવ, વી૦ વી૦ ઇલમ સીખવા અને તેમાં પ્રવીણ થવા માટે થઇ પોતાની ઉમ્મર બરબાદ કરે છે અને શરાના મસાએલથી બેખબર અને ગાફીલ છે, કે દુન્યાની અંદર એવા ફનમાં હુંશીયાર થવા અને નામવરી મેળવવા કામીલ થાય છે, અને તેમાંજ પોતાની ઉમ્મર બરબાદ કરે છે, અને નેકબખ્તી તથા સઆદતથી બેનસીબ અને મહરૂમ રહે છે, અને એ કરતાં પણ વધારે નુકસાન ઉપાડનાર એ લોક છે કે અમલ અને ઇબાદતથી હાથ ઉપાડી તેમજ શરાના મસાએલને મુકી આપી બીજા ઈલ્મનો બારીકીયો અને શક અને એહતેમાલ વી૦ માં ઉંડા ઉતરી પાનાનાપાના ચીતરીને કાળા કરે છે વી૦ તો તેથી કાંઇ આખેરત મળવાની નહીં. "**નાજી**" કહે છે કેટલાક ગેરમઝહબવાળા એઅંતેરાઝ કરે છે અને કહે છે કે તમારા પયગમબર અને ઇમામો એવા કામીલ અને અકલમંદ હતા કે જેની હદ નથી અને તમો તેઓની ઘણી તાઅરીફ બયાન કરો છો, તો તેઓએ તો કોઈ એવો હુન્નર કે હીકમત કે યુક્તિયો બનાવી નહીં, જેમકે હાલના સુધરેલા ઝમાનામાં રેલ્વે, તાર, તથા બીજી ઘણી જાતના સાંચા નીકળ્યા છે, તો તેઓનો પુરેપુરો જવાબ એકલ અને નકલથી ઇ૦ અમો એક "તવહીદ" નામની કીતાબ હીંદુ મુસલમાન વી૦ તમામ કોમને વાંચવા માટે બનાવા ચાહીએ છીએ કે વધારે નહીં તો ખુદા

* ત્રીજો તરીકો "અમલબ એહતીયાત" નો પણછે, અને એ સર્વે કોઇનું કામ નથીતેમાં પણ એક સારે દરજ્જે પહોંચવું જોઇએ વી૦

વહેદહુ લાશરીક છે તેનો એકરાર દરેક ઇનસાફી શખસ કર્યા વગર રહેજ નહીં તેમાં લખીશું, પણ અહીંયાં ટુંકમાં સમજાવું કે એ બુઝરગવારોને ખુદાએ મોઅંજીઝા અતા કર્યા હતા કે તેઓએ મુરદાને જીવતા કર્યા ઝાડ પહાડમાંથી આવાજ આવી, હેવાનો તાબેદારી કરતા હજારો ગાઉને રસ્તે ટુંકવારમાં પહોંચી જતા, તો એવી એવી બાબતો કે તેમાંથી એક બલકે એકમાંથી જરા પણ બીજા કોઇથી બની શકતુ નથી, તો આ રેલ્વે અને તાર વી૰ એ ચીજોની સામે કાંઇ પણ ગણત્રીમાંજ નથી, હવે કોઇ એમ કહે કે તે તો પોતે પોતાની ઝાતથી એવી કરામતો રાખતા તેમાં બીજાને શો ફાયદો ? તો તેનો જવાબ એ કે રેલ્વે બનાવી છે તેથી લોકો છેટેની મુસાફરી ટુંક મુદતમાં આસાનીથી કરી શકે છે એ ફાયદો છે, તો તેઓએ જે મોઅંજીઝા બતાવ્યા તેથી જે મહામોટી આખેરતની મુસાફરી છે તે મુસાફરી આસાનીથી થવાની ઘણી ઉમદા ચીજ લોકોને મળી અને તે **ઈસલામ** છે, કે જો ઇસલામ ન હોય તો એ મુસાફરીમાં હજારો જાતની મુસીબતો છે, અને ઇસલામ હોય તો આસાની છે, જેમકે પહેલી મનઝીલ કબરની છે તેમાં મુનકરો નકીર સવાલ કરે છે, જો ઇસલામી હોય અને એતેકાદનો જવાબ આપે તો બેડો પાર થાય છે, અને ઇસલામ ન હોય તો તે ખુદાને તો ઓળખેજ નહીં તો તે શું જવાબ આપે ? કાંઈ જવાબ આપીજ ન શકે તો તે વખતે અઝાબ ઉપાડવો પડે અને અહીંયાં દુન્યાની ઝીંદગાનીની રાહત છે તે ફક્ત આશરે સો પચાસ વરસની ટુંક મુદતની રાહતછે, અને મરવા પછીની રાહતછે તે હમેશા કાયમ અને દાયમની રાહત છે, તો અક્કલમંદ છે તે થોડી મહેનતે ઝાઝો લાભ થાય એવું કામ કરે છે, તો પયગમબર મોટા મોટા પહાડો તોડાવી સડક બંધાવી રેલ્વે બનાવતે અને હુનરો કાઢતે તો તે ફાયદો લોકોને ફકત આ ફના થનાર દુન્યાનો મળતે, અને જે અબદુલ આબાદ કાયમ અને દાયમની ઝીંદગીના સુખનો ફાયદો છે તે અટકી પડતે, તો તેથીજ પોતે મ્હોટી મ્હોટી લડાઇઓ કરી બુતખાના તોડી મસજીદો બનાવી, અને જે તમામ જહાનના માલીકને મુકી મુર્તી અને બીજાની પુજા કરતા હતા તે મુકાવી એ પરવરદીગારે વહેદહુલાશરીકની ઇબાદત કરતા કર્યા, તો વીચારો કે એ જનાબે પોતાની જીંદગીમાં હમેશા કાયમ અને દાયમની રાહત લોકો ભોગવે એવો રસ્તો કરી ગયા તે ઉમદા અને વખાણવાની બાબત છે કે આ ? વળી જેમ જેમ હુન્નર અને કળા નીકળે છે તેમ તેમ ઘણે ભાગે એવું જોવામાં આવે છે કે તેમાં પડયા પછી ઇબાદત અને આખેરતની કમાઇમાં બહુજ થોડું ધ્યાન રહે છે, બલકે કેટલાક રાત અને દીવસ તેમાંજ મશગુલ રહે છે. કે ન પોતાના માલીકની યાદ, અને ન પોતાની આખેરતનો ખીયાલ, ન મરવાનો ડર, ન કબ્બરમાં પુછાણું થશે તેના જવાબની તૈયારી, બલકે રાત અને દીવસ જે કાંઈ ફુરસદનો વખત મળે તે પણ તેજ વીચાર અને ફીકરમાં ગુમાવે છે, આ દુન્યા એક બારદાનની જેમ છે. જેમકે બહારગામ અંબર કસ્તુરી મોકલવી હોય તો તેને સારા મજબુત બારદાનમાં પેક કરવી જોઇએ, પણ એ જરૂર નથી કે તેને પેક કરવા માટે રેશમી અને સોનેરી કપડાનુ બારદાન બનાવે, કેમકે જો એમ કરે તો તે માલ કરતાં તેના બારદાનમાં વધારે ખરચ થઇ માલમાં નુકશાન થવાનુ, અને બારદાન આખર ફાટી ખરાબ થઇ બરબાદ થવાનું, તો આખેરત તે અંબર અને કસ્તુરી રૂપી છે, અને દુન્યા બારદાન રૂપી છે, તો હવે એટલું વીચારવાનું કે એ અસલ માલ અને બારદાનમાં દરેક બાબતમાં કેટલો તફાવત રાખવો જોઇએ?

# ફ્સલ આઠમી.

## દુર્ગુણો અને તેના ઇલાજ.

( રાહેનજાત ૧૦ મી સાલના હીસ્સા ૩ જાના પેજ ૪૮ થી સાંધણ. )

૧—"જેહલે મોરકકબ" છે. "જેહલે મોરકબ" એને કહેછે કે જે માણસ એવો અજ્ઞાન હોય કે તે કાંઇ જાણતો ન હોય, અથવા તે હકીકતથી ઉંધું જાણતો હોય અને તેને પોતે એવું સમજતો હોય કે હું હકં જાણું છું, તો એવો શખ્સ કાંઇ જાણતો નથી તે પોતે પોતાના ન જાણવાને પણ જાણતો નથી, અને એ સીફત ખરાબમાં ખરાબ છે. અને એ મજકુર દુર્ગુણને દફે કરવો બહુજ મુશ્કેલ છે, અને રૂહના તબીબોએ એ દુર્ગુણને દુર કરી શકવાથી અશકતતા જાહેર કરી છે, જેમકે શરીરના હકીમોએ કેટલીક જડ ઘાલેલી બીમારીઓ દુર કરવાથી અશકતતા દેખાડી છે, અને એજ સબબથી હઝરતે ઇસા અ૦ ફરમાવ્યું કે કોઢી વી૦ નો ઇલાજ કરવાથી હું અશકત નથી પણ અજ્ઞાન અને બેવકુફનો ઇલાજ કરી શકતો નથી, અને એનું કારણ એ છે કે જ્યાં સુધી ઇનસાન પોતે જાહીલ અને અજ્ઞાન છે એમ જાણતો નથી ત્યાં સુધી તે પોતાના નુકશાનને જોઇ શકતો નથી અને તે અજ્ઞાનતાને દુર કરવા માટે ઇલમ શીખતો નથી અને હમેશાં ગુમરાહીમાં બાકી રહે છે.

અને એ મજકુર દુર્ગુણ ઓળખવાની રીત એ છે કે જે લોકો દીનદાર અને ઇમાનમાં મજબુત હોય અને હઠધરમીથી પાક હોય તેઓ પાસે પોતે જે જાણતો હોય તે મતલબ દલીલો સાથે બયાન કરે, અગર તેઓ તેના મતલબ અને દલીલોને પસંદ કરે તો જાણે કે તે અજ્ઞાનતાની બીમારીમાં સપડાએલો નથી અને અગર તેઓ ભુલ બતાવે અને કહે કે એ દલીલો વી૦ ખરી નથી, તો તે સમજે કે તે અજ્ઞાનતાની બીમારીમાં સપડાએલો છે, અને એ બીમારીની પરિક્ષા માટે માત્ર એકજ મતલબ અને એકજ દલીલ ઉપર બસ કરવું જોઇયે નહીં.

મજકુર બીમારીનો બેહતરમાં બેહતર ઇલાજ એ છે કે જેથી ઝેહન વધે એવું ઇલ્મ શીખે અને જે દીનના હકઆલીમો હોય તેઓની પાસે દલીલોની સાથે તઅલીમ લીયે અને પોતાની દલીલો તેઓ સામે બયાન કરે અને દીલમાં તકલીદ એટલે કોઇના કહેવા ઉપરજ હા પાડવી એ બાબત હોય અથવા હઠધરમી હોય અથવા કોઈના કહેવાને તરત માની લેતો હોય એવી ચીજોને દુર કરે.

૨—"શક" અને "હયરત" છે, શક અને હૈયરત એને કહે છે કે હકની તહકીક કરવા અને બાતીલને રદ કરવાથી નફસ અશકત હોય. અને શક અને હયરત ઇમાનની બાબતમાં હોય તો તે હલાકતનું કારણ છે, જેમકે અખબારથી જાહેર થાય છે કે "દીન" વિશે શકમાં રહી દુન્યાથી ગુજરી જવું કુફરનું કારણ છે, અને એ દુર્ગુણને દુર કરવાની કોશીશ કરવી વાજીબ છે.

એ બીમારીને દુર કરવાનો ઇલાજ એ છે કે જે બાબતમાં શક હોય તેની બન્ને તર-

ફની દલીલોમાં ઊંડો વીચાર કરે જેમકે ખુદા છે કે નથી! તેમાં વિચાર કરે, તો સમજશે કે ખુદાછે અને નથી એ બન્ને બાબત તો હોવજ નહીં, પણ બન્નેમાંથી એક હોવી જોઇએ એટલે ખુદા છે કાંતો નથી જ્યારે એમાંની એક બાબત હોય તો વિચાર કરતાં સાબીત થશે કે અલબત્તા આ જહાનને પૈદા કરનાર કોઇ હોવા જોઇએ અને જે પૈદા કરનાર છે તેજ ખુદા છે. જ્યારે ખુદા છે એ બાબત સાબીત થઇ તો ખુદા નથી એ શક દુર થઇ ગયો. અને જે શખ્સ દલીલો સમજવાની અને તે મેળવવાની શકતી રાખતો ન હોય તો તે ઇલ્મવાળા નેક અને પરહેઝગાર લોકોની સોહબતમાં બેસે, હદીસો સાંભળે અને ખુદાની ઇબાદત બંદગીમાં મશગુલ રહી તેની દરગાહમાં આજીઝી અને ઝારી કરે તો તેથી નુરાનીયત હાસિલ થઇ શકનું અંધારૂં દુર થઈ યકીનનો મરતબો હાસિલ થશે.

અને અગર એવી બાબતમાં શક હોય કે જેના સબબથી કુફર ન થતું હોય અને તેને દફે કરવુ વાજીબ પણ નહોય તો પણ શક નથી કે દરેક બાબતમાં શક ન રાખતાં યકીન હાસિલ કરવું તે બહુજ પસંદ કરવા લાયક અને નફસનું કામીલ થવાનું અને સફાઇનું કારણ છે, અને એ કરતાં વધુ જરૂરતનું બીજું કામ ન હોય તો બનતાં સુધી એવાં શકને દુર કરવો તે પણ એક ઉમદા અને સારી ચીજ છે.

જાણવું જોઇયે કે આ ઉપર બે ખરાબ સીફતો બયાન થઇ એક "જેહલે મોરક્કબ" અને બીજી "શક અને હયરત" તો એ બન્ને ખરાબ સીફતોના મુકાબેલામાં ઉમદા અને સારી સીફત "યકીન" ની છે, અને યકીનનો ન્હાનામાં ન્હાનો દરજ્જો એ છે કે હકીકતમાં જે ખરી બાબત હોત તેના ઉપર મજબુત એઅ્તેકાદ હોય અને જે યકીન હકીકતમાં ખરી બાબત પ્રમાણે ન હોય તે યકીન કહેવાય નહીં અગરચે તે શખ્સને ખાતરી હોય કે હકીકતમાં મ્હારૂં યકીન ખરૂં છે, તો એ તેની ખાતરી "જેહલે મોરક્કબ"માં ગણાશે જેમકે ઉપર બયાન થયું. અને યકીનપણું છે તે હકીકત પ્રમાણે એઅ્તેકાદ હોવો જોઇયે અને તે યકીન ઇમાનના ભાગમાંથી છે અને તેમજ તેને લગતી બાબતોમાંથી છે જેમકે ખુદાએતઆલાનું હોવું અને તેની કમાલ સીફાતો અને તેમજ નબુવ્વત ઇમામત અને કયામત વિશેનો એઅ્તેકાદ, હાંસલ કલામ અસલમાં ઇમાનને લગતી બાબતોમાં શક હોવો જોઇયે નહીં કેમકે તે અસલ અને મુળ છે, અને બાકીની ચીજો ડાળી અને પાંદડે; અને અસલ અને મુળમાં શક હોય તો આખેરતમાં રસ્તગારી થાય નહીં. અને યકીનનો મરતબો તમામ કમાલાતમાં અફઝલ અને તમામ સીફાતોમાં અઅ્ઝમ (બહુજ મોહટુ) અને નેક બખ્તીનો કીમીઓ અને કરામતની મેઅ્રાજ અને મોટી અકસીર છે તે એવો પોશાક છે કે દરેકને શોભી નીકળે છે, મતલબ એ કે તેનાં જેટલાં વખાણ કરીયે તેટલાં થોડાં છે, અને હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું છે કે કોઇ ઇનસાન એવો નથી કે તેના ઘણા ગુનાહ ન હોય પણ જેને પુરી અકલ અને કામીલ યકીન હોય તેને ગુનાહ નુકશાન પહોંચાડતા નથી કેમકે જ્યારે તેનાથી ગુનાહ થશે તો તે પસ્તાઇને તૌબા કરશે અને તૌબા કરે ત્યારે ગુનાહ માફ થઇ જાય છે અને તૌબા કરવાનો સવાબ બાકી રહે છે અને તેને બેહીસ્તમાં દાખીલ કરે છે. અને હઝરતે ઇમામે જાઅ્ફરે સાદીક અ૦ ફરમાવ્યું છે કે થોડો અમલ જે હમેશાં કરે અને યકીન સાથે હોય તે ખુદાની પાસે યકીન વિનાના ઝાઝાં અમલ કરતાં બેહતર છે.

જાણવું જોઇયે કે કેટલીક વખત એવું પણ બને છે કે ઇનસાનને શયતાન તે ફસાય

એવી બાબતમાં ફરેબ આપે છે તો જે શખસ યકીનનો મરતબો મેળવવા ચાહે તેને એવા ફરેબમાં નાંખે છે કે તે પોતાને સમજે છે કે એઅતેકાદની તમામ બાબતોનું મને યકીન હાસીલ થયું છે પણ હકીકતમાં તે યકીનના દરજ્જે પહોંચેલો હોતો નથી, અને યકીનના દરજ્જે પહોંચ્યો કે નહીં તે ઓળખવા માટે કેટલીએક નીશાનીયોછે કે તે થકી તેની પરખ થઇ શકેછે.

૧-લી નીશાની એકે પોતાના કામોમાં ખુદા શીવાય બીજા કોઇ તરફ ધ્યાન ન આપે અને પોતાના મતલબો પુરા થવા માટે ખુદા શીવાય બીજા ઉપર જરા પણ ભરોસો ન રાખે, કોઇની શકતી અને માલ દારીથી પોતે એવી ઉમેદ ન રાખે કે તે મ્હારી બલા દુર કરશે અને મને માલદાર કરશે બલકે દરેક શકતી વાળા અને માલદારને બેઅએતેબાર સમજે અને ખાસ પરવરદિગાર ઉપર ભરોસો રાખે કે તે ચાહશે તોજ થશે, અને તેમજ પોતાના બારે કામ પાર પાડવા માટે પોતાની તેમજ બીજાની શકતી ઉપર નજર ન રાખે બલકે તમામ કામ તે પરવરદિગારને સોંપી આપે અને જાણે કે તેણે જે કાંઇ મુકદર કરેલ છે તેજ થશે અને જ્યારે આટલે દરજ્જે તેનું યકીન પહોંચે તો તેની સામે ફકીરી અને અમીરી બીમારી અને તંદુરસ્તી ઇજ્જત અને ઝીલ્લત (બેઇજ્જતી) તાઅરીફ અને મઝેમ્મત મોહટાઇ અને હલકાઇ દવલત અને તંગદસ્તી એચીજો સરખીજ થશે એટલે તેમાં કશો તફાવત નહીં રાખે કે પૈસો મળે ખુશી થાય અને ગરીબી આવે નારાજ થાય, તેમજ કોઇ ચીજ મળવાથી ખુશી થાય તેમજ જવાથી નારાજ થાય એવો હાલ નહીં રહે, બલકે હર હાલમાં તે એક જ રંગમાં રહશે, બીમાર પડશે તો બીમારીનો ગમ નહીં ખાએ કે શામાટે બીમાર થયો, અને તંદુરસ્ત હશે તો તેની ખુશાલી નહી થાય કે તંદુરસ્ત રહ્યો, બલકે તમામ વારતાથી આંખો મીચી સમજશેકે તમામ બાબત એકજ ચશ્માથી જારી છે કે જે ખુદાના ઇખ્તીયારમાં છે તેના તરફથી જે કાંઇ બને તેને ખૈર અને સારૂંજ સમજશે. હઝરતે ઇમામે જાઅફરે સાદીક અ૦ થી મનકુલ છે કે જેનું યકીન સુસ્ત હોય અને એઅતેકાદ ઝઇફ હોય તે લોકો ઉપર ભરોસો રાખે છે કે ફલાણો શખ્સ મારૂ કામ કરે તોજ થાય એમ સમજે છે અને દુન્યાની નાપાયદાર ચીજો ભેગી કરે છે ઝબાનથી ઇકરાર કરે છે કે કોઇ ચીજ મળવી નમળવી તે ખુદા તરફથી છે પણ તે પ્રમાણે ચાલતો નથી, અને જે ચીજનો ઝબાનથી ઇકરાર કરે છે તેનો દીલથી ઇન્કાર કરેછે, અને એજ હઝરતથી મરવીછે કે આપે ફરમાવ્યું છે કે કોઇ ચીજ નથી પણ એકે તેના માટે એક હદ મુકરરર છે, તો કોઇએ અરજ કરી કે તવક્કલની કઇ હદ છે? તો આપે ફરમાવ્યું કે યકીન, પુછયું કે યકીન શું છે? તો ફરમાવ્યું કે ખુદા શીવાય બીજા કોઇથી ન ડરવું.

૨જી નીશાની એ છે કે હરહાલમાં તમામ વખત રાત દીવસ જાહેર અને છુપી રીતે ખુદાએ તઆલાની ઇબાદતમાં ગુજરે અને બહુજ આજીજી અને ખાકસારીથી વરતે તે પરવરદિગારના હુકમોને બજાવી લાવે અને મનાઇ થએલી ચીજોથી છેટે રહે, પોતાના દીલને ખુદાની યાદ શીવાય બીજાની યાદથી ખાલી રાખે ખુદા શીવાય બીજાની મોહબ્બતને દીલમાં જગ્યા ન આપે ખુદા સીવાય બીજાનું નામ જીભથી ન લીએ, કેમકે યકીન વાળો લોક પોતાને હમેશાં ખુદાની દરગાહમાં હાજર સમજે છે અને સમજે છે કે મ્હારા તમામ અઅમાલ અને અફઆલને ખુદા જુવે છે, અને તેથી શરમીંદા થઇ હયાથી માથું નીચુ નમાવી રાખે છે, અને તેની બંદગીના કામ શીવાય બીજું કાંઇ કામ કરતો નથી, અને જે કાંઇ હકતઆલાએ તેને જાહેરી અને બાતેની નેઅમતો આપીછે તેથી શરમીંદા રહેવાનું અને

શુક્ર કરવાનું યકીન રાખે છે, અને તેમજ યકીનના દરજામાંથી આપણ છે કે ખુદાએતઆ-લાએ આખેરમાં બંદાઓ માટે જે કાંઇ નેઅમતો અને એશ અને આરામ મુકર્રર કરેલ છે તેની તમાઅ ચીને ઉમેદ રાખે છે અને જાણે છે કે દરેક બાબતોનો ઇખ્તીયાર ખુદાની કુદ-રતના હાથમાં છે, અને જે કાંઇ બનાવ બને છે તેને સમજે છે કે તેની *હીકમત અને મસ્-લેહતથી છે, અને બલા અને મુસીબતમાં રાજી રહી સબ્ર કરે છે, અને એ ચીજોથી તેના હાલમાં ફેરફાર થતો નથી, અને મરવા પછી જે કાંઇ બાબતો આગળ આવનાર છે, તે વીશે રાત દીવસ ચિંતાં અને ફીકરમાં રહે છે અને તેની નજરમાં દુન્યા બેકદર અને બેઅએતેબાર રહે છે, જેમકે હઝરતે સાદીક અ૦ ફરમાવ્યું છે કે જ્યારે હઝરતે મુસા અ૦ જનાબે ખીઝર અ૦ સાથે મુસાફરીએ ગયા અને ખીઝરે જે ખઝાનાની ખબર આપી તે ખઝાનામાં એક તખ્તી હતી અને તેની ઉપર લખેલુ હતું કે હું એ શખ્સથી અજબ થાઉંછું કે જે શખસને મરવાનું યકીન હોય તે છતાં શા માટે ખુશી થાય છે? અને એ શખ્સથી અજબ થાઉંછું કે જેને ખુદાની કઝા કદરનું યકીન છે તે એ છતાં ગમગીન શા માટે થાય છે? અને અજબ થાઉંછું એ શખ્સથી કે જે શખ્સ દુન્યાની બેવફાઇનું યકીન રાખે છે એ છતાં શા માટે તેમાં દિલ બાંધે છે અને તેના ઉપર બરોસો કરે છે?

અને યકીનની એ પણ નીશાની છે કે તે એ પૈદા કરનાર માલીકની દહેશત અને હયબતથી ગભરાટ અને બીહીકમાં રહે, અને એજ કારણ હતુ કે હઝરતે રસુલે ખુદા સ૦ એટલો તો આજીઝી અને નમ્રતા રાખતા હતા કે જ્યારે તેઓને ચાલતાં જોતાં તો લોકો એવું અનુંમાન કરતા કે હમણાં બોંય પડી જશે, અને એ પણ યકીનમાંથી છે કે એ પરવર-દિગારની કમાલ કુદરત અને તેની મોહબ્બત દીલમાં એવી રીતે ઠસી જાય છે કે તે તેના ઉપર આશક થઈ જાય છે, જેમકે પયગમ્બરો અને અવલિયાઓનો હાલ ખૌફ અને શૌખના સબબથી નમાઝ વી૦ ની હાલતમાં થઇ જતો હતો તે મશહુર અને કીતાબોમાં લખાએલ છે જેમકે જનાબે અમીર અ૦ ને મુનાજાત કરતી વખતે ગશ આવી જતો હતો અને નમાઝના હાલતમાં કોઇ પણ ચીજનું ધ્યાન રહેતું નહતુ. ખરેખર જે શખ્૦ને ખુદાએ તઆલાનું યકીન અને તેની બઝુર્ગી અને જલાલનું ઇલ્મ હોય અને જાણતો હોય કે દરેક છુપી અને બારીક બાબતોને તે જાણેછે તે કેવી રીતે નાફરમાની અને ગુનાહના કામ કરે? અને તેની ખીદમતમાં ઇબાદતમાં ઉભો રહે તે વખતે તેની બીહીક અને તેનાથી શરમીંદગી હાસીલ કેમ ન થાય? જુઓકે આપણે જોઇએ છીએ કે કોઇ શખ્સ કોઈ દુન્યાદાર કોઇ મરતબો ધરાવનાર શખ્સની પાસે જાયછે અને જાણેછે કે તેપણ મ્હારા જેવો એક ઇનસાન છે તે છતાં તેનો રોઆબ આ શખ્સ ઉપર એટલો બેસે છે કે તે પોતાથી ગાફીલ થઈ જઈ પુરેપુરા ધ્યાનથી તેની તરફ ખ્યાલ રાખે છે.

૩ જી નીશાની યકીનની એ છે કે તે શખસ મુસ્તજાબુદ્દાઅવાત બલકે સાહેબે કરા-માત હોય એટલે તેની દોઆ કબુલ થાય અને તે કરામાત બતાવી શકે, કેમકે ઇનસાનને જેટલું યકીન વધારે હાસીલ થાય તેટલો કમાલમાં વધારો થવાનો, જેમકે હઝરતે સાદીક અ૦ થી મનકુલ છે કે યકીન છે તે બંદાને મોહટે અને શ્રેષ્ઠ દરજજે પહોંચાડે છે, જેમકે હઝરતે રસુલે ખુદા સ૦ ની ખીદમતમાં બયાન થયું કે હઝરતે ઇસા અ૦ પાણી ઉપર ચાલતા હતા, તો આપે ફરમાવ્યું કે અગર તેઓનું યકીન તે કરતાં પણ વધારે હતે તો હવા ઉપર પણ ચાલતે. તો આ હદીસથી સાબીત થાય છે કે જેનું યકીન જેટલું વધારે હોય તેટલીજ કરામત ઉપર તેની વધારે શક્તી થાય,

* ખુદા તરફથી થનાર બનાવો જેમકે બીમારી ફકીરી અમીરી વી૦

આની પહેલે જે કાંઈ બયાન થયું તેથી જાહેર થાય છે કે "યકીન" છે તે તમામ ફઝીલતને અને તમામ નેક ખસલતને ઘેરી લેનારૂં છે અને તેના ત્રણ દરજા છે.

**૧—ઇલ્મુલ યકીન** કે તે યકીનનો પહેલો દરજો છે અને "ઇલ્મુલ યકીન" એને કહે છે કે જે એઅતેકાદ મજબુત અને સાબીત હોય અને અસલમાં જે ચીજ હોય તેજ પ્રમાણે યકીન હોય અને એ ઇલ્મ એટલે જ્ઞાનનું યકીન તેની નીશાનીયો અને દલીલોથી હાસિલ થાય છે જેમકે કોઇ જગ્યોએ ધુમાડો જોવામાં આવે તો તે ઉપરથી તે જગ્યોએ આગ હોવાનું યકીન થાય છે.

**૨—અંયનુલ યકીન** કે તે યકીનનો બીજો દરજો છે અને આ દરજો પહેલાં દરજા કરતાં વધેલો છે, અને **"અયનુલ યકીન"** જાહેર અને બાતીનની આંખથી જોવાને કહે છે જેમકે દઅલબે યમાનીએ હઝરતે રસુલે "ખુદા સ૦ ને સવાલ કર્યો કે "**હલ રઅયત રબ્બોક**" એટલે તેં ત્હારા પરવરદિગારને જોયો? તો આપે ફરમાવ્યું કે હું એવા ખુદાની બંદગી નથી કરતો કે જેને જોયો ન હોય, અને તેથી હઝરતનો મતલબ એ છે કે જેમકે તઓએજ ફરમાવેલ છે કે મ્હારા દીલે મ્હારા પરવરદિગારને જોયો, અને એ મરતબો હાસિલ નથી થતો પણ નફસને રીયાઝત થકી બહુજ સાફ કરવાથી એટલે દુન્યાના સબબને દુર કરી તેની મઅરેફતમાં એટલે સધી કોશીશ કરે કે તેનો એવો હાલ થઇ જાય કે જાણે ખુદાને જુવે છે, અને આ યકીન એવું છે કે જાણે નજરો નજર આગને જોઇ હોય, જાણવું જોઇયે કે ખુદાએ તઆલા એથી પાક અને પાકીઝા છે કે કોઇને દેખાઇ શકે પણ પયગમ્બરો અને ઇમામોને ખુદા વિશે એટલું તો યકીન હોય છે કે તેઓ જાણે નજરે જોતા હોયની !!

**૩ હક્કુલ યકીન** કે તે યકીનનો ત્રીજો દરજોછે અને તે યકીન એ વખતે હાસિલ થાય છે કે આગલી ચીજ અને આ શખ્સનો એકજ હાલ એવી રીતે થઈ જાય કે આગલી ચીજના ફૈઝના વાદળામાંના પોતાને ટીપાં સમજે એટલે પોતાને તેની નજીક એટલો બધો સમજે અને ઘડીયે ઘડીયે હર વખત તેનાં નૂરનાં કીરણોને જોયાં કરે, અને આ **હક્કુલ યકીન**નો મરતબો એવી રીતે છે કે જાણે આગની અંદર દાખલ થઈ આગનું યકીન કર્યું હોય, પણ એ મરતબે પહોંચવું તે જેવી તેવી વાત નથી બલકે ઘણી મહા સખત અને મોહટી વાત છે અને એ મરતબો હાંસીલ થવા માટે ઘણી બાબતોની જરૂરત છે જેમકે બહુજ સખત રીતે કોશીશ કરી ઘણી સખત અને મજબુત રીયાઝત હાસિલ કરે અને દુન્યા દારીની રસમો અને આદતોને દુર કરે અને પોતાના દીલમાંથી નફસની ખ્વાહીશો અને શહવતોને કાપી નાંખે અને શયતાની ફીકર અને વાહીયાત બાબતોથી દુર રહે અને પોતાને દુન્યાએ ગદ્દારની મોહબ્બત વી૦ ની નજાસતથી પાક અને સાફ કરે, અને **હકીકી યકીન** એવું નુર છે કે તેમાં વહેમના અને શકના અંધારાનું નામ નથી અનેએ મરતબો માત્ર ફીકર અને દલીલ કર્યાથી હાસિલ થતો નથી બલકે નફસને તમામ ખરાબીયો બુરી બાબતોથી પાક અને સાફ કરી રીયાઝત હાસિલ કરે તોજ હાસિલ થાય છે,

કેમકે, જ્યાં સુધી દિલના આયનાનો મેલ બરાબર રીતે સાફ ન થાય ત્યાં સુધી તેના ઉપર હકીકી બાબતોના નકશનો ચીતાર થતો નથી તો જેટલી ચીજો દુન્યાના ઇલાકાની કે જે આડે આવે છે તેને મુકી ન આપે ત્યાં સુધી એ દરજે નહીં પહોંચે, અને જો એવું ન હતે કે, ગુનાહોનો મેલ અને કાટ અને ખરાબ સીફ્તો નફ્સના આઇનાને ખરાબ કરી ઉપર પરદો કરી નાંખે તો દરેક નફ્સ અસલ તેની પૈદાઇશના સબબથી હકીકી મઅરેફ્ત અને આલમે મલક અને મલકુતની લાયક થતે એટલે ફીરીશ્તાઓ જેવી ખાસલતે પહોંચતે, અને એજ કારણથી ઇનસાનને ખુદાએ તમામ મખલુકાતથી શ્રેષ્ઠ કર્યો છે અને જે અમાનતો આસમાન જમીન અને પર્વતોએ ઉપાડવાનો ઇન્કાર કર્યો તે અમાનતો ઇનસાનને સોંપી, અને હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યુ છે કે શયતાનના લશ્કરે આદમની અવલાદના દીલની આસપાસ ઘેરો ઘાલ્યો ન હોત તો અલબત્તા આસમાન અને જમીનની બાદશાહીની હકીકતને જોત અને ફરમાવ્યું કે દરેક બચ્ચું અસલ ઇસલામ ઉપરજ જન્મ પામે છે પણ જેને ત્યાં પૈદા થાય છે તેની પયરવી અને તાબેદારીથી તે રંગનું થાય છે એટલે યહુદીનેત્યાં થાય તો યહુદી અને નસરાનીને ત્યાં થાય તો નસરાની થાય છે. જાણવું જોઇયે કે જેટલો નફ્સને વધારે પાક અને સાફ કરે અને હકીકી ઇલ્મ મેળવે અને એ પરવરદિગારની મઅરેફ્ત સીફાતે જલાલ અને અઝમતને સમજે તેટલી તેને નેકબખ્તી ખુશી લઝ્ઝત અને આખેરતની નેઅમત હાસિલ થશે અને તેમજ તેની મઅરેફ્ત પ્રમાણે બેહીશ્તમાં તેને દરજા મળશે મતલબ એ કે દુન્યાની અંદર ખુદાએ તઆલાની મઅરેફ્ત હાસિલ કરવાથી આખેરતમાં એવા દરજાનો હકદાર થાય છે. જાણવું જોઇએ કે આમાં આવ્યું કે "હકકુલ યકીન" એ છે કે આગલી ચીજ સાથે એક થઇ જાય તો એથી એમ ન સમજવું કે ખુદાની કોઇ બહુજ ઉંડી મઅરેફ્ત હાસિલ કરી તેની સાથે મળી જતું હોય બલકે ખુદાની સાથે કોઇ મળી શકતું નથી તેમ તેને કોઇ જોઇ શકતું નથી પણ જેટલો તેની મઅરેફ્તમાં ઉડો ઉતરે તેટલો તેને તેની નજીકીનો મરતબો હાસિલ થશે, અનેજ્યારે કામીલ દરજ્જે પહોંચે તો તે જાણે ખુદાને જોતો હોય એવું તેને યકીન થશે જેમકે જનાબે અમીર અ૦ ફરમાવ્યું છે કે ખુદાએ તઆલાને કોઇ જોઇ શકતું નથી તેમજ તે કોઇના જોવામાં આવી શકે પણ નહી પણ ધારો કે તે જોવામાં આવતો હોય અને હું તેને જોઉં તો હાલ તેના વિશે જેટલુ મને યકીન છે તે કરતાં જરા પણ મ્હારા યકીનમાં વધારો થાય નહીં મતલબ એ કે તેના વિશે મને સંપુર્ણ યકીન છે અને લોકોમાં જે મશહુર છે કે કેટલાંક ખુદાની મઅરેફ્તમાં એવાં કામિલ થઇ જાયછે કે તેઓ ખુદા સાથે મળી જાય છે અને તે પછી તેઓને નમાઝ રોઝા વી૦ ઇબાદતની કશી જરૂરત રહેતી નથી બલકે શરાબ વી૦ પીયે તો પણ કાંઇં હરકત નથી તો જાણવું જોઇયે કે એ બાબત તદ્દન શરાઅ અને અક્લ વિરૂધ્ધ છે કેમકે ખુદાની સાથે કોઇ પણ મળી શકતું નથી અને વધારે મઅરેફ્ત હાસિલ થવાથી નમાઝ રોઝા મુકી દીયે એ પણ બનવા જોગ નથી, બલકે જેટલી મઅરેફ્ત વધારે હાસિલ થશે તેટલીજ ઇબાદતમાં વધારે કોશીશ કરશે જેમકે હઝરતે અમીરૂલ મોઅમેનીન અ૦ હમેશાં રાતરે હઝાર રકઅત નમાઝ પડતા હતા અને લખે છે કે આપને ખુદાના ખૌફથી ગશ આવી જતો હતો અને દુન્યાની અંદર

હઝરતે રસુલે ખુદા સ૦ અને અલીએ મુરતુઝા અ૦ કરતાં કોઇનું પણ ખુદાની મઅરેફત ન વધારે હતી ન વધારે થશે, તો જેઓ નમાઝ રોઝાને તરફ કરી મઅરેફતનો દમ મારતા હોય તેઓને મકકાર અને ઢોંગી સમજવા.

૩—શિર્ક છે જાણવું જોઇએ કે આથી પહેલે "જેહલે મોરક્કબ" તથા "શક" એ બે દુર્ગુણ અને તેના ઇલાજ ઉપર સુધીમાં બયાન થયાં અને આ ત્રીજા દુર્ગુણનું બયાન થાય છે. શિરક એને કહે છે કે ખુદા શીવાય બીજા કોઈને પૈદા કરનાર વી૦ જાણવો તો એ પ્રમાણે એઅતેકાદ રાખી ખુદા શીવાય બીજાની ઇબાદત કરે તેને શીરકે જલી (જાહેર શીરક) કહે છે અને ખુદા શીવાય બીજાની ઇબાદત ન કરે પણ જે કામમાં ખુદાની રજામંદી નહોય તે કામમાં તેની તાબેદારી કરે તેને શીરકે ખફી (છુપુ શીરક) કહે છે જેમકે તે વિશે ખુદાએ કુરઆનમાં ફરમાવેલું છે કે અને તેઓમાંના ઘણાંજણ ઇમાન નથી લાવતા પણ એ કે તેઓ મુશરિક છે. અને શીરક છે તે તમામ ગુનાહોથી મોટોરો ગુનાહ અને હલાક કરી સખત દુઃખદાયક અઝાબમાં ગિરીફતાર કરનાર છે.

હવે જાણવું કે "શીરક"ના મુકાબલામાં તેથી ઉલટો ગુણ એટલે સદગુણ તવહીદ છે અને તેની પણ કેટલીક કીસમ છે પહેલી કીસમ તેની ઝાતની તવહીદની છે એટલે ખુદાએ તઆલાને એવી રીતે એક જાણે કે તે એનો એકછે કે તેના સમાન બીજો કોઇ નથી એટલુંજનહીં પણ કેટલીક ચીજો થઇને તે બન્યો હોય તેમ પણ નથી અને તેની જેટલી સીફાતો છે તે ખાસ તેની ઝાતની સાથેજછે એમ સમજે ન જુદી તેની સીફાતો ઇનસાનના જેવી નથી જેમકે ઇનસાન કાંઇ જાણતો નહતો ત્યારે જાહેલ કહેવાતો અને ઈલ્મ શીખ્યો એટલે આલિમ કહેવાયો અને લાકડાનું કામ કરવા લાગ્યો તો સુતાર કહેવાયો તે પ્રમાણે ખુદાએ તઆલાની સીફાતો નથી. બીજી કીસમ તેના મવજુદ હોવાના વાજીબ પણાની છે એટલે તેનું હોવું વાજીબજ છે અને તેના શિવાય બીજા કોઇનું મવજુદ હોવું વાજીબ નથી, અને તેમજ તેનો કોઈ શરીક પણ નથી વી૦ ત્રીજી કસમ તવહીદની તાસીર અને ઇજાદનીછે એટલે કોઇ ચીજમાં અસર કરવો તે ખુદા તરફથીછે એટલે જે ચીજો થાય છે તે તેજ કરે છે ન બીજો કોઈ બનાવી શકે છે વી૦ અને આ કીસમની તવહીદના ચાર દરજા છે. ૧—કીશ્રે કીશ્ર ૨—કિશ્ર ૩—લુબ્બ ૪—લુબ્બેલુબ્બ. કિશરે કિશ્ર છાલની ઉપરની છાલને કહે છે એટલે જેમ બદામ છે તો તેના બીજ ઉપર બે પડ હોય છે તો તેની ઉપરની છાલને કિશ્રે કીશ્ર કહે છે તોએ જાતની તવહીદ એ છે કે જે માત્ર જીભ વડે ખુદાની તવહીદનો કલેમો જારી કરે છે પણ તેના અર્થ દીલમાં સમજતો નથી બલકે દીલમાંતો તેનો ઇન્કાર રાખે છે જેમકે મુનાફીક લોકો, તો એવી તવહીદ રાખવાથી કાંઈ ફાયદો નથી પણ એટલોજ કે દુન્યામાં તે મુસલમાન ગણાશે અને શરીયતની રૂએ તેનું ખુન હલાલ થશે નહીં અને તેની જાન અમાનમાં રહેશે. અને કિશ્ર છાલને કહે છે તો એ તવહીદ એ છે કે જીભથી તવહીદનો કલેમો જારી કરે અને દીલમાં પણ તે વિશે એઅતેકાદ રાખતો હોય અને એ કલેમાને જુઠો ગણતો ન હોય તો એનો દરજો પહેલાં વાળા કરતા વધારે છે એટલે તેને આખેરતમાં અઝાબ નહીં થાય પણ તેમાં જે શરતો છે કે મોઅમીન હોય અને ગુનાહ ન કરે વી૦ તે જુદી વાત છે. લુબ્બ મગજને કહે છે અને એ દરજે એ વખતે પહોંચે છે કે ખુદાએ તઆલા તરફથી જે નુર તેના ઉપર

તજલ્લી કરે તેના પ્રકાશથી તેને તવહીદના અર્થ ખુલ્લા થઇ જાય અને તે વખતે અગરચે દુન્યામાં ઘણી ચીજો જુવે પણ તે તમામને એક ઠેકાણેથી નીકળેલી સમજશે અને જાણશે કે તે ખુદા કે જે એક છે તેના તરફથીજ છે અને એ મરતબો મુકરરરબીન લોકોનો છે. લુબ્બે લુબ્બ એટલે મગજની અંદરનો મગજ અને તે ઘણોજ મોહટો દરજ્જો છે કે એવી હાલત વાળો શખ્સ એક એટલે ખુદા શીવાય બીજા કોઇને મવજુદ જોતોજ નથી અને ખુદાની સાથે કોઇ શરીક જણાતોજ નથી અને એ મરતબો મઅરેફત વાળા લોકોનો છે. કે જેને "ફના ફિલ્લાહ અને ફના ફિત્તવહીદ" કહેછે એટલે તે ખુદાની મઅરેફતમાં અને તેની તવહીદના યકીન પણામાં એટલો તો ઉંડો ઉતરી જાય છે કે તે ખુદા શીવાય બીજા કોઇને મવજુદ જોતો નથી અને તે પોતાને ફાની સમજે છે અને આસમાનો જમીનો અને અસંખ્ય મખલુકાત નજરની સામે દેખાવા છતાં સરવેને નજોતાં ખાસ એક ખુદાનેજ જુવે એટલે તે એકજ છે દુન્યામાં બીજુ કોઈ નથી એમ સમજે તે બનવા જોગ નથી એમ ન સમજવું, કેમકે જ્યારે દીલ તેની યકતાઇની અઝમત અને જલાલના દરિયામાં ગરક થાય અને તેની વુજુદગીનું નુર અને જમાલ તેના ઉપર ગલબો કરે અને તે વાજેબુલ વોજુદના નુરની રોશનીના કારણો તેને ઘેરી લીયે અને મોહબ્બત અને પ્રેમની આગ તેના દિલના આતિશદાનના પ્યાલામાં ભડકી ઉઠે ત્યારે તમામ મવજુદ ચીજને તેની જાહેરી નજરથી હીચ અને ગાયબ થઇ જાય છે અને તે સરવે ચીજોથી ગાફીલ થઇ માત્ર તેજ મઅબુદને જુવે છે એટલે તેની તરફ તેનું ધ્યાન ખેંચાય છે જેમકે કોઇ શખસ કોઇ બાદશાહની સાથે વાતો કરવામાં ગુંથાએલો હોય તે વખતે તેના રોઅબ અને દબદબાથી તેના તરફ લક્ષ આપી બીજી ચીજોથી એવો ગાફીલ થઇ જાય છે કે તે બાદશાહ શીવાય બીજા કોઇને જોતોજ નથી અને તેમજ કોઇ આશક મઅશુકના જમાલ તરફ એવો ગરક થઇ જાય છે કે ત્યાં કોઇ બનાવ બને તેની પણ ખબર રહેતી નથી અને તેના શીવાય બીજા કોઇને જોતો નથી એટલુજ નહીં પણ દાખલા માટે જૂવો કે આસમાન ઉપર સીતારા મવજુદ છે પણ જ્યારે સુર્યનું તેજ પ્રકાશે છે ત્યારે તેના નુરના સબબથી સીતારા બીચારા જાણે કે નીસ્ત અને નાબુદ થઈ ગયા હોય એમ માલુમ પડી જોવામાં આવતાં નથી તો આથી જાહેર થાય છે કે તે એક માલિક શિવાય તેના ધ્યાનમાં બીજી ચીજ ફરતી હોય તેનો તવહીદનો મરતબો નાકિસ અને અધુરો છે અને તેના વજુદપણાનું નુર તેની અંદર ચમક્યું નથી જેમકે શાએર કહે છે કે.

તા નગશ્તંદ અખ્તરાન અઝમા નેહાં=દાન કે પીનહાનસ્ત ખુરશીદે જહાં*

એટલે જ્યાં સુધી આપણી નજરથી સીતારા છુપી ન જાય ત્યાં સુધી સમજવું કે સુર્ય પ્રકાશ્યો નથી.

# ફસલ નવમી.

## તવહીદમાં ઊંડા ઉતરવા વિષે.

જાણવું જોઇયે કે "તવહીદ"ના પહેલા અને બીજા દરજાથી વધી ત્રીજે દરજે એ વખતે પહોંચાય છે કે જ્યારે ઇનસાન પોતાના તમામ કામમાં ખુદા ઉપર તવક્કલ કરી તેના ઉપર મુકી આપે અને તમામ વાસ્તાઓથી આંખોને મીચી લીયે, કેમકે જ્યારે તેના ઉપર જાહેર અને ખુલ્લું થઈ ગયુ કે દરેક ચીજનું મુળ ખુદા શીવાય બીજું કાંઈ નથી, અને એ પણ સમજ્યો કે દરેક મવજુદનું થવું અને દરેક બાબત ઉતપન્ન થવી અને મળવી તેમજ ન મળવી જેમકે રીઝક માલ દોલત અમીરી ફકીરી તંદુરસ્તી બીમારી ઇજ્જત ઝીલ્લત હયાત અને મૌત વીગેરે તેજ માલિકના તરફથી છે અને સરવે બાબત તેનીજ કુદરતના હાથમાં છે. અને તે તમામ બાબતોનો સંપુર્ણ રીતે એકલોજ માલિક છે તેમાં કોઇનો પણ કશો બાગ લાગ નથી તો જ્યારે આવે દરજે પહોંચશે તો તે મઅ્‌બુદે બરહક શીવાય બીજા કોઈ તરફ જરાએ ધ્યાન આપશે નહીં, એટલુંજ નહીં પણ તેના શીવાય બીજા કોઇથી જરા પણ ડરશે નહીં તેમજ તેના શીવાય કોઈની આશા રાખશે નહીં, અને જે શખ્સ આવે મરતબે પહોંચ્યો નથી તેના માટે જાણવું કે તેનું દિલ રોગથી ખાલી નથી અને શયતાનના વસવસાના સબબથી જાહેરીયાત ઉપર ધ્યાન લગાડી તેના ઉપર બરોંસો કરે છે જેમકે વરસાદ વરસવાથી તે એવી ખાતરી કરે છે કે ખેતી સારી રીતે પાકશે અને ઝાડ ફળ ફુલ વીગેરે ઉગશે, અને સારી માફક હવા ચાલવાથી તેને એવો બરોંસો થશે કે કશ્તી સલામતીથી પાર પહોંચશે; અને સીતારાઓની ચાલ વીગેરેથી ખોફ અને ઉમેદમાં રહેશે અને કોઈ ઇનસાનના ગુસ્સે થવાથી ડરી જશે અને કોઇએ મહેરબાની કરવાથી તેના તરફની બક્ષીસની ઉમેદ રાખશે.

એ સરવે બાબતો એ શખ્સ માટે છે કે જેના ઉપર મઅરેફતના દરવાજા ખુલ્લા થયા નથી અને તે "તવક્કલ" કરવાને દરજે પહોંચ્યો નથી પણ જેના ઉપર મઅરેફતના દરવાજા ખુલ્લા થઇ ગયા છે અને દુન્યાની તમામ બાબતોનો હાલ તેના ઉપર જોઇએ એવી રીતે ખુલ્લો થઇ ગયો છે તે જાણે છે કે આસમાન જમીન સુર્ય ચંદ્ર સીતારા વાદળ હવા વરસાદ હયવાન ઇનસાન વગેરે સરવે મખલુકાત તે એકજ મહા શકતીવાન પાદશાહની મિલકત છે અને તે એવો પાદશાહ છે કે ન તેનો કોઇ શરીક છે ન વઝીર છે અને એ સરવે ચીજો તેની કુદરતના કબજામાં કેદ છે અને તેના હુકમની ફરમાંબરદાર છે તો ગમે તેવો સારો વરસાદ વરસે પણ જો તેની મરજી અનાંજ ઉગાડવાની ન હોય તો તે વરસાદથી કાંઇ પણ ઉગી શકે નહીં, અને કશ્તીને ડુબાડી દેવા ઇચ્છે તો ગમે તેવી સારી અને માફક હવા હોય તોપણ તે બચી શકે નહીં, જો ગાથાને તે માટી ઉપર રાખે

તેને ઉચું કરવાની કોઇને મકદુર નથી અને તેમજ તે ચાહે તો સારો વરસાદ ન વરસવા છતાં અનાજ ઉગાડી શકે છે અને ગમે તેવી ખરાબ અને ઉલટી હવા હોય તોપણ તે નજાત આપી કશ્તીને પાર ઉતારી શકે છે.

અને જે લોકો ખુદા શીવાય બીજા તરફ મુઆજાત તવંગરી અને બલાથી છુટકારા વી૦ ની આશા રાખે છે તેઓનો એવો દાખલો છે કે જેમકે કોઇ બાદશાહ કોઇ શખ્સને મારી નાંખવાનો હુકમ કરે પણ તે પછી ગમે તે કારણથી તેને મુકત કરવા માટે ફરમાન લખાવે કે આ શખ્સને ન મારતાં મુકત કરી આપો, પછી તે શખ્સને ખબર પડે કે મને મુકત કરવા માટે આ પ્રમાણે લખાણ આવ્યું તેથી હું મુકત થયો અને તે કલમ અને કાગળની અથવા લખનારની તઅરીફ અને વખાણ કરે કે અગર આ નહતે તો આ બલાથી મને નજાત ન મળતે તેના જેવો તે શખ્સનો પણ હાલ છે.

પણ જે શખ્સ એમ સમજે કે કે જે કાંઇ કાગળમાં લખાણ આવ્યું તે કલમ થકી લખાણું છે અને કલમ તે લખનારના તાબામાં હતી અને તે લખનારને કાંઇ પણ લખવાનો બાલકુલ ઇખ્તીયાર નહતો બલકે તે પોતાના માલિકના ફરમાનનો તાબેદાર હતો અને તેણે તેના છુટકારા વિશે લખ્યું તે ખાસ માલિકના હુકમથી લખ્યું તો તે વખતે તે શખ્સ તે કલમ અથવા કાગળ અથવા લખનાર તરફ ધ્યાન નહીં આપે બલકે સમજશે કે મને મુકત કર્યો તે ખાસ મારા માલિકનો એહસાન છે, અને તે વખતે તે તેના શીવાય કોઇ તરફ કાંઇ પણ ધ્યાન રાખશે નહીં અને તેના શીવાય બીજા કોઇની પણ તારીફ કરશે નહી.

ખરી હકીકત તો એ છે કે હક જોવાની આંખ કયાં છે? અને હક ઓળખવાનું દિલ કયાં છે? અરે કાગળ ઉપર જે કાંઇ લખાય છે તે પણ પુરૂં જોઇ શકે એટલી નજર નથી માત્ર એટલુંજ જુવે છે કે ધોળા ઉપર કાળું થાય છે, અને તે લખનારની આંગળી અથવા હાથને જોઇ શકતો નથી તો જ્યારે એટલે સુધી આંખનું તેજ ઓછું છે તો તેના [illegible] કયાંથી જોઇ શકે? અને તેથી [illegible] કલમ શીવાય બીજા કોઇને ઓળખતો નથી એટલુંજ સમજે છે કે જે કાંઇ કરે છે તે આ કલમજ કરે છે.

ઉપર જે કાંઇ આવી ગયું કે તવહીદના દરજ્જામાં વધીને મોહટે દરજ્જે પહોંચે તો તે સમજે છે કે તમામ બાબતો ખુદા તરફથીજ બને છે તે ખરી વાત છે અને હકીકતમાં એમજ છે કે ખુદા શીવાય કોઇને પણ સંપુર્ણ ઇખ્તીયાર નથી, પણ ઇનસાન જે કાંઇ સારા નરસાં કૃત્યો કરે છે તેનો ઇખ્તીયાર ખુદાએ ઇનસાનનેજ સોંપેલ છે પણ એ ઇખ્તીયાર સોંપીને પોતે બેઇખ્તીયાર થઇ ગયો નથી બલકે તે ઇખ્તીયાર ઉપર પણ પોતાનો ઇખ્તીયાર રાખેલ છે જેમકે તેના માલ જાન ઉપર તેને ઇખ્તીયાર છે કે જોઇયે ત્યારે તેને મારે અને જોઇયે તો લાંબી મુદ્દત સુધી હયાત રાખે તેમજ જોઇયે તો તંદુરસ્ત રાખે અને જોઇયે તો બીમાર રાખે એટલુંજ નહીં પણ તેને જે સારા નરસાં કામનો ઇખ્તીયાર આપેલો છે તે ઇખ્તીયાર પણ પોતે છીનવી લેવા ચાહે તો છીનવી લઇ શકે છે અને જો નીરજીવો ઇખ્તીયાર જે બંદાને આપ્યો છે તે તેની આજમાઇશ અને ઇમતેહાન માટે આપેલ છે કે ગમે તો પોતાના ઇખ્તીયારથી નેક કામ કરી જન્નત મેળવે અને ગમે

તે તેની નાફરમાની કરી અઝાબને લાયક થાય અને એવો ઇખ્તીયાર બંદાને ખુદા ન
આપતે તો ખુદાએતઆલા આદીલ ન ગણાતે બલકે ઝાલીમ ગણાતે. અને કેટલાંક મઝ-
હબવાળાનો એવો મત છે કે નેકી અને બદી પણ ખુદાજ કરાવે છે પણ એ એઅતેકાદ
અક્કલ નક્કલથી તદ્દન વાહીયાત અને ખોટો છે કેમકે જો ખુદાએતઆલા પોતેજ બદી
કરાવે અને પાછો તેને અઝાબ કરે તો તે ચોખ્ખો ઝુલ્મ કહેવાય અને એવો એઅતેકાદ
રાખનારની અક્કલને શું કહેવું ? એટલું પણ નથી જાણતા કે ખુદાએતઆલા આપણા
કરતાં કરોડો બલકે અનહદ દરજે અક્કલવાળો છે અને આપણને જે કાંઇ અક્કલ મળી છે
તે તેણે દરિયામાંથી ટીપાં જેટલી પણ આપી નથી તો પણ એ જુજ અક્કલથી આપણે
કહીયે છીએ કે ખુદા પોતેજ ગુનાહના કામ કરાવી અઝાબ કરે તે ઝુલ્મ છે અને તેજ
અક્કલથી જાણીયે છીયે કે ઝુલ્મ કરવો બહુજ ખરાબ અને બદકામ છે તો શું તે
આપણને અક્કલ આપનાર માલિકો મુખ્તાર એ બાબત જાણતો નહીં હશે કે એ પ્રમાણે
વરતે? હાંસલ કલામ ઇનસાન ઘણે ભાગે ઘણી બાબતો જેમકે અમીરી ફકીરી બીમારી
તંદુરસ્તી વી૦ માં અશક્ત અને લાચાર છે અને જુજ બાબતો જે સારાં નરસાં કૃત્યો
છે તેનો મુખ્તાર છે, તો એ મુખ્તારપણું સંપુર્ણ રીતે ન હોવાથી કહેવાય છે કે તમામ
બાબતોનો માલિકો મુખ્તાર ખુદા છે પણ એમ કહેવાથી એમ લાઝીમ નથી થતું કે ઇન-
સાનના સારા નરસાં કૃત્યો પણ ખુદા કરાવે છે. હાંસલ કલામ દરેક શખ્સને લાઝીમ છે કે
તેને જેજે બાબતનો ખુદાએતઆલાએ ઇખ્તીયાર આપેલો છે તે ઇખ્તીયાર અને શકતીને
શરીઅતના હુકમ પ્રમાણે વાપરી ગુનાહથી બચવા નેક કામ કરવા માટે એ ઇખ્તીયાર
આપનાર પરવરદીગાર પાસે તોફીક અને મદદ ચાહે અને જે ચીજ પોતાથી થઇ શકતી
નથી તે વિશે તે માલીકો મુખ્તારની મહેરબાનીનો ઉમેદવાર રહે.

કેટલાંક આરિફ લોકોએ કહ્યું છે કે ખુદાએતઆલાએ પોતાની કુદરતે કામેલાથી
જાગૃત દીલવાળા પરહેઝગારો માટે જમીન આસમાનની અંદરના દરેક રજકણને બોલતાં
કર્યા તેથી તેઓએ એ રજકણોની તસબીહ અને તકદીસ સાંભળી અને એ રજકણોએ
પોતાની આજીઝીની જે ગવાહી આપી તે સાંભળી, અને એ રજકણોની ભાષા ન અરબી
છે ન અંજમી* તેમજ તેઓના બોલવાનો ન સાદ નીકળે છે તેમજ ન કોઇ હરફ કે
શબ્દ બહાર નીકળે છે અને એ તેઓની તસબીહને નથી સાંભળી શકતા પણ ધ્યાનના
કાનથી; અને એવા કલામ જે કે રજકણોથી સાંભળે તેને મુનાજાતે સિર (છુપું) કહે છે
અને તેનો અંત નથી કેમકે તેને નીકળવાની જગ્યા હક કલામનો બહુજ ઉંડો દરિયા છે
તેનો પાર નથી જેમકે તે વિશે વારીદ થયું છે કે **"વલવ કાન લબહરો મેદાદન
લેકલેમાતે રબ્બી લનફેદલ બહરો કબલ અન તનફેદ કલેમાતો રબ્બી વલવ
જેઅના બેમિસ્લેહી મદદા"** એટલે અને અગર ખુદાએતઆલાના કલામ લખવા માટે
દરિયાની રૂશનાઇ કરવામાં આવે તો પણ ખુદાએતઆલાના ઇલ્મની વાતો લખતાં લખતાં
એ તમામ દરિયા ફના થઇ જાય પણ અલ્લાહના કલામ તમામ થાય નહીં અગરચે તેની

* અરબી શીવાયની તમામ ભાષાઓને અંજમી કહે છે.

મદદ માટે બીજી તેટલીજ રૂશનાઇ લાવવામાં આવે, પણ એ આંતીક લોકોની વાતો એવી ભેદની છે કે દરેક શખસ તેથી જાણતો નથી બલકે એવી વાતોની ફખર આઝાદ લોકોના દિલ છે એટલે એ વાતો સરે રસ્તે જાહેર થતી નથી જેમકે બાદશાહનો ખાસ મહરમ એટલે ભેદની વાત જાણનારો બજારમાં અને ગલીયે ગલીયે ભેદની વાત જાહેર કરે ખરો! અને જો ભેદની વાત જાહેર કરવાની પરવાનગી હતે તો હઝરતે રસુલે મુખતાર સ૦ ખુદાએતઆલાની ભેદની વાતો જાહેર કરતે અને તે છુપાવવાની મનાઇ ન કરતે. અને કેટલીક ભેદની વાતો ખાસ હઝરતે અલી અ૦ ને છુપી રીતે ન કહેતે અને એમ ન ફરમાવતે કે જે કાંઇ હું જાણુછું અગર તે તમો જાણતે તો બહુજ થોડું હસતે અને ઘણુંજ રડતે. જાણવું જોઇયે કે જે લોકો હદથી વધી જઈ સુરી થઇ ગયાં છે અને તેઓ ખુદાની સાથે મળી જવાનો દાવો કરે છે તે તદ્દન બેવકુફીની વાત છે.

## ફસલ દસમી.

### નફસના ખ્યાલ અને શયતાનના વસવસા અને તેના ઇલાજ.

જાણવું જોઇયે કે ઇનસાનનું દિલ ખ્યાલ અને વિચારથી ખાલી રહેતુ નથી બલકે વારંવાર જાતજાતના ખ્યાલો અને વિચારોમાં ગુથાએલું રહે છે, અને કેટલીક વખતે એવું પણ બને છે કે દિલમાં શું શું વીચાર થાયછે તે વિશે ઇનસાનનું ધ્યાન પણ રહેતું નથી, અને ખાસ કરીને દીલ એક "નીશાના" ની સમાન છે કે તેની ઉપર ચારે તરફથી તીર ફેંકાય છે, અથવા પાણીના મોહટા ખાડા સમાન છે કે તેમાં ચારે તરફથી નેહરોનું પાણી આવી ભરાય છે, અથવા એવાં ઘર સમાન છે કે જેને બેશુમાર દરવાજા હોય અને તે દરવાજામાંથી જાતજાતના લોકો દાખલ થતા હોય, અથવા એવા આઇના સમાન છે કે જે ઘરની ભીંત ઉપર ચોડયું હોય કે તે તરફથી જુદી જુદી જાતના લોકો અને હયવાના વી૦ નીકળતા હોય અને તેઓનો પ્રતિબીંબ તેમાં પડતો હોય. હાંસલ કલામ ખુદાએતઆલાના લતાએફપણાંથી દિલ એક લતીફા (નાજુક)છે કે દરેક વખત તેમાં વિચાર અને ફિકરની દોડાદોડ રહે છે અને એ દોડાદોડ ઇનસાનની હયાતીના દમ સુધી રહે છે.

અને દરેક વિચાર અને ફિકર માટે કાંઇ પણ સબબ અને કારણ જરૂર છે, અને જે વાહીયાત અને નકામા તુરંગો ઉત્પન્ન થાય છે તે શયતાની ખ્યાલો છે અને જે નેક અને સારા વિચારો ઉતપન્ન થાય છે તે મલકીયા ખ્યાલો છે જેમકે એ વિશે હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું છે કે ઇનસાનના દિલમાં ફિકર અને વિચાર કરાવવા માટેના બે ટોળાં છે તેમાંનું એક ટોળું ફીરીસ્તાઓનું છે કે તે ટોળું નેક કામ કરવાનો અને હક વાતને સત્ય જાણવાનો ખ્યાલ અને વિચાર કરાવે છે, અને બીજું ટોળું શયતાનોમાંનું છે કે તે ખરાબ કૃત્ય કરવા અને હક વાતને જુઠી પાડવાના ખ્યાલ અને વિચાર કરાવેછે.

# ફસલ અગીયારમી.

## નફ્સના ખ્યાલ વિશે.



જાણવું જોઇએ કે ઇનસાનના દીલમાં જે કાંઇ વિચાર આવે છે તે બે જાતના છે એક વિચારતો એવો હોય છે કે કોઇ કામ કરવા વિશે ઇનસાનને શોખ અપાવે છે અને તેથી તે કરવાનો ઇરાદો થાય છે, અને તે વિચાર પણ બે જાતના હોય છે કેમકે જે કામ કરવા માટે માણસ તૈયાર થાય છે તે કાંતો નેક હોય છે અથવા બદ બીજો વિચાર એવો હોય છે કે તેથી કોઇ પણ કામ કરવા માટે ઇનસાન તૈયાર થતો નથી પણ એટલુંજ કે માત્ર અંદર વિચાર અને ખ્યાલ કીધાજ કરે છે અને એ વિચારથી ઇનસાનના નફ્સને સફાઇ અથવા મેલાઇ હાસીલ થાય છે અને તેના પરિણામમાં કોઈ કામ સારૂં અથવા નરસું થાય છે, અને એની પણ બે જાત છે એક તો સારા વખાણવા લાયક વિચારો અને બીજા ખરાબ અને નઠારાં વિચારો, અને ખરાબ અને ખોટાં વિચારોમાં ઘણી જાતનો સમાવેશ થએલો છે, જેમકે એવી ચીજોની ઉમેદ અને લાલચ કરે કે જે મળી શકતી નથી, અને થઇગએલનો બદલો થાય તેમ નથી અથવા જેમકે દીલમાં વિચાર કરે કે ફલાણું કામ ન કરતે તો ઠીક હતું, અથવા ફલાણું કામ કરતે તો ઠીક હતું, ફલાણી ચીજ મ્હારાથી ગુમ ન થઇ જતે તો બેહતર હતું ફલાણી મ્હારી અવલાદ ગુજરી ન જતે તો હાલ મ્હારા માટે મદદગાર થઇ પડતે, ફલાણા વેહેપારમાં આટલું નુકશાન ગયું તે નજાતે તો આજ મોટો પૈસાવાળો હતે, અને તેમજ જેજે બાબતો તેને મળેલી છે તેનો વિચાર કરીને ખુશી થવું અને ગમગીન થવું જેમકે વિચાર કરે કે ફલાણા વખતે આપણે ઘણાં ફાવી ગયાં હતાં ફલાણી વખતે આપણી ઘણી ઇજ્જત ચાલી ગઇ હતી, તેમજ વિચાર કરે કે ઓહો મ્હારી પાસે તો ઘણું નાણું છે અથવા ફલાણી ચીજ મ્હારી પાસે નથી એવો વિચાર કરીને ગમગીન થાય, તેમજ વિચાર કરે કે મ્હારા દુશ્મનો ઉપર આવી આવી બલાઓ આવી પડે તો કેવું સારૂ થાય, તો આવા આવા વિચારો તદન વાહીયાત અને નકામા છે, કેમકે એમ ધારવાથી અને વિચાર કરવાથી એ ચીજો પ્રાપ્ત થતી નથી, અને તેમજ કેટલીક ચીજોને કે તે વિશે પોતે સમજે છે કે તે બનવાજોગ નથી તેની આશા કરી ખુશી થાય છે જેમકે ધારે કે હું પયગમ્બર હતે તો આવા આવા કાયદાઓ કાનુનો ઘડતે, પોતા માટે આવા આવા ખલીફા અને વરી નેમતે; અથવા બીચારાને ફકીરી અને ભીખ માંગતા એંશી વરસ તો થઇ ગયાં હવે વિચાર કરે છે કે હું મોહટો બાદશાહ બનું તો ફલાણા ફલાણા મુલકને તાબે કરૂં અને આવી આવી જાતના હુકમ જારી કરૂં અને ફલાણા ફલાણા ગામમાં ફલાણા ફલાણાને હાકીમ નેમું અને છેવટે જાણે છે કે એમાં કાંઇ વળવાનું નથી. અને તેમજ કેટલાક શુકન અને અપશુકન ઉપરજ દોડયા જાય છે અને બનવાકાળ કોઇ બાબત એવી સારી નરસી થઇ ગઇ તો તે નાહુ પકડી રાંખે છે

અને જ્યારે જ્યારે એ શુકન અથવા અપશુકન થાય ત્યારે દીલમાં ઠેરાવેછે કે જો ફલાણી બાબત થઇ તો ફલાણું થાવું જોઇએ અને ફલાણી બાબત થઇ તો ફલાણી બાબત ન થવી જોઇએ. અને એ ખરાબ બાબતના અપશુકન થવાથી ઇનસાન ગભરાવા લાગે છે અને એમ થતાં થતાં તેને એવુંજ દસા જાય છે અને એવા એવા વિચારો કરી ગમગીન રહ્યાં કરે છે અને તેથી મગજમાં ખરાબી હાસીલ થાય છે.

હાસલકલામ જે કોઇ વિચારો વિશે બયાન થયું તેની ચાર જાત છે તેમાંની બે જાત તો એ છે કે જે વિચારોથી કારેખયર કરવા તૈયાર થાય છે અને તે કામ કરવા તરફ ધ્યાન ખેંચાય છે તેને ઇલહામ કહે છે, એટલે એવી બાબતો કુદરતી દીલમાં ઉગી આવે છે અને તે મલાયકા તરફથી છે. અને બીજી બે જાત છે તે શયતાની વસવસા છે કે તેથી ખરાબ કામ કરવા ઇનસાન તૈયાર થાય છે. જાણવું જોઇએ કે એ સરત્રેથી એ સાબીત થયું કે ઇનસાનના મનમાં બે જાતના ખયાલ મલાએકાઓ તરફથી છે અને બે શયતાનની તરફથી છે; અને ઇનસાનનું દીલ શરૂઆતમાં કાગળની જેમ સ્પષ્ટ અને સાફ હોય છે કે તેના ઉપર જોઇયે તેવા કાળા લીટા ખેંચી શકાય છે તો ઇનસાન જો મનોવિકાર પ્રમાણે ચાલે છે તો શયતાનને ફુરસદ મળે છે અને તેનુ લશ્કર ઝડપથી દીલના મૈદાનમાં દાખલ થઇ જાતજાતના વસવસા કરી ઇનસાનને ગુનાહના ખરાબ કામો તરફ દોરી તૈયાર કરે છે, અને જો મનોવિકાર પ્રમાણે ન ચાલતાં ઝીકરે ખુદામાં મશગુલ હોય અને પરહેજગારીથી વરતતો હોય તો ઝટપટ મલાયકાનું લશ્કર દાખલ થઇ ઘણા સારા વિચારો ઉત્પન્ન કરાવી નેક કામ તરફ દોરી તે કરવા તત્પર કરે છે, મતલબ એકે એ બન્ને લશ્કર હરવખત તૈયાર રહે છે અને દીલની નગરીમાં એ લોકોની આવજાવ થયા કરે છે, કોઇ વખત તો તે નગરીમાં મલાયકાઓનું રાજ્ય હોય છે અને તેઓ એવી રીતે ચોકી કરે છે કે શયતાનના લશ્કરને આવવા દેતા નથી પણ જ્યારે એ નગરીના બંદોબસ્તમાં જરા ખલલ થઇ જાય છે એટલે ઇનસાન ઝીકરે ખુદા વી૦ થી ગાફીલ થઇ નફસની ખ્વાહીશ તરફ દોરાય છે તો ઝટ લઇને શયતાન પેશી જાય છે. અને તેમજ શયતાનોએ ઘેરો ઘાલેલો હોય અને ઇનસાન ખરાબ કૃત્યમાં મશગુલ હોય તેવામાં જો ખુદાનો ઝીક્ર કરી ગુનાહોથી તોબા કરી નેક કામ કરવા શરૂ કરે છે તો શયતાનના રાજ્યમાં ખલલ પડી જાય છે તેથી મલાયકા પેશી જઇ શયતાનોને બહાર કાઢી મુકે છે અને જ્યારે મલાયકાઓનું રાજ્ય થાય છે ત્યારે દીલની નગરીમાંથી અંધકાર દુર થઇ ચારે તરફ નુર ફેલાય છે એટલુંજ નહીં પણ વખતો વખત તાજું નુર આવતું જઇ ફૈઝ હાસીલ થતો જાય છે.

પણ ઘણે ભાગે એવાં દીલ છે કે ત્યાં શયતાનોએ પોતાનો કબજો કરી લીધેલો છે અને એવાતે: મજબુત કીલ્લા બાંધ્યા છે કે કોઇ રીતે હલી શકતા નથી અને શયતાનોને

જવા માટે ખાસ કોઈ રસ્તો મુકરરર નથી બલકે તે ચાહે તે રસ્તેથી દાખીલ થાય છે કેમકે શયતાન આગથી બનેલો છે અને આગનો કાયદો છે કે જ્યાં પડે ત્યાં બાળીને રસ્તો કરી નાંખે છે. અને થોડી હોય તો ફેલાઇને ઘણી થઈ જાય છે તેજ પ્રમાણે તેને દીલની અંદર જો જરા જગ્યા મળી તો ટુંકવખતમાં તમામ જગ્યાએ ઘેરો ઘાલે છે, જેમકે ઇનસાનના દીલમાં કોઇ ખરાબ કામનો ખયાલ થાય તો તે ખયાલ વધતા વધતા એટલો તો વધી જાય છે કે એક ગુનાહ કરવાનું ધાર્યું હોય તો સેંકડો ગુનાહ થઈ જાય છે. દાખલા તરીકે **"નાજી"** કહે છે કે જેમ કોઇ શખ્સને તેનો દોસ્ત કહે કે ચાલો ભાઇ આજ રાતરે નાટકમાં જઇયે, તો તે વખતે દોસ્તને કહે કે ભાઈ નાટકમાં જવાથી ગુનાહ થશે અને પૈસા આપીને અઝાબ વેચાતી લેવાનું છે માટે ચાલો આપણે આજે **"મેહફીલે ઇસ્લામ"**માં મજલિસમાં જઇયે, તો તે દોસ્ત કહે કે અરે ચાલની મજલીસવાળા તુંતો મોહટો આબિદ બની ગયો છે તે હું જાણું છું ! મજલીસમાં શું છે? ત્યાં જઇને તો રોવાનું છે ત્યાં બીજું શું મળશે ? અને નાટકમાં તો એવી એવી બાબતો જોવામાં આવશે કે જેથી શીખામણ મળી કેટલીક અનુભવ વધશે કેમકે ત્યાં **વીરરસ હાસ્યરસ** તથા **કરૂણારસ** તથા રાજ્ય ખટપટ તથા સંસાર વહેવારો તથા લુચ્ચાની લુચ્ચાઇયો વી૦ નો આબેહુબ ચીતાર દેખાડવામાં આવે છે. ખૈર ભાઇસાહેબ તેના ફંદામાં આવી જઇ માથાના વાળ ઓળી ખુશબોદાર તેમાં "હેરડરૂઝ" નાંખી કોટ પાટલુન પહેરી ગળામાં "નેકટાઇ"નો પટ્ટો રૂમાલમાં "લવન્ડર વૉટર" તથા 'સેન્ટ" વી૦ ખુશબોદાર પ્રવાહ નાંખી પાકીટમાં બે ચાર નોટો મુકી ખીસામાં ઘાલી ચાંદીની મુઠવાળી "સ્ટીક" હાથમાં લઇ મીત્ર સાથે નીચે ઉતર્યો, ત્યાં નીચે શું જુવે છે કે ગાડીની અંદર પોતાના મીત્રની સ્ત્રી તરાહ તરાહના અને પ્રકાર પ્રકારના આભુષણ તથા શ્રણગાર પહેરી બેઠી બેઠી "કાચમેન" સાથે આવતાં મીત્રની સાથે 'શેકહેન્ડ કરવાની' ઇન્તેજારીમાં વાતોના તડાકા મારે છે, એટલામાં ભાઇસાહેબ ગાડી પાસે ગયા કે તરતજ શેકહેન્ડ કરી પાસે બેઠાં. અને મીત્ર સાહેબે સામે બેશી 'થીએટર' તરફ ગાડી લઇ જવાનો હુકમ કર્યો, હવે પેલા ભાઇસાહેબ તે મીત્રની સ્ત્રીની જોડે બેસતાંજ તેણીને જોઇને શયતાનના ફરેબથી તેણી ઉપર આશક થઇ ગયાં અને પહેલાં મીત્ર જરા દમીયલ તથા પાતળા દુબળા અને સામળા હોવાથી તેની સ્ત્રીનું દીલ પણ આ ભાઇસાહેબ ઉપર લલચાઈ ગયું. બનવાકાળ પેલા મિત્રને રસ્તામાં પેશાબ લાગવાથી ગાડી ઉભી રખાવી પેશાબખાનામાં ગયા એટલામાં આ બન્ને જણને વખત મળવાથી મુલાહેઝો ન રાખતાં એક બીજાના દીલના વિચાર ઓચરી નાંખ્યાં અને અમુક જગ્યામાં અમુક દીવસે મળવાનો ઠેરાવ પણ કર્યો, હાંસલકલામ નાટકમાં જઇ ગુનાહના ગાંસડા બાંધી સ્વારના ત્રણ વાગે પોતપોતાને ઘરે ચાલ્યા ગયા, હવે આ બન્ને જણની પ્રિતી દિનપ્રતિદિન વધતી ગઈ એટલે સુધી કે નેમેલી જગ્યાએ એક બીજાની મુલાકાત પણ લેતા હતા અને છેવટે એટલે સુધી વધી ગયાં કે તે મીત્રની ગેરહાજરીમાં આ શખ્સ પણ તેને ઘેર જવા લાગ્યો, બનવાકાળ એક દીવસ તેણીના સાત આઠ વરસના છોકરાએ એ બન્નેને હંસતા બોલતાં જોઇ કહ્યું કે આ બાબત હું મ્હારા બાપાને કહી દઇશ તેથી તે ઔરતને ગુસ્સો આવવાથી તેનું ગળું દાબી મારી નાંખ્યો અને આ શખ્સ હોહો!! કરતો હયરતમાં પડી જોતો રહ્યો!!! પછી તેણીનો મરદ આવવાથી

આને કાંઇક બીમારી લાગવાથી અચાનક મર્ણ પામ્યો એમ કહી માંડી વાળ્યું, હવે તે ગુનાહ ઉપર ગુનાહ થવાથી દીલ કાળું થયું શયતાનોના રાજ્યનું પાકાપાયે મંડાણ થયું અને મલાયકાને કાઢી મુક્યા, પછી માંહોમાંહે કહ્યું કે અડહટ તેમ ખડહટ જો આ દમીયલનું કાટલું કાઢીએ તો સ્વતંત્રપણે મોજ કરીયે, પછી પેલા બાઇસાહેબે એક રઝળાતા નામ હકીમને મળી કહ્યું કે ફલાણા બાહબંધનું દવામાં કાંઇ વસ્તુ નાંખી ધીમે ધીમે કાટલું કાઢે તો અમુક રકમ આપીશ, એ બીચારા ભુખે મરતાને નાણાનો ડલ્લો મળ્યો તેથી હા પાડી, આ સાહેબે પોતાના દોસ્તને કહ્યું કે એક હકીમ સાહેબ ઘણાં હુંશીયાર અને ચાલાક હાલ તાજાં આવેલાં છે તેની દવા કરો કે તમારી દમની બીમારી જડમુળથી નીકળી જાય, તે મીત્રે ખુશી થઇ કહ્યું કે "થેન્કયુ ફ્રેંડ" હું તેની દવા કાલથીજ લઇશ, પછી એ સાહેબ જેમ જેમ દવા લેતાં ગયાં તેમ તેમ બીમારી વધતી ગઇ એટલે સુધી કે થોડાં દીવસમાં ખરેખરો દમ નીકળી ગયા અને ઠેકાણે પહોંચી ગયા, અને તેણે પોતાની સ્ત્રીને તલ્લાક આપી બન્ને જણે જાહેરમાં આપસમાં નીકાહ કરી લીધાં અને શેઠ શેઠાણી બની મોજમજા કરવા લાગ્યા અને આ બાઇસાહેબને રહેતાં રહેતાં જુગારનો શોખ લાગ્યો અને એટલે સુધી જુગાર રમવા લાગ્યાં કે પોતા પાસે જે જુજ નાણું હતું તે ખલાસ થાવા ઉપરાંત આ શેઠાણીના જુના ધણીનો માલ પણ "ફેશનની ફીશારી"ના ડબલ ખરચથી ખુટવા લાગ્યો છેવટે એવો વખત આવ્યો કે તેની આ સ્ત્રી પાસે માત્ર બે અઢીહજાર રૂપીયાનો ઉંચો બાકી રહેલો "હાર" તેણે માંગ્યો, તો સ્ત્રીએ કહ્યું મુવા તે ત્હારૂં અને મ્હારૂં તમામ નાણું વાપરી નાંખ્યું અને હવે આ હાર માંગે છે તે હું કદી આપીશ નહી. છેવટે અણબનાવ પેઠો અને દીવસે દીવસે બેહદ કંકાશ થવા લાગ્યો એટલે સુધી કે આ શખ્સે તેણીને મારી કુટીને કહ્યુંકે રાંડ તું એજ છની કે પોતાના સગા છોકરાનું ગળું બીચડી મારી નાંખ્યો? તો તેણીએ કહ્યું કે તું શું નાક લઇને ગને કહે છે તું ત્હારૂં તો તપાશ કે મ્હારી પાછળ લાગી પોતાની સ્ત્રીને કાઢી મુકી મ્હારા પતીને ઝેર ખવરાવી મારી નાંખ્યો એ કે બીજું ? આ વાતો આડોશીપાડોશીઓએ સાંભળવાથી તેઓને સહેજસાજ વ્હેમ હતો તેથી આથી સંપુર્ણ ખાતરી થઇ ગઇ અને એ લોકોએ પોલીસને એ બાબતની ખબર કરી છેવટે કેસ ચાલી એ બન્ને ઉપર બન્ને ગુનાહ સાબીત થયા તેથી બન્ને બાઇ ભાઇ વગર ભાડાના ઘરમાં જનમ ટીપ ગયા, જોયું ? એક ગુનાહમાં ફસાવાથી કેટલા અને કેવા ગુના થયા ?

હાંસલ કલામ ખરાબ કામનું પરિણામ ખોટું છે અને નેક કામનું પરિણામ નેક આવે છે, તો અએ બિરાદરો ગુનાહને હલકો ન સમજો બલકે ગુનાહ આગના જેવો છે કે જરા તણખો પડવાથી આખું ગામ સળગી ઉઠે છે.

પછી લખે છે કે નેક બાબતનો હુકમ વચલા દરજાનો છે અને ખરાબ બાબતો માટે કોઇ હદ નથી જેમકે કોઇ ગામ જવું હોય તો ખાસ સડક અથવા રસ્તો એકજ હોય છે અને આડા અવળા રસ્તા માટે કાંઇ ખાસ ચોકસ હદ નથી બલકે જોઇયે તે ઠેકાણેથી સડક ઉપરથી ઉતરીને આડા અવળા ચાલતા થવાય છે, તો શયતાન માટે ઘણા રસ્તા છે કે તે જુદી જુદી તરફથી ઇનસાનોને ફરેબ આપે અને વસવસો નાંખે છે અને મલાએકા માટે ખાસ એકજ સીધો રસ્તો છે કે ખાસ જગ્યાથી જાત આત કર્યા કરે છે, અને સીધા રસ્તા વિશે ખુદાએ કુરઆનમાં ફરમાવ્યું છે કે આ એક સીધો રસ્તો મ્હારી

તરફ છે માટે તમો તેની પયરવી કરો અને તે પ્રમાણે ચાલો અને તમો જુદા જુદા રસ્તાની તાબેદારી કરો નહીં કેમકે તે તમોને હકરસ્તાથી ફેરવી નાંખશે, એક દીવસે હઝરતે રસુલે ખુદા સ૦ અસ્હાબોની સામે એક લીટા ખેંચીને ફરમાવ્યું કે આ ખુદાનો રસ્તો છે, અને તે પછી જમણી ડાબી તરફ કેટલાંક લીટા ખેંચીને ફરમાવ્યું કે આ એવા રસ્તા છે. કે દરેક રસ્તા ઉપર એકએક શયતાન બેઠેલો છે અને ઇનસાનને પોતાની તરફ બોલાવે છે. જાણવું જોઇયે કે હકરસ્તો બતાવનાર થોડાં હોય છે અને તે સારી રીતે જાણનારો હોવો જોઇયે, અને ખોટા રસ્તા બતાવવા માટે ઘણાંજણ હોય છે અને ઇનસાનનો નફસ છે તે નાહક તરફ બહુજ આસાનીથી દોરવાઇ જાય છે અને હકરસ્તા તરફ ઘણી સખ્તીથી આવે છે.

જ્યારે શયતાનના વસવસા અને ફરેબની બાબતને સમજ્યા તો જાણવું કે ઇનસાનને લાઝીમ છે કે શયતાનના ફરેબ મકર અને હીલાથી દુર રહી પોતાની નજાતનો સામાન તય્યાર કરે તો ઇનસાન જેમ જેમ ગફલતને દુર કરી ખુદાની યાદમાં અને નેક કામમાં મશગુલ થશે તેમ તેમ તેને મઅરેફત અને મોહબ્બત વધતી જશે પણ અફસોસ છે કે ઘણાં લોક એવાં છે કે મકર અને હીલા અને ફરેબના રસ્તા શોધ્યા કરે છે અને પોતાની શહવત પુરી કરવા અને લજ્જત હાસીલ કરવાના સાધનો મેળવવામાંજ વખત ગુમાવ્યાં કરે છે અને કેટલીક વખત એમ પણ બને છે કે એવું ધારે છે કે મ્હારા દોસ્ત મ્હારાથી ઉલટાં દુશ્મન થશે તો તેની સાથે હું કેવી રીતે વરતું તેના સવાલ જવાબ ગોઠવ્યા કરે છે અને એવાં એવાં તુરંગો ઉભા કરે છે કે તેથી દીલ કાળું થઇ જાય છે.

જાણવું જોઇયે કે દરેક જાતના વીચારો સારા અથવા નરસાં પોત પોતાનો અમલ કરે છે એટલે નેક વીચારોથી દિલ સાફ થાય છે અને ખરાબ વીચારોથી દિલ ખરાબ થાય છે, પણ એવાં વીચારો કરવાથીજ ઇનસાન ઉપર ગુનાહ લાગુ પડે તેમ નથી જેમકે જે કામ મુબાહ હોય એટલે તે કરવામાં ન ગુનાહ હોય ન સવાબ હોય તો એ વીશેના વીચાર કરવામાં કાંઇ ગુનાહ લાગુ થતાં નથી, અને તેમજ શરાઅથી વિરૂદ્ધ બાબતના એટલે ગુનાહના ખ્યાલો કે જે ઇરાદો કર્યા વિના એકદમ બેઇખ્તીયારીથી દિલમાં ઉતપન્ન થાય છે તો તેના માટે પણ કાંઈ ગુનાહ કે અઝાબ નથી કેમકે ખુદાએતઆલા આદીલ છે તે ઝાલીમ નથી કે બેઇખ્તીયારીથી બનેલ બાબત માટે સજા કરે, પણ ઇખ્તીયાર અને ઇરાદાથી ગુનાહના કાંમનો વિચાર કરે અને એ કામ કરવાનો પક્કો નિશ્ચય કરે અને ઠેરાવે કે એ કામ જરૂર કરીશ અથવા એ કે કોઇ હરામ કામ કરવાનું હતું અને તે થયું નહીં તે વિશે પસ્તાવો કરે કે ફલાણી બાબત બને એમ હતી તે છતાં શા માટે મેં કરી નહીં અને એ બાબત ન કરવાથી પસ્તાય અને અફસોસ કરે તો તે વખતે અલબત્તા તે ગુન્હેગાર અને સજાને લાયક થશે, તેમજ ગુનાહના કામ કરવાનો ચોક્કસ અને નક્કી ઇરાદો કર્યો હોય પણ કોઇ કારણથી તે કામ થઇ શક્યું નહીં તો પણ તે ગુનાહમાં દાખલ થશે, પણ અગર ગુનાહના કામનો નક્કી વિચાર કર્યા પછી ખુદાના ખૌફથી તે ન કરે તો તેના માટે કાંઇ પણ ગુનાહ નથી બલકે તે ગુનાહનું કામ તરક કરવાના સબબથી સવાબનો હકદાર થશે અને તેના માટે નેકી લખાશે; અને કોઈ ગુનાહનું કામ કરવાનો ઇરાદો ન હોય અથવા કોઇ ગુનાહ ન કર્યો તે વિશેનો કાંઇ અફસોસ ન હોય

પણ **અમથો** કોઈ શરા વિરૂધ્ધ કામનો વિચાર કરે કે જે શરાથી વિરૂધ્ધ હોય અને કોઇને ગારત કરવાનો ખ્યાલ કરે પણ જાણતો હોય કે બનવાજોગ નથી તો એ વિશે **જાહેર** એ છે કે એવા વિચારોથી ગુનાહ નહીં હોય મતલબ એ કે આવી બાબતના વધારે ખુલાસા હદીસો અને આયતો ભેગી કરતાં જુદી જુદી તરફથી છે કે જે ગુનાહ કરવાના ઇરાદા વિશે વારીદ થએલ છે

**"નારુ"** કહે છે કે આ વિશે કેટલીક હદીસો **"મનાફેઉલ અખબાર"** વીગેરેમાં લખી છે, જેમકે-હઝરતે ઇમામે જાઅફરે સાદેક અલયહિસ્સલામે ફરમાવ્યું કે જ્યારે બંદો કોઇ નેક કામ કરવાનો ઇરાદો કરે અને અગરચે તે નેક કામ ન કરે તો પણ ખુદાએ રહીમ ફકત તેનું એ ઇરાદો કરવાથીજ તેના અમલનામામાં એક નેકી લખે છે, અને જો તે નેકી કરે છે તો તેના બદલામાં તેના અમલનામામાં દસ નેકી લખે છે, અને જ્યારે ગુનાહના કામનો ઇરાદો કરે છે ત્યારે જ્યાં સુધી તે ગુનાહ ન કરે ત્યાં સુધી ફકત ઇરાદો કરવાથી કાંઇ તેના અમલનામામાં લખાતુ નથી, અને જો તે ગુનાહ કરે તો પણ તરત તેના માટે ગુનાહ લખાતો નથી બલકે સાત કલાક સુધી તેને મોહલત આપવામાં આવે છે, અને નેકી લખનાર જમણા હાથવાળો ફીરીશ્તો તેને કહે છે કે તુ તેના માટે ગુનાહ લખવામાં ઉતાવળ ન કર રખે કોઇ નેકી કરે કે તેથી તે તેનો ગુનાહ માફ થઇ જાય, કેમકે ખુદાવંદે સત્તાર અને ગફ્ફારે ફરમાવ્યું છે કે **"ઇન્નલ હસનાતે યુઝહિબ્ન સ્સય્યેઆતે"** એટલે ખરેખર નેકીઓ-બદીઓને લઇ જાય છે એટલે મટાડી નાખે છે, અથવા શાયદ આસ્તગફાર (તોબા) કરે કે તેથી તેનો ગુનાહ માફ થાય, તો જો તે કહે **અસ્તગ્ફેરૂલ્લાહ લ્લઝી લાએલાહ ઇલ્લાહોવ અલેમુલગૈબે વશ્શહાદતિલ અઝીઝુલ ગફૂરૂર રહીમ ઝુલ જલાલે વલઇકરામે વઅતૂબો એલયેહ."** તો તેનો તે ગુનાહ લખવામાં આવતો નથી, પણ જો સાત કલાક પસાર થઇ જાય અને તે ન કોઇ નેક કામ કરે ન ઇસ્તીગફાર કરે તે વખતે જમણા હાથવાળો ફીરીસ્તો ડાબા હાથવાળાને કહે છે કે આ **શકી મહરૂમ** માટે એક ગુનાહ લખ, અને તેમજ ઇસ્તીગફાર વિશે વારીદ છે કે અગર ગુનાહ પછી સાત કલાકની અંદર ત્રણ વખત કહે **અસ્તગ્ફેરૂલ્લાહ લ્લઝી લાએલાહ ઇલ્લા હોવલ હય્યુલ કય્યૂમ વઅતૂબો એલયેહ.** તો તે ગુનાહ તેના ઉપર લખવામાં આવતો નથી. ખુદાની આવી રહમત ઉપરથી કોઇ બેવકુફ એવું ન કરે કે ખુદાને ગઝબમાં લાવે, અને એમ ન સમજે કે જ્યારે ચાહીએ ત્યારે ગુનાહ કરીએ અને જ્યારે ચાહીયે ત્યારે તોબા કરી પાક થઇએ કેમકે અકલની રૂએ એ બાબત ખરાબ છે અને હદીસમાં પણ છે કે વારંવાર ગુનાહ કરનાર એવો છે કે જાણે તે ખુદા સાથે **મશકરી** કરે છે.

**નાજી** કહે છે જ્યારે નેક કામનો ઇરાદો કરવાથી સવાબ અને નેકી મળે છે તો એવો સવાબ શા માટે ખોઇએ ? એવો ઈરાદો કરો કે ખુદા દસ વીસ લાખ રૂપીઆ આપે તો કછ કાઠયાવાડ ગુજરાત આફ્રીકા માડાગાસકર વી૦ વી૦ તમામ ઠેકાણે **મસ-જીદો ઇમામવાડા મદરેસા** બનાવી દરેક ગામમાં મોઅલ્લીમ રાખવો કે તે અહકામે દીનની તાલીમ કરે વાએઝ અને નસીહત કરે, અને બેચાર જણને **ઈનસપેકટર** તરીકે નેમે કે તેઓ પોતપોતાની હદમાં ફર્યા કરે મદરેસામાં સીખતા બાળકોનું ઇમતેહાન લીએ તથા ત્યાંના મોઅલ્લીમને ખામી ખુબીથી આગાહ કરે, તો એવું કામ જારી થવાથી ઈ૦ પાંચ વરસની અંદર **દીને ઇસ્નાઅશરી** આપણામાં સારી રીતે વધી જાય અને ચારે તરફ **નુર નુર અને નુર** ફેલાઇ જાય દીને મોહમ્મદીનો આલીશાન ઝહુરો થાય, આ કાંઈ પણ નવાઇની કે અજબ થવાની બાબત નથી હાલ તરત બનવાજોગ છે કેમકે ખુદાએ ઘણા સાહેબોને લાખો રૂપીઆની દોલત આપેલી છે તો જેને દસપંદર **લાખ** રૂપીઆ ખુદાએ આપ્યા હોય તે પોતાના વારીસ માટે બેચાર લાખ રાખી બાકીના આઠદસ લાખ રૂપીઆ આ કામમાં આપે તો શું ન બને ? ! અલબત્તા બને શું મોટી વાત છે ? ! અરે કાલે મરી જવું છે હાથે તે સાથે પાછળથી ખુદા જાણે શું થશે, અને પાછળથી વાપરવા કહી જાય અને હાથે આપી જાય તેમાં જમીન આસમાન જેટલો ફરક છે, જેમકે હઝરતે રસુલે ખુદા સ૦ ના ઝમાનામાં એક શખસનો આખરી વખત થયો તે વખતે તેણે હઝ-રતને અરજ કરી કે હું મરી ગયા પછી આ ખુરમાની ભરેલી વખાર છે તે સદકો કરશો એટલે ગરીબોને આપી દેશો, પછી તે મરી ગયા બાદ હઝરતે રસુલે ખુદાએ પોતાના હાથથી તે તમામ વખારનો ખુરમો ગરીબોને આપી દીધો, જ્યારે તમામ વખાર ખાલી થઇ ત્યારે તેમાં બીછાવેલી ચટાઇ ઉપાડી તો તેની નીચેથી ખુરમાની એક પેશી ચગદાઈ ગએલી નીકળી, તે વખતે હઝરતે સર્વેને એ પેશી બતાવીને ફરમાવ્યું કે જો આ શખસ પોતાની હયાતીમાં આ એક પેશી ખૈરાત કરતે તો આ આખી વખાર તેની પાછળ સદકો કરી તે કરતા તેને વધારે સવાબ મળતે; વીચારો કે હઝરતે રસુલે ખુદા સ૦ કરતા કોઇનો મરતબો કે દરજ્જો વધારે નથી એ જનાબે પોતાને હાથે ગરીબોને આખી વખારનો ખુરમો આપ્યા તેમાં કેટલો સવાબ હોવો જોઇએ ? એ છતાં તે કરતાં પોતાને હાથે હયાતીમાં એક પેશી આપવાનો સવાબ વધારેછે.

તો અએ બીરાદરો દોઆ માગો કે ખુદાએતઆલા આપણ સર્વેને એવા નેક કામની તોફીક અતા ફરમાવે કે જેમ બને તેમ પોતાની હયાતીમાં પોતાને હાથે કારે ખૈર કરી લઇએ, અને દોઆ કરોકે ખુદા શૈતાનના ફરેબથી બચાવે કેમકે તે એવો ફરેબી છે કે ફરેબ આપવામાં કાંઇ પણ બાકી રાખતો નથી એટલે સુધી કે ઇનસાન જ્યારે કારે ખૈર કરવા ચાહે ત્યારે તે હજારો જાતના વસવસા કરે છે કે અરે એટલું તે અપાય ? આગળ જતા આપણો હાલ તંગ થયો તો કોણ આપશે ? કોની પાસે જઇશ ? વળી જેમ તેમ તેના ફરેબને દુર કરી આપવા તૈયાર થાય કે પાછો ફરેબ આપે કે અરે હજુ તો કાંઇ મરવા જેટલી લાંબી ઉમ્મર થઇ નથી માટે બુઢ્ઢા થઇશું તે વખતે વાત હાલનો રેહવાદે એમ કરતા કરતા "મલેકુલમૌત" સાહેબ તશરીફ લાવે તે વખતે તો નહોશ ઠેકાણે હોય નબીમારીથી ચૈન હોય અને કેટલાક વાટ જોઈ રહયા હોય કે હવે ભાઈસાબનો દમ નીકળી

જાય તો ફલાણીચીજ તો મનેજ મળવાની ફલાણી ચીજનો હું માલીક થવાનો વી૦ વી૦ આખરે વાગે ભાગે એવું બને છે કે ઈનસાન વીચારમાં અને વીચારમાંજ રહે છે અને આફાની દુન્યાથી કુચ કરી જાય છે.



# ફસલ બારમી નફસના ખરાબ ખીયાલનો ઈલાજ.

જ્યારે ધ્યાનમાં આવ્યું કે નફસના ખરાબ ખીયાલ અને વીચારથી ઘણીજ ખરાબી અને હલાકી થાય છે તો લાઝીમ છે કે તેનો ઈલાજ કરવાની તજવીજ કરવી અને એવો સજડ ઈલાજ કરવો કે જેથી **નફસ** એ હલાકીમાંથી **નજાત** પામે, હવે તેનો ઈલાજ એ છે કે જ્યારે કોઈ ગુનાહ કરવાનો ખીયાલ અને વીચાર થાય તે વખતે તેમાં બહુજ બારીકીથી વીચાર કરવો અને તેના પરીણામ ઉપર ધ્યાન કરવું કે જરાવાર ગુનાહની લજ્જત લેવા જાઈશ ત્યાં દીન અને દુન્યાનું મોહટું નુકશાન થશે કે દુન્યામાં રૂસવા અને ફજેતી અને આખેરતમાં ખુદાના ગઝબ અને અઝાબ થશે, એટલુંજ નહીં પણ નફસને ચાંપીને કહેવું કે અરે આ તનબદન ઉપર રહમ કર રહમ કર, કેમકે એક આંગળી જરા આગમાં બળે તે ખમવા અને સહન કરવાની તો જરાએ શકતી નથી તો જહન્નમની આગકે તે હજારો દરજા સખત છે તેનો અઝાબ કેવી રીતે ઉપાડી શકીશ? એવી એવી બાબતો યાદ કરી માઅરેફતના નુર અને ઈમાનના યકીનવડે શયતાનના ફરેબને દુર કરવો, અને જ્યારે આ ઈલાજ પણ લાગુ ન પડે અને શયતાનનો વસવસો વધારે સખત જડ ઘાલીને બેઠા હોય તો તેનો બીજો ઈલાજ એ છે કે નફસની ખાહીશના કામ તરક કરવા અને નફસ ચાહે તે કામ કરવુંજ નહીં જેમકે તે વીશે કેટલીક બાબતો આગળ બયાન થાશે.

હવે વીચારો કે જે ગુનાહ અને હરામ કામના ન હોય પણ ખોટા ખોટા નકામા વાહીયાત ખીયાલ હોય કે વીચાર કે ફીકર વીના બેઈખ્તીયારીથી દીલમાં ઉગ્યાજ કરે તેનાથી તદન મુકત થવું બહુજ સખત મુશકીલ છે, બલકે નફસના હકીમોએ કહેલછે કે તે દફે થવી ઘણીજ મુશકેલ છે, અને કેટલાંક કહે છે કે વધારે અને સખત અને મુશકીલ છે, અને હક તો એ છે કે એ બીમારી તદન દુર થવી તો સખત છેજ પણ બનવાજોગ છે કે દફે પણ થઈ જાય, હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે જે કોઈ એવી રીતે બેરકાત નમાઝ પડે કે તે વખતમાં દીલમાં કાંઈ પણ વીચાર ન થાય તો તેના થીએલા અને ભવિષમાં થનાર ગુનાહ માફ થઈ જાય, તો આથી સાબેતી થઈ કે વસવસો દુર થઈ શકે છે ખરો, અને એ બીમારી દુર થવી બહુજ સખત હોવાનું કારણ એ કે જે હ૦ રસુલે ખુદા સ૦ ફરમાવેલ છે કે દરેકની પાછળ શયતાન છે અને શયતાન ફકત આગથી બનેલછે તેથી જરાવાર શાંત રહેતો નથી કેમકે આગનો દસ્તુર છે કે હરવખત ફરાફર કરે અને ઝાળ નીકળ્યા કરે છે.

જાણવું જોઈએ કે ઈનસાનમાં જે "કુવ્વએ વાહેમા" અને "કુવ્વએ ગઝબીયાહ" છે તે આગથી છે તેથીજ શયતાની વસવસો તેને જલદી અસર કરી એ કુવ્વા તેને આધીન થઈ જાય છે.



## ફસલ તેરમી શયતાનનો વસવસો અને તેનો ઇલાજ.

જાણવું જોઇયે કે શયતાન ઇનસાનની રગરગમાં વારંવાર હર્યાફર્યા કરે છે, અને "કુવ્વએ શાહવીયા" અને "ગઝબીયા" અને "કુવ્વએ વાહેમા"ને હરકતમાં લાવે છે કેમકે તે ત્રણે કુવા અગ્નીના બનેલાં છે, અને શયતાન પણ અગ્નીનો છે, અને વસવસો કરવાથી જરાએ આરામ લેતો નથી, પણ જો શયતાન ઇનસાનને આધીન થઇ જાય તો અલબત્તા વસવસો કરે નહીં પણ ખરૂં જોતાં એ એ મલઉન આદમ અ૦ની અવલાદનો શા માટે આધીન અને તાબેદાર થાય? કેમકે સરવે ઇનસાનનો પીતા (આદમ) કે જેને ખુદાએ પોતાની કુદરતના હાથથી પૈદા કરી પોતાની ખીલાફતનો પોશાક પહેરાવ્યો એવા બુઝુર્ગને એ તમામ જહાનના માલીકે તઅઝીમનો સીજદો કરવાનો હુકમ કર્યો તે છતાં તેણે અહંકાર અને તકબ્બુરાઇથી એ હુકમ માન્યો નહીં અને કહ્યું કે "ખલકંતની મિન્નારીન વ ખંલકતોહુ મિનતીન" એટલે તેં મને રોશન અગ્નીથી પૈદા કર્યો. અને તેને કાળી માટીથી પૈદા કર્યો તો હું કેવી રીતે આદમની સામે માથું નમાવું અને તેની સામે ઝલીલ થાઉં?

પછી જ્યારે ખુદાએ તે બદબખ્તને નાફરમાનીના સબબથી પોતાની દરગાહથી દુર કર્યો તો તેણે કહ્યું કે હે ખુદા ત્હારી ઇઝતની કસમ ખાઇને કહું છું હું ઇનસાનને ગુમરાહ કરવામાં કોશીશ કરીશ તો જ્યારે આ પ્રમાણે તેણે કસમ ખાધી છે તો ઇનસાન બાપડાને એક પળવાર પણ વસવસો કર્યા વિના શા માટે છુટો મુકે? હા-જેઓ પોતાની દીલની જમીનમાંથી દુન્યાની મોહબ્બતના મુળને ઉખાડી નાંખે અને તમામ ફિકરને દુર કરી દિલરૂ ઘર ખુદાની યાદમાં સોંપી દીયે તો અલબત્તા તે મલઉન તેઓના દીલમાં વસવસો કરવાનો રસ્તો ન પામતાં છેટે ભાગે, જેમકે તે વિશે તે પલીતે ગુમરાહ કરવાની કસમ ખાતી વખતેજ ઇકરાર કરીને કહ્યું છે કે "ઇલ્લા ઇબાદોક મિન હોમુલ મુખ્લેસીન" એટલે ત્હારા બંદાઓમાંના જેઓ ખાલિસ છે તેઓને હું ગુમરાહ કરી શકીશ નહીં.

માટે હે મહેરબાન આવા સખત અને મોહટા દુશ્મનથી ગાફિલ રહી નચિંત રહો નહી. અને ઇનસાનનું દિલ એક પ્યાલાની જેમ છે કે પ્યાલો દરેક વખતે હવાથી ભરપુર રહ્યા કરે છે, પણ જ્યારે તું પ્યાલાને હવાથી ખાલી કરવા ચાહીશ ત્યારે તે એમજ ખાલી થઇ શકશે નહીં, પણ જ્યારે તે પ્યાલામાં કોઇ ચીજ જેમકે પાણી વી૦ તેમાં ભરીશ તો જેટલી જગ્યોમાં પાણી ભરાશે તેટલી જગ્યોમા હવા નહીં રહે, પણ ખાલી જગ્યામાં રહેશે અને તે પ્યાલાને પાણીથી ભરપુર કરી દેશે તો તેમાં જરાએ હવા રહેશે નહીં, તો દિલ તે પ્યાલા જેવું છે અને તેમાંની હવા શયતાનના વસવસા જેવી છે અને તે પ્યાલાનું પાણી ખુદાના ઝીકર જેવું છે એટલે ઇનસાન પોતાના દિલને ખુદાના ઝિકર અને તેની યાદથી

ભરપુર રાખે તો શયતાન તેમાં વસવસો કરી શકશે નહીં પણ જેમ પ્યાલામાંથી પાણી ઓછું થાય કે તરત હવા ભરાઈ જાય છે તેમજ ઇનસાન ખુદાના ઝીકરથી ગાફીલ થાય તો શયતાન ઇનસાનના દિલમાં ઘુસી જાય જેમકે તેવિશે ખુદાએ કુરઆનમાં પણ ખબર આપેલી છે. અને હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું છે કે ખુદા એ જવાનને દુશ્મન રાખેછે કે જે નવરો રહે, મતલબ એ કે જ્યારે ઇનસાન કોઇ અમલમાં મશગુલ ન હોય ત્યારે શયતાન લાગ જોઇ તેમાં પેશી જઇ માળો ઘાલે છે, અને પછી ત્યાં તેના કચ્ચાં બચ્ચાં થઇ શયતાનોનું એટલું ટોળું બની જાય છે કે જેની ગણતરી રહેતી નથી.

**ઈલાજ** તેનો વસવસો દુર કરવાનો ઇલાજ એ છે કે દુન્યાની માલ દોલતની ઇ-ઝ્ઝત આબરૂની અને બાલ બચ્ચાની મોહબ્બત દિલથી દુર કરે અને તમામ શરીક દોસ્ત અને યારોના આવવાથી દરવાજો બંધ કરી ખુદાની ઇબાદતમાં મશગુલ રહે કે તેથી તેનો વસવસો દુર થશે. પણ તેમાં કેટલીએક શરતો છે, ૧–ખુદાની કુદરતમાં ઉંડી નજર કરી વિચાર કરવો જોઈએ, ૨–અને તેની વિચાત્ર કારીગરીમાં ફીકર કરવી જોઇયે. ૩–પોતાએ આસમાન અને જમીનની બાદશાહતમાં સૈર કરવી જોઇયે, પણ એ ચીજો એ વખતે નસીબ થશે કે જ્યારે શયતાન મલઉનના હાથમાંથી પોતાના દિલને છોડાવે અને તેના વસવસાથી દિલને છોડાવવા માટે ખુદાએતઆલાનો ઝીકર કરે અને તેની દરગાહમાં દોઆ માંગે અને ધ્યાન પુર્વક મુનાજાત કરે અને કુરઆને શરીફની તીલાવત કરે.

જાણવું જોઇયે કે દિલને શયતાની વસવસાથી પાક અને સાફ કરવા માટે ત્રણ બાબતની જરૂરત છે ૧–શયતાનને આવવાના મોહટા રસ્તા શહવત, ગઝબ, હિર્સ (લોભ) હસદ (અદેખાઈ) અદાવત, ખુદપસંદી, અહંકાર, તકબ્બુરાઇ, લાલચ, કંજુસાઇ, જુબ્ન (કમ હીમ્મત) અને દુન્યાની મોહબ્બત વી૦ કે મજકુર દરેક ચીજ શયતાન માટે એક મોહટો રસ્તો છે કે તેમાંનો જે રસ્તો ખુલ્લો હોય તેમાંથી ઝટ લઇ દાખલ થઇ વસવસો કરે છે. અને જ્યારે એ તમામ તેમને આવવાના રસ્તા બંધ થઇ જાય તો તો મરદુદ આવી નહી શકે પણ કોઇ ન્હાના ઝીણા રસ્તાથી એક વટેમારગુ તરીકે કોઇ કોઈ વખતે આવશે. ૨–ઉપર બયાન થએલાં શયતાનને આવવાના રસ્તા કે જે ખરાબ અને બદ સિ-ફાતો છે તેથી વિરૂદ્ધ પાક અને સાફ સારા રસ્તા **મલાયકાઓને** આવવા માટે ખોલી આપે અને તે રસ્તા અખલાકે હસના (સદ્‌ગુણો) અવસાફે શરીફા (ઉત્તમ ગુણો) વરઅ (પરહેઝગારી) અને ઇબાદત, બંદગી છે ઇત્યાદી. ૩–દિલ અને જીભથી ખુદાના ઝીકરમાં મશગુલ થવું પણ ધ્યાનમાં રહે કે શયતાનને આવવાના એવા એવા મોહટા રસ્તા બંધ કરવા છતાં ખુણે ખોચરેથી સેહજસાજ બાકું જોઈ તે પસાર થઈ જાય છે, પણ ખુદાની યાદ થવાના સબબથી તે મરદુદ ઠેરી શકતો નથી, તો વખતે ખુદાની યાદથી ગાફીલ રહે તો તે થોડે થોડે કરી પોતાનો પગ પેસારો કરી આખર જતાં પાછો પોતાનો કાબુ કરી લીએ છે.—**નુકતો**—એ પણ બરાબર યાદ રહે કે જ્યાં સુધી ખરાબ સીફાતોને તજી દઇ ખુદાનો ઝીકર નહીં કરે ત્યાં સુધી એ ઝીકર અને ઇબાદતનો સંપુર્ણ ફાયદો થશે નહીં બલ્કે ઈબાદત અને ઝીકરથી એક તરફથી ફાયદો મળતો જશે અને બીજી તરફથી દુરગુણના સબબથી ગુનાહ વધતા જશે તો એ ઈબાદત અને ખુદાનો ઝીકર શયતાનને કેવી રીતે દુર કરી શકશે? જેમકે એક હોઝમાં દુર્ગંધ અને બદબોવાળા પાણીની નહેર વહેતી

મુકી હોય અને તે હોઝને કીનારે કેટલાંક માણસો એ પાણી ખાલી કરવા માટે મુકરરર કર્યા હોય તો તેમાં શું વળવાનું, તે બાપડા જેટલું પાણી કાઢે તેથી બમણું તો આવતું હોય તો તે હોઝ કયાંથી ખાલી થાય ? હા, એ હોઝને એ બદબોવાળા પાણીથી પાક અને સાફ રાખવો હોય તો તેનો ખરો ઇલાજ એ છે કે એ નેહર આડે પાળ બાંધી એવું કરે કે તે હોઝમાં જરાએ પાણી આવવા પામે નહીં.

અને શયતાન કુતરા સમાન છે અને દુર્ગુણો અને ખરાબ સીફતો ગોશ્ત અને રોટી વી૦ ની જેમ કુતરાના ખાણા સમાન છે, અને ખુદાનો ઝીકર તે હાથ પગથી કુતરાને હાંકવા સમાન છે, તો કાયદો છે કે જ્યાં સુધી ઇનસાનના હાથમાં ગોશ્ત રોટી વી૦ કુતરાનું ખાણું હોય ત્યાં સુધી કુતરા પાછળ લાગ્યા કરે છે અને હાથ પગ વી૦ થી તેને હાંકે તો તે જરાવાર છેટે ચાલ્યા જાય છે પણ પાછા ઝટ લઇને આવી પહોંચે છે, તેમજ શયતાનનો હાલ છે કે જ્યાં સુધી ઇનસાનમાં દુરગુણો હોય ત્યાં સુધી તે આવ્યા કરે છે, અને ખુદાનો ઝીકર કરે ત્યારે તે થોડીવાર ચાલ્યો જાય છે પણ પાછો તરતજ ઝટ લઇને આવે છે. અને શયતાનનો બીજો દાખલો બીમારી જેવો છે, અને દુરગુણો અંગની અંદરના બગાડ જેવાં છે અને ખુદાનો ઝીકર તે ઉંચી દવા અને પુષ્ટી આપનારી ખોરાકી સમાન છે, તો જ્યાં સુધી જુલાબ વી૦ થી અંગ અંદરનો બગાડ કાઢી હોજરીને પાકસાફ નહીં કરે ત્યાં સુધી ઉંચી દવા અને પુષ્ટીદાર ખોરાકી પુરતો અસર નહી કરે, તેમજ ખુદાનો ઝીકર એ વખતે ઇનસાનના દીલને નુરાની અને રોશન કરે છે કે જ્યારે તેનું દિલ દુરગુણોથી પાક અને સાફ હોય.

છુપું ન રહે કે જે ઝિકર શયતાનના વસવસાને દુર કરે છે અને નફસની બુરાઇયોને બાહેર લાવે છે તે દિલની અંદરનો ઝિકર છે એટલે દિલમાં ખુદાની કુદરત અઝમત (બુઝુર્ગી) તકદ્દુસ (પાકપણું) જલાલ જમાલ અને તેની વિચિત્ર કારીગીરીઓની યાદબુજ હોવી જોઇયે, અને મજકુર દિલના ઝિકર સાથે જીભથી પણ જો તેઓનો ઝિકર જારી રાખે તો શયતાનને દુર કરવામાં કામિલ અને પુરો ફાયદો થશે, અને અગરચે માત્ર જીભનો ઝીકર સવાબથી ખાલી નથી પણ શયતાન મલઊનના વસવસા અને ફરેબની સામે તેનો એટલો અસર નહીં થાય કે તે દુર થાય, અને એ બાબત ખુલ્લી છે જેમકે ઇનસાન નમાઝ પડે છે તે જીભથી ખુદાનો ઝીકર જારી થાય છે, અને નમાઝની હાલતમાં શયતાની વસવસો કેવો અને કેટલો હોય છે તે સરવે કોઇ જાણે છે તો જો માત્ર જીભનો ઝીકર શયતાની વસવસાને દુર કરે તો નમાઝ પડતી વખતે દીલમાં કાંઇ પણ વસવસો થતે નહીં એટલુંજ નહીં પણ છેલ્લાં દરજાનો ઝીકર નમાઝમાં છે, અને એ પણ દરેક શખ્સ જાણતો હશે કે બીજા વખતો કરતાં નમાઝ પડવાને વખતે વાહીયાત અને નકામાં ખ્યાલો વધારે આવે છે એટલે સુધી કે ભુલી ગએલી બાબત નમાઝમાંજ યાદ આવે છે અને ગુમ થએલી બાબતને નમાઝમાં શોધે છે અને ખાસ કરીને નમાઝમાંજ એવી ધામધુમથી શયતાન તોફાન મચાવે છે અને વસવસો કરવામાં કાંઇ પણ ખામી રાખતો નથી તેમાં એક ભેદ છે, અને તે ભેદ એ છે કે નમાઝ તે તમામ ઇબાદતોની સરદાર છે, અને નમાઝમાં કેટલાંક સીજદા કરવાનું છે અને શયતાન સીજદો ન કરવાના સબબથીજ રાન્યો ગયો છે, તો જ્યારે ઇનસાન સીજદો કરે છે ત્યારે શયતાનને પોતાની

બાબત યાદ આવે છે કે આ ઇનસાનના બાપ એટલે આદમ અ૦ ને મેં સીજદો ન કર્યો. તેથી હું રાન્દો જઇ જહન્નમ લાયક થયો છું, તેથી તે વખતે તેના દીલમાંની અદાવત" અને હસદ અને કીનો જોશમાં આવે છે, અને તેનું લશ્કર નમાઝીના દીલની આસપાસ ઘેરો ઘાલી આગળથી અને પાછળથી જમણી અને ડાબી બાંજુથી વસવસાનો એટલે તો 'હમલો કરે છે કે તેના દિલને બજારમાં દુકાનમાં માલમાં હીસાબમાં ભાગીદારોમાં દુશ્મનોના સવાલ જવાબમાં નાંખે છે કે રખેને એવી મહામોહટી આલીશાન ઇબાદત અને સીજદો ખુદાએ જલીલુલ કદરની દરગાહમાં કબુલ ન થાય. જાણવું જોઇયે કે આ ઉપરથી કોઈ એમ ન ખ્યાલ લાવે કે જ્યારે નમાઝમાં દીલ ઠેકાણે ન હોય તો તે કબુલ થતી નથી તેથી પડીજ ન જોઇયે, બલકે 'એવો ખ્યાલ લાવવો તે પણ શયતાનનો વસવસો છે જેમકે નમાઝ ફરઝ છે અને બરાબર ધ્યાન ન રહેવાથી નમાઝ બાતીલ ગણાતી નથી પણ તેનો જે મોહટો સવાબ અને અનહદ ફાયદો છે 'તે મળતો નથી પણ નમાઝનું ફરઝ તેના ઉપરથી અદા થઇ જાય છે અને નમાઝ ન પડવાનો ગુનાહ લાગુ થતો નથી વી૦ અને તેમજ ઝબાનથી ખુદાના ઝીકર કરવામાં કાંઇ પણ અસર નથી એમ પણ સમજવુ નહીં બલકે તેમાં પણ સવાબ મળે છે.

જાણવું જોઇયે કે ઝીકર કરનારાઓ કહે છે કે ઝીકરના ચાર દરજા છે અને તેજ પ્રમાણે તેનો ફાયદો અને સવાબ વધુ ઓછો છે ૧-માત્ર જીભનો ઝીકર ૨-જીભ અને દિલનો ઝીકર કે તે ઝીકર દિલમાં બરાબર પયવસ્ત થયો ન હોય પણ જ્યારે ધ્યાન કરે ત્યારે યાદ આવે, અને ધ્યાન ન હોય તો ઝિકરથી દિલ ગાફીલ થઇ વસવસામાં ગુંથાઇ જાય ૩-દીલનો એવો ઝીકર કે હરવખત દીલ ઝીકરમાં મશગુલ રહ્યા કરે અને ધ્યાન કરવાની કાંઇ જરૂરત ન રહે ૪-દિલનો એવો ઝિકર કે જાણે કે દિલમાં ખુદા સમાયો છે અને તેનું દિલ એટલું તો ખુદાના ઝીકરમાં મશગુલ હોય કે પોતાથી પણ ગાફીલ થઇ જાય બલકે ઝિકર કરે છે તે વિશે પણ તેને ખ્યાલ ન હોય એવી રીતે ઝીકરના દરિયામાં ડુબેલો હોય અને એવે મરતબે પહોંચેલા લોક ઝીકર તરફ ધ્યાન કરવાને પોતાના મતલબ અને મકસુદે પહોંચવાને આડો પરદો ગણે છે ઇત્યાદી.

જાણવું જોઇયે કે શયતાની વસવસાને પોતાથી દુર કરવા ઘણાં સખત અને મુશ્કીલ છે પણ તે એવો મોહટો મરતબો છે કે બસ, તે મરતબો સઆદતના ખઝાનાની ચાવી છે અને મુરાદે.ના દરવાજાની કુંચીયો છે જેમ જેમ ઇનસાન ખુદાની યાદમાં વધારે મશગુલ રહેશે તેમ તેમ ખુદાની મોહબ્બતમાં અને તેની મુલાકાતના શોકમાં વધારો થતો જશે અને મઅરેફતના દરવાજા તેના ઉપર ખુલ્લાં થતાં જશે અને એ સબબથી શકના અંધારા અને વ્હેમના ખાડામાંથી બાહેર નીકળી અજવાળામાં આવશે અને તે વખતે તેના એઅતેકાદ અને મઅરેફતમાં ઇતમીનાન (શાંતી) થશે જેમકે તે વિશે ખુદાએ કુરઆનમાં ફરમાવ્યું છે કે **"અલાબે ઝિકરિલ્લાહે તતમ ઇન્નુલ કોલુબ"** એટલે માહીતગાર થા કે ખુદાના ઝીકરના સબબથી દીલને ઇતમીનાન (શાંતી) થાય છે તો જ્યારે દીલ પાક અને સાફ થાય ત્યારે કુવ્વએ આકેલાનું જોર વધી સરવે કુવ્વા ઉપર ગાલિબ થાય છે અને તે વખતે કુવ્વએ આકેલા મસલેહત પ્રમાણે તમામ કુવ્વાને રીતસર ચલાવે છે, અને તેઓ પોતાની મરજી પ્રમાણે વધી શકતા નથી અને જ્યારે ઇનસાન એવે દરજે

પહોંચે ત્યારે તેને બેહુદા અને નકકામી વાત ગમતી નથી બલકે તેના દીલમાં એવી વાતો ઉતપન્ન થતી નથી બલકે ગૈબના ખઝાનાથી તઅરીફ કરવા લાયક અને ઉમદા ઉમદા બાબતો ઉતપન્ન થાય છે, અને નફસ કુવ્વએ આકેલાને આધિન થઇ જાય છે અને દીલની બાદશાહીમાંથી શયતાનો દુર થઇ જાય છે એટલુંજ નહીં પણ તેઓનો રસ્તો બંધ થઇ જાય છે અને મલાયકાઓનું રહેઠાણ થાય છે અને નફસ શાંત રીતે શાંત થઇ બેસે છે અને મજકુર બાબતો થવાનું કારણ એ છે કે એ પ્રમાણે ઇનસાનનું દિલ પાક અને સાફ થવાથી "આલમે કોદોસ"ના કીરણો અને "અનવારે ઇલાહીયા"ની ચમક દિલના મૈદાન ઉપર ચમકે છે, અને તેથી મઅરેફતના ઇલ્મમાં શાંતપણું હાસીલ થાય છે અને એ વખતે એ ખીતાબને લાયક થાય છે કે જે ખુદાએ કુરઆનમાં ફરમાવેલ છે કે—

**"યા અય્યતોહ નફસુલ મુતંમઇન્ન તુરજેઇ એલારબ્બેકે રાઝે યતમ્મરઝીયહ"**

એટલે મરતી વખતે મોઅમિનને ખુદાએતઆલા ફરમાવે છે કે હે શાંતી પામેલા નફસ (જીવ) ત્હારા પરવરદિગાર તરફ રાજી અને ખુશ અને પસંદ થએલો પાછો આવ, અને આ ખીતાબ ખાસ મુકર્રબાન અને સીદીકીન માટે છે.

જાણવું જોઇયે કે જેઓના નફસ સીફાતે ખબીસા (દુર્ગુણો) અને "અખલાકે રઝીલા" (નીચગુણો)થી ભરપુર હોય તેના કારણથી તેઓના દીલમાં મલાયકા જવાના રસ્તા બંધ થાય છે અને શયતાનો દાખલ થવાના રસ્તા ખુલ્લાં થાય છે અને જ્યારે શયતાનોનું લશ્કર તેના દીલની નગરીમાં રાજ્ય કરે છે ત્યારે તો એવી ધમ્માલ મચાવે છે કે તમામ દીલને કાળુ કરી મુકે છે યકીનનુ નુર ચાલ્યું જાય છે, ઇમાનનો ચીરાગ હોલવાઇ જાય છે, કદી નેક કામનો ખ્યાલ આવતો નથી અને વખતે નેકી કરવાનો વિચાર કરે છે અને તે નેકી કરે છે પણ જો ઉંડો વિચાર કરીને જુવે તો હકીકતમાં તે નેકી હોતી નથી અને એવાં દીલને સારૂં થવાની આશા પણ રહેતી નથી, અને એવા દીલવાળાની નીશાની એ છે કે વાએઝ અને નસીહત તેમાં અસર કરતાં નથી અને જ્યારે હકકલામ સાંભળે છે ત્યારે તેની બસીરતની આંખ આંધળી અને હોશના કાન બેહરા હોય છે એટલુંજ નહીં પણ ઘણે ભાગે એવાં દીલવાળાં લોક વાએઝ અને નસીહતને નકામી નાંખી દેવાની વાતો ગણે છે જેમકે તે વિશે ખુદાએ કુરઆનમાં પણ ફરમાવેલ છે કે અગ્રે મ્હારા રસુલ જેણે મનોવિકારને પોતાનો ખુદા ઠરાવ્યો છે એટલે મનો વિકાર પ્રમાણે ચાલે છે તો શું તું એવા શખ્સને સુધારી શકે છે? અને તેનાથી ખરાબીયોને દુર કરી શકે છે? અને બીજી જગ્યાએ ફરમાવે છે કે તેઓ નથી પણ ઢોર જેવાં બલકે તેઓ કરતાં પણ વધારે ગુમરાહ છે, અને એક જગ્યાએ એમ પણ ફરમાવે છે કે તેઓને ડરાવવા અને શીખામણ આપવાથી કાંઇ ફાયદો નથી તેઓને ડરાવવા અથવા ન ડરાવવા સરખુંજ છે કે તેઓ ઇમાન નહીં લાવે. હવે જાણવું કે ઉપર બયાન થએલાં ઉમદા દિલવાળા અને અહીંયા બયાન થએલાં ખરાબ દીલવાળા લોકો વચ્ચે ત્રીજા પ્રકારના પણ લોક છે કે ન પહેલાં જેવાં સઇદ (નેકબખ્ત છે) અને ન પાછલા જેવા શકી (બદબખ્ત) છે, બલકે એ બન્નેની વચમાં છે અને એ વચલા વર્ગના લોકોમાં પણ ઘણો ઇખ્તેલાફ છે પણ સામાન્ય રીતે ધ્યાન કરતાં મુસલમાનોનો મોહટો ભાગ વચલા દરજામાં છે.

—<*>—

## ફસલ ચૌદમી ખુદાએતઆલાની કુદરતમાં વિચાર કરવા વિશે.

જ્યારે શયતાનના વસવસા અને ખોટા ખ્યાલો અને તેના ઇલાજો વિશે કેટલીક બાબત ધ્યાનમાં આવી તો તેના ઈલાજોનો ખુલાસો એ છે કે શરા અને અક્કલ પ્રમાણે નેક અને સારાં વીચાર કરવા અને તેના ચાર પ્રકાર છે ૧—એ કે નેક કૃત્યો કરવાનો ઈરાદો કરવો કે જેનો વધારે ખુલાસો ઇ૦ **નીય્યતના** બયાનમાં લખાશે. ૨–જું નેક કૃત્ય કરવાનો ઇરાદો કરવો અને અમલ પણ કરવો અને તેની પાંચ જાત છે ૧–દીલમાં ખુદાને યાદ કરવો અને તેનો ઝીકર કરવો ૨–ઇલ્મ અને મઅરેફતના મસાએલમાં વિચાર અને ફિકર કરવી અને ખુદાના હુકમો અને મનાઇ બંદાઓના અઅમાલ હશર નશર વી૦ બાબત ધ્યાનમાં લેવી ૩–દુન્યાની બેવફાઇ તરફ ધ્યાન કરવું અને જે બાબતો થઇ ગઇ અને જેઓ ચાલ્યા ગયા તેઓનો અને ઝમાનાનો ફેરફાર લક્ષમાં લેવો, મૌતને યાદ કરવું અને મર્યા પછી શું થાય છે તેનો વિચાર કરવો. ૪—પરવરદિગારની વિચીત્ર કારીગરીયો અને અજાએબાત અને કુદરતે કામેલામાં ફિકર અને વિચાર કરવો. ૫–પોતાથી જે જે બાબતો થઈ ગઇ હોય તેને યાદ કરવી અને ખ્યાલ કરવો કે ખુદાની નજીકીનું કયું કામ થયું છે ? અને તેનાથી દુરીની કઇ બાબત બની છે ? અને પછી તેનો ઘટતો ઇલાજ કરવામા કોશીશ કરવી કેમકે એમ કરવાથી દિલ નુરાની થાયછે, અને આ શીવાય બીજી જાતના વિચારો જેમકે દુન્યાની હવા અને હવસ વી૦ થી દિલ ખરાબ થઇ જાય છે, અને દીલના ઝીકરનો વધારે ખુલાસો ઇ૦ ઝીકરના બ્યાનમાં આવશે. ૩–એ કે આખેરતનુંઇલ્મ હાસિલ કરવું. ૪—લાંબી લાંબી આશાઓની તથા દુન્યાની મઝીમ્મત તરફ ખ્યાલ કરવો.

હવે ખુદાએતઆલાની વિચિત્ર કારીગોરીયો અને કુદરતે કામેલામાં વિચાર અને ફીકર કરવા વિશે બયાન થાય છે કે તેથી ખુદા ઓળખાય છે અને ખુદાની વીચીત્ર કારીગીરીયો એવી છે કે તે છુપી નથી અને એ વિચાર અને ફીકર કરવાથી મતલબ એ છે કે તેની કુદરતની નીશાનીયોમાં સૈર કરી તેને ઓળખી તેનીજ ઇબાદત કરવી અને એ વાતમાં કાંઇ શક નથી કે ઇનસાનને પૈદા કરવાથી મતલબ એજ છે કે તેની અજાએ બાતમાં ઉંડી નજર કરી તેની મઅરેફત હાસીલ કરે અને હલકા દરજામાંથી મોટે દરજ્જે પહોંચવાનો એજ રસ્તો છે અને એ બાબત જેવી તેવી નથી બલકે ખુદાના ભેદના ખજા-નાની કુંચીયો અને અનવારે કુદરીયાના દીવા છે પણુ તે સાંભળવા માટે હોશના કાન અને જેવા માટે ઇબરત (શીખામણુ લેવાની) આંખ હોવી જોઇયે કેમકે એ શીવાય મઅ-રેફતનો મરતબો મળશે નહીં, એ મજકુર ચીજો એક પાંખ તરીકે છે તો એ પાક પાકીઝા માળા તરફ જવા માટે એવી પાંખની જરૂરત છે અને ઇનિસાનની રૂહ જે મુસાફર તરીકે છે તેને પોતાના હકીકી વતને પહોંચવા માટે મજકુર બાબતનો સ્વારી જરૂર છે કે અજા-નતાના અંધકારને દુર કરી ઇલ્મની રોશનીને મેળવશે તો તે નસીબ થશે, અને એની ફઝીલતમાં આયતો અને રીવાયતો ઘણી નાઝીલ થઇ છે જેમકે ખુદાએતઆલા કુરઆનમાં ફરમાવે છે કે શું તેઓએ પોતાના દિલમાં વિચાર કર્યો નહો? કે આસમાનો અને જમીન અને જે કાંઇ તેમાં છે એ સરવે ખુદાએ હક અને ખરા કારણુ માટે પૈદા કર્યો છે રમત ગમત માટે અને નકામા પૈદા કર્યા નથી. બીજી જગ્યાએ ફરમાવ્યું છે અએ

જોનારાઓ મખલુકાતની અંદર નજર કરી નસીહત અને શીખામણ લીયો. અને . એક જગ્યાએ એમ પણ ફરમાવ્યું છે કે આસમાનો અને જમીન પૈદા કરવામાં અક્કલ અને હોશ રાખનાર માટે તે પૈદા કરનારની કામીલ કુદરતની નીશાનીયો છે, અને એક જગ્યાએ ફરમાવ્યું છે કે એ લોકો એવા છે કે ખુદાને ઉભાં ઉભાં તેમજ બેશીને અને પડખાભર સુતી વખતે ખુદાને યાદ કરે છે અને આસમાનો અને જમીનની પૈદાયશમાં વિચાર અને ફિકર કરે છે, અને હઝરતે રસુલે ખુદા સ૦ થી મરવી છે કે દષ્ટીવાળાઓ માટે વિચાર અને ફીકર કરવી તે દીલની જીંદગાનીનું કારણ છે, અને એજ હઝરતે ફરમાવ્યું છે કે ખુદાએતઆલાની કુદરતમાં એક કલાક ફિકર અને વિચાર કરવો તે એક વર્ષની ઇબાદત કરતાં બેહતર છે અને એ વિચાર અને ફિકરને મરતબે નથી પહોંચતો પણ એ શખ્સ કે જે તવહીદ અને માઅરેફતમાં ખાસ છે; અને એજ હઝરતથી મરવી છે કે ખુદા અને ખુદાની કુદરતમાં વીચાર કરવો તે બેહતરમાં બેહતર ઇબાદત છે, અને ખુદાની અંદર ફિકર કરવાથી મતલબ તેની વિચિત્ર કારીગીરીયોમાં વિચાર કરવાનો છે ન તેની ઝાતે મોકદ્દસમાં, કેમકે તેની ઝાતમાં ફિકર કરવાની મનાઇ છે જેમકે તે વિશે ઇ૦ આગળ આવશે, અને એજ હઝરતે ફરમાવ્યું છે કે ખુદાની કુદરતમાં ફિકર અને વિચાર કરવાથી ઇનસાન નેકીયો અને નેક અમલ કરવાને તત્પર થાય છે, અને બીજી હદીસમાં ફરમાવ્યું છે કે વિચાર અને ફિકર કરી પોતાના દિલને હુંશીયાર કરો. અને હઝરતે ઇમામે મોહમ્મદે બાકીર અ૦ થી મરવી છે કે ફિકરની અંદર દિલ દોડાવ્યાથી ફાયદાવાળો મત નીકળી આવે છે. અને હઝરતે ઇમામે જાફરે સાદિક અ૦ થી રીવાયત થઇ છે કે ફિકર છે તે નેકીયોનો આઇનો ગુનાહોનો કફફારો અને દિલની રોશની છે, અને તેથી વિવેકમાં વધારો થાય છે, અને છેલ્લે આખેરત સુધરવાના સાધન મળી આવે છે, અને બાબતોના પરિણામની ખબર પડે છે અને તે એવી એક ખસલત છે કે તેના જેવી કોઇ ઇબાદત નથી, અને હઝરતે ઇમામે રઝા અ૦ થી મરવી છે કે બહુજ નમાઝ પઢવી અને બહુજ રોઝા રાખવાથી ઇબાદત નથી બલકે પરવરદિગારે આલમની વિચીત્ર કારીગીરીયોમાં વીચાર કરવો તેજ ઇબાદત છે.

હવે વિચાર કરવાની ફઝીલતથી માહીતગાર થયો તો જાણ કે દરેક મવજુદ ચીજમાં પરવરદિગારની અજાયબ કારીગીરી જોવામાં આવે છે કેમકે જે કાંઇ મવજુદ છે તે પાક ઝાતના વુજુદના ઝરામાંનું અને તેના ફૈઝના અંત વિનાના દરિયામાંનું ટીપું છે, અને નીચેથી ઉપર સુધી જોઇયે ત્યાં નઝર કરીને જુવે તેની કુદરતની કારીગીરી શીવાય બીજું કાંઇ નજર આવશે નહીં, એટલુંજ નહીં પણ એક નાના એવા જકણને જોઇશ તો તેની અંદર તેની એવી એવી વિચીત્ર કારીગીરીયો અને હીકમતો છે કે તેની માહીતી મેળવવા માટે તમામ જણ ભેગાં થઇ અક્કલ દોડાવે તોપણ કયામત સુધીમાં તેના એકસોમાં ભાગથી પણ વાકીફ થશે નહીં, તો બીજી તેની પૈદા કરેલી ચીજોને શું સમજી શકે? અરે તેણે કેટલીક એવી ચીજો નીસ્તીમાંથી હસ્તીમાં લાવેલ છે કે ન તેના નામની

☞ જાણવું જોઇયે કે જ્યાં જ્યાં "ફિકર" અને વિચારનો શબ્દ આવે છે ત્યાં ખુદાએતઆલાની કુદરતે કામેલા અને વિચીત્ર કારીગીરીયોમાં ફિકર અને વિચાર કરવાનો મતલબ છે.

ખબર પડે છે કે તેને શું કહીયે તેમજ ન તેને તફસીલથી સમજી શકાયે છીએ કે શું છે ? બલકે તેની જેવી તેવીએ ઓળખાણુ પણ પડી શકતી નથી, હાંસલકલામ તે શું છે ? તે સમજવામાં આપણી અકકલ કામ કરતી નથી, તો તેથી માલુમ થયું કે જે ચીજમાં અકલ કામ કરી શકે અને સમજણુ પડી શકે તેમાં વિચાર પણ થઈ શકે છે, અને જે ચીજની અસલ વી૰ થી કાંઇ પણ માહીતગાર હોઇયે તો તે ઓળખાય છે અને તેની બે જાત છે, પહેલી એકે જે જોવામાં નથી આવતી અને તેમજ તે "હિસ"[1] થી પણ ઓળખાતી નથી, અને તેને "આલમે મલકુત" કહે છે જેમકે નફસ મલાયકા જીન વીગેરે કે તે પણ કેટલીક જાતના છે કે તેને તેના ખાલિક શીવાય બીજો કોઇ સમજી અને ગણી શકતો નથી બીજી એકે તે મહસુસ[2] છે અને જોવામાં આવે છે અને તેની ત્રણ જાત છે ? ૧—"આલમે અફલાક"માં દેખાતી ચીજો જેમકે સુર્ય ચંદ્ર સીતારા વી૰ ૨—જમીનની અંદરની ચીજો જેમકે ખાડો ટેકરો પહાડ દરિયા ઝાડ નેહરો વી૰ ૩—આલમે હવા જેમકે વીજળી ગર્જના બરફ વરસાદ હવા વાદળાં વી૰ અને આએ દરેકમાં પણ પુષ્કળ જાતો છે અને દરેક જાતમાં કેટલીએક કીસમો છે અને દરેક કીસમમાં કેટલીક સીફાતો સુરતો અને ખારીયત છે અને તેમાં ખારીયત અને અસર જાહેરનાં તથા બાતીનના છે કેટલી એક જગ્યો ઠરે છે કેટલીએક જગ્યો હરે ફરે છે અને એ સરવેમાં જે જે હીકમતો અને મસલેહતો છે તેને ખુદાવદે દાના શીવાય કોઇ સમજી શકતું નથી તો એમાંનો જે ચીજને પકડીશ તેમાં તને વિચાર અને ફિકર કરવાનું અને નસીહત લેવાનુ મળી આવશે કેમકે એ સરવે ચીજો પોતાના પૈદા કરનાર માલિકના એકપણાની શાક્ષી છે એટલુંજ નહીં પણ એ ચીજોથી તેની કામીલ કુદરત અને સંપુર્ણ હીકમત સાબીત થાય છે.—

**બરગે દરખ્તાંને સબ્ઝ દરનઝરે હુશિયાર=હરવરકે દફતરીસ્ત મઅરેફતે કિરદિગાર***

એટલે અકલમંદની નજરમાં ઝાડનું દરેક પાંદ પરવરદિગારની મઅરેફતનું દફતર છે, હાંસલકલામ જે કોઈ પોતાની બાતીનની આંખને ઉઘાડે અને હકીકતના પગથી આલમની સૈર કરે તો તે રજકણોમાંના દરેક રજકણમાં તે માલીકની કુદરતની એટલી તો નીશાનીયો અને અજાયબ હીકમતો જુવે કે તેની અકલ હયરાન થઇ ચક્કર ખાવા લાગે. દરેક આલમને તેના કરતાં ઉપરનાં આલમ સાથે સબંધ નથી જેમકે "આલમે ખાક" જમીન કે તે ખુદાએ પાકની નીચામાં નીચી આલમ છે તો તેની "આલમે હવા"ની સામે કદર નથી, અને તેમજ "આલમે સમાવાત" ની સામે "આલમે હવા"ની કદર નથી અને તેમજ "આલમે સમાવાત"થી શ્રેષ્ઠ "આલમે મિસાલ" છે અને તેની ઉપર "આલમે મલકુત" અને તેની ઉપર "આલમે જબરૂત" છે, મતલબ એકે જમીનની ઉપર હવા વીગેરે અને તેની ઉપર આસમાન અને તેના રહેવાશીયો તે એકની ઉપર એક ચડતે દરજ્જે તેની પૈદા કરેલી ઘણી ચીજો છે, તો આપણે કે જે સર્વેથી નીચેના ભાગમાં વસીયે છીએ તે એ ભાગની ચીજોની માહીતગારી મેળવી શકતા નથી તો ઉપરની ચીજોની માહીતગારી કયાંથી મેળવી શકીયે ? કે તે દરેક આલમમાં અનહદ

૧ જાણીતા થવાને "હિસ" છે કહે ૨ માહીતગારી.

# મઅંરા જુસ્સઆદાહ.

અને અજાએબીયો છે કે તેનું બયાન કોઇથી પણ થઇ શકતું નથી અને મોહટા આલીમો અને હકીમોએ ખુદાની અજાયબીઓ અને કારીગરીયો વડે ઘણીજ મેહનત અને કોશીશથી ફિકર અને વિચારના દરિયામાં ગોતો મારી મોહટા મોહટા પુસ્તકો અને દફતરોનાં દફતર ભરી દીધાં છે તોપણ હકીકતની અંદર જે બાબત છે તેના પ્રમાણમાં તેઓ ખાલી હાથ રહ્યા છે કેમકે તેની અજાયબીયો અને વિચિત્ર ચીજો અસંખ્ય અને અપાર છે.

## ફસલ પંદરમી ખુદાએ તઆલાએ પૈદા કરેલી ચીજોની અજાયબીયો.



જાણવું જોઇએ કે ખુદાએ તઆલાએ પૈદા કરેલ દરેક હયવાનમાં એટલી તો કારીગીરીયો અને અજાયબીઓ છે કે જે વિશે લખવા બેશીયે તો દફતરોના દફતર ભરાઇ જાય તોપણ જુજ હયવાનોનું બયાન પણ લખી શકાય નહીં તોપણ અમો ધ્યાનમાં લેવા માટે અહીંયા એ ત્રણ હયવાનોનું ટુંક બયાન લખીયે છીયે જેમકે **મચ્છર** કે તે ખુદાએ તઆલાએ પૈદા કરેલ પ્રાણીયોમાંનું હલકું અને ન્હાનું છે તો તેમાં પરવરદિગારે જે જે કારીગીરીયો અને હીકમત વાપરી છે તેનું પુરૂં બયાન લખી શકાય તેમ નથી, પણ ટુંકમાં ટુંક એ કે હાથી કે જે ઘણુંજ મોહટું પ્રાણી છે અને મચ્છર તેના વાળના ટુકડા બરાબર પણ નથી એ છતાં ખુદાએ તઆલાએ મચ્છરને હાથીની આકૃતીમાં પૈદા કરેલ છે, જેમકે હાથીને એક લાંબી સુંઢ હોય છે તેમ મચ્છરને પણ એક સુંઢ આપેલી છે કે તે વાળ કરતાં પણ બારીક છે એ છતાં ખુદાએતઆલાએ તેમાં પોતાની હીકમત અને કારીગરી વાપરીને તેને પોલી બનાવી છે, અને તેમાં એવી શકતી આપી છે કે ઇનસાનના અંગમાં ઘોચીને લોહીને ખેંચીને પીયે છે અને તેને બે પાંખ પણ આપીછે કે તેથી ઉડે છે અને તેને આંખ નાક પેટ વીગેરે આપ્યું છે અને તેમજ તે પેટમાં ખોરાક રહેવાની અને પાચન થવાની ચીજો પૈદા કરી છે અને તેને એટલી તો સમજશકતી આપી છે કે ઇનસાનના અંગ ઉપર બેશી લોહી પીયે છે પણ જ્યારે તેને મારવા માણસ હાથ ઉંચો કરે છે ત્યારે તરત સમજી જઇ ઉડી જાય છે, અને જ્યારે ઇનસાન હાથ ખેંચી લીયે છે ત્યારે પાછો આવે છે.

અને તેમજ **મધમાખને** પણ ખુદાએ તઆલાએ પોતાની હીકમતથી પૈદા કરી તેને એવી બાબત શીખવી કે તે મધ અને મીણને પોતાની લાળ થકી બનાવે છે કે તે ઇનસાનને ખાવા અને દવા માટે કામ આવે છે અને તેને એટલી સમજશકતી આપી છે કે સારી સારી ચીજો ખાય છે અને નજાસત વિગેરેથી પરહેઝ કરે છે, તેઓમાં ખુદાએતઆલાએ એક બાદશાહ બનાવ્યો છે કે તેને એવી આકૃતિ આપીછે કે તે સર્વેમાં ઓળખાઇ આવે છે અને તમામ માખીયો તેની તાબેદારી ઉઠાવે છે અને તેને અદલ અને ઇન્સાફની અને ખેર ખ્વાહીની સમજ આપી છે તેથી તે મધ ભેગું થવાની જગ્યોએ ચોકી રાખે

છે, અને વખતે કોઇ નજાસત ભરેલી માખી આવે છે તો તેને અટકાવે છે અને મારી નાંખે છે અને ખુદાએ એ માખીયોને મધ બનાવવાની તમામ બાબત શીખવી આપી છે કે તેયો ઉંચા ઝાડ અને પહાડમાં મધ ભેગું થવાનાં ખાનાં બનાવે છે કે જેથી આફતોથી રક્ષણમાં રહે, અને તેનાં એવાં તો ખાના બનાવે છે કે તેમાં, ઇનસાનની અક્કલ હયરાન થાય છે.

અને ઇનસાન કે જેની પૈદાશ બહુજ વિચીત્ર છે કે અંધારી જગ્યામાં પાણીના કતરાના હાથ પગ નાક વી૦ કેવી ખુબીથી બને છે અને કેવી રીતે તેમાં પાલણ પોષણ થાય છે કે જે વિશે ઇનસાન હયરાન છે, એટલુંજ નહીં પણ ન કોઇ કારીગર અંદર બેઠેલો છે ન કોઇ હુનરમંદ બાહેરથી બનાવીને એવી ચીજો અંદર દાખલ કરે છે, તે પછી તેને બહાર આવવાની અને તેના માટે તેનાથી પીવાઈ શકે એવું દુધ તૈયાર હોવાની અને તે દુધ સડે અને દુર્ગંધ મારે નહી અને તે જોઇયે ત્યારે તૈયાર હોય એ બાબતો તરફ ધ્યાન કરીયે તો તેમાં હજારો હીકમત અને કારીગરીયો ભરેલી છે, અને ઇનસાનના અવયવો કેવી રીતે ગોઠવ્યા છે તેની તરફ નજર કરે તો સ્પષ્ટ રીતે જણાઇ આવે કે અલબત્તા તેને કોઇ મોહટી હીકમતવાળાએ પોતાની કામીલ કુદરતથી જોડેલ છે, કેટલાંક હાડકાંને પોલાં બનાવ્યાં છે, કેટલાંકને નકકોર બનાવ્યાં છે કેટલાંકને લાંબા કેટલાંકને ટુંકાં, અને કેટલાંકને એક બીજા સાથે જોડીને લાંબા ટુંકા થઇ શકે એવા બનાવ્યા છે તેમજ આંખ કાન નાક જીભ વીગેરે જે જે બનાવેલ છે તેમાં હજારો કારીગરીયો છે, જીભ માત્ર માંસનો એક કટકો છે તેમાં ખુદાએતઆલાએ પોતાની હીકમત અને મસલેહતથી કેવી શકતી આપી છે કે ઇનસાન જાતજાતની ભાષા બોલી શકે છે અને કેવી રીતે બોલી શકે છે તેના ભેદને પોતેજ જાણી શકતો નથી, ખુદાએતઆલાએ આગળના દાંતને ધારવાળા બનાવ્યા કે તેમાં દરેક ચીજ કાતરી અને કાપીને કટકા કરી શકાય અને અંદરના દાંત કે જે ડાઢ કહેવાય છે તેને પહોળાં અને ખાડાવાળાં બનાવ્યાં કે આગળના દાંતથી કાપેલી ચીજો તેમાં જઈ ઉપરની અને નીચેની દાઢો વચ્ચે દબાઇ ઘંટીમાં દળાય છે તેમ ચવાઇને ઝીણી થાય અને એ ચીજો ગળામાં આસાનીથી ઉતરવા માટે ખુદાએ ગળામાં એક એવો ઝરો રાખેલો છે કે તે વડે એ ચીજો ભીની થઇ નરમ થઇ જાય છે અને તેથી એ ચીજો આસાનીથી ગળામાં ઉતરી જાયછે, અને તે પછી એ ચીજો કયાં કયાં જાયછે તેનુ અને લોહી ચરબી વી૦ શું શું થાયછે અને દરેક અવયવને કેવી રીતે શકતી પહોંચાડે છે વી૦ લંબાણથી બયાન છે અને એ શીવાય ખુદાએતઆલાએ આંખ આપી છે તેમાં એવી શકતી આપી છે કે એવી નહાની અને ઝીણી હોવા છતાં મોહટી મોહટી ચીજો જેમકે આસમાન જમીન વી૦ દેખી શકે છે, તો એ દરેક ચીજનું વર્ણન થવું ઘણુંજ મુશ્કીલ છે પણ એ સરવે તરફ ધ્યાન કરતાં સંપુર્ણ ખાતરી થાય છે કે એ ચીજો આપો આપ બની જાય એ બનવા જોગ નથીજ કેમકે જો આપો આપ થાય તો દરેક અવયવનું બરાબર હોવું અને તેમાં દરેક જરૂરી બાબત હોવી જેમકે હાથ કે તેમાં ત્રણ સાંધા રાખ્યા છે કે જેથી લાંબો ટુંકો થઈ શકે અને દરેક ચીજ ઉંચી નીચી કરી શકાય, અને વળી હાથમાં પંજો આપ્યો છે અને પંજામાં પાંચ આંગળીયો આપી છે અને દરેક

આંગળીમાં ન્હાના ન્હાના સાંધા કરેલાં છે કે તેથી મુઠીમાં કોઈ ચીજ લઇ શકાય, ઝીણી સોય જેવી વસ્તુ પકડી શકાય, જાડાં લાકડાં જેવી વસ્તુ ઉપાડી શકાય, ચાબકામાં પાણી લઇ શકાય અંગમાં ખંજોળી શકાય વીગેરે વીગેરે કામમાં એ પંજો આવે છે, તો ભલા જો તેનીજ મેળે થયો હોય તો એક અક્કડ લાકડાં જેમ લાંબો અથવા ગોળ પથ્થર જેમ થતે પણ આવી મહામોહટી ખુબીવાળો અને શોભાયમાન થયો તો તે આપોઆપ થયો છે એવું કહેનાર તદ્દન મુર્ખ નાદાન અને ગધેડાં કરતાં પણ બદતર છે, આપોઆપ ઇનસાન વી૦ દરેક વસ્તુ થાય છે કહેનારને એટલુંજ પુછવામાં આવે કે પુરૂષને મોહ્રા ઉપર મુંછો ઉગે છે અને સ્ત્રીને કાં ઉગતી નથી? અને સ્ત્રીને મુછો ઉગે તો સારી લાગે ખરી? તેમજ પુરૂષ અને સ્ત્રીમાં જેજે બાબતોનો તફાવતછે તો શું એ ફેરફાર આપોઆપ થતો હશે ? કે જેને જે જે ચીજોની જરૂર છે જેથી તેની શોભા અને ખુબસુરતી તેજ થાય છે. એ આપોઆપ બનવા જોગ નથીજ બલકે કોઇ મોહટા હીકમતવાળા કરીગરે એવી એવી ઉમદા ખુબીયોથી બનાવેલ છે તે સાબીત થાય છે.

અને ખુદાએતઆલાએ ઇનસાનને તમામ મખલુકાત કરતાં શ્રેષ્ઠ બનાવ્યો છે કે તમામ પ્રાણીયો તેના તાબામાં બનાવ્યાં છે તો અએ બીરાદર ગફલતની ઉંઘમાંથી જાગૃત થા અને અંતરની આંખ ઉઘાડી પરવરદિગારે આલમની કુદરતનો તમાશો જો, અને એવી એવી અજાયબીયો ઉપર ધ્યાન કર, અને હવે જરા ઝમીનની અજાયબીઓ તરફ નજર કર કે તે ઝમીન કેવી ઉંચી અને નીચી બનાવેલી છે અને તેમાં કેવાં કેવાં પહાડ જંગલ દરિયા, આબાદી બિયાબાન બાગબગીચા, ખાણ ઝાડપાન હયવાન વિ૦ છે, અગર અંતરની આંખ દેખતી હોય તો તે દરેક ચીજના દરેક ભાગમાં જાતજાતની હીકમતો અને અજાયબીયો જુવે, અને તેના માલિકની અઝમત (મહત્તા) નું યકીન કરે, અને પહાડ તરફ જો કે ઝમીન ઉપર તેને કેવી મજબુતીથી ગોઠવ્યો છે અને તેના પત્થર નીચેથી કેવા સ્વચ્છ અને મીઠા પાણીની નદીયો જારી કરેલી છે અને તેમાં કેવી કેવી ઉંચી કીંમતના જવાહીરો રાખેલાં છે, અને જે ચીજની ઇનસાનને વધારે જરૂરત નથી તેને ખુદાએ આસાનીથી મળે એમ રાખેલ નથી અને જેની ઇનસાનને વધારે જરૂરત છે જેમકે પાણી નમક વી૦ તેને આસાનીથી મળે એ પ્રમાણે બનાવેલ છે, અને તેમજ જરા વનસ્પતી તરફ ધ્યાન કર કે તે એટલી તો જાતની છે કે તેનો હીસાબ તેમજ શુમાર થઇ શકતો નથી કે દરેકને જુદી જુદી આકૃતી આપી. દરેકમાં જુદા જુદા સ્વાદ અને જુદી જુદી સુગંધી અને જુદાજુદા ગુણ મુકયા, તો કોઇ વનસ્પતી ઇનસાનના ખાવાના કામમાં આવે છે કોઇ દવા માટે અને કોઇ કુવ્વત માટે અને કોઇ શકતી માટે, અને કોઇની એવી ખાસીયત છે કે અગર ઇનસાન તે ખાય તો મરી જાય, કોઇથી દીલ ખુશ થાય છે અને કોઇથી દીલ નારાજ થાય છે, એ છતાં કે એ સરવે એક ઝમીનથી ઉગેલી છે અને એકજ જાતનું પાણી પીઇને થાય છે.

જોજે હો તને શયતાન એવો વસવસો ન આપે કે એતો જેવા બી તેવું ઝાડ અને ફળ થાય છે, ખજુરીના ઠળીયામાં ઝાડ અને ડાળ અને મેવો કયાં હોય છે ? તેમજ દાણામાં તેનું ઝાડ અને ડુંડી કયાં હોય છે ? એ એવી ન્હાની સુકી ચીજમાંથી જે લીલું ઝાડ નીકળી તેને ડાળ અને ફુલ પાંદ અને મેવો લાગે છે તે શું બીજ કરી આપે છે?

નાના. એમ નથી તેને ઉગાડનાર અને મોહટું કરનાર અને પાંદ ફળ આપનાર સરવે જહાનનો પૈદા કરનાર છે, વિચાર તો કર કે ઝાડમાં જે પાણી પડે છે તે પાણી તેના મુળ ઝાડ પાંદ ડાળીયો વી૦ માં કેવી મુનાસીબ રીતે પહોંચી જાય છે ?

અને એ શીવાય હયવાનો તરફ નજર કર કે ઘણી જાતના જુદીજુદી આકૃતીના ન્હાંના મોહટા બનાવ્યાં છે, એ સરવેને પોતાની જરૂરતની ચીજો મેળવવા માટે સમજશકિત આપી છે અને તેમજ પોતપોતાના બચ્ચાઓને સંભાળવા અને મોહટા કરવા માટે પ્યાર અને મોહબ્બત આપી છે અને જેની જેની ઈનસાનને જરૂરત છે તેને શેહર અને ગામમાં રહેનાર ઇનસાનના તાબેદાર બનાવ્યા અને જેની જરૂરત નથી તેને જંગલી બનાવ્યાં અને તે હયવાનોમાં જે જે કારીગીરીયો અને અજાયબીઓ મુકી છે તેથી ઈનસાનની અકલ હયરાન થાય છે જેમકે એક કરોળીયા તરફ નજર કર કે કેવી નાજુક અને ખુબસુરત જાળો બનાવે છે અને પોતાની રોઝી માટે એક જગ્યાએ સંતાઇને બેસે છે, જ્યારે માંખ અથવા મચ્છર તે જાળમાં ફસાઇ જાય છે ત્યારે ઝટ લઇને તેને ખાઇ જાય છે, અને માંખ તરફ નજર કર કે મીઠાસની સુગંધ તેને છેટેથી આવે છે અને તેથી તે તે જગ્યોએ જઇ પોતાનો ખોરાક મેળવે છે.

જ્યારે તું હયવાન અને ઝમીનની થોડી થોડી બાબતો જાણી ચુકયો ત્યારે હવે જરા દરિઆ તરફ નજર કરકે જમીન કરતાં તેમાં ઘણી વધારે અજાએબીયો છે, જેવાં હયવાન ઝમીન ઉપર છે તેવાં દરિયામાં પણ જોવામાં આવે છે, અને એ શીવાય એવાં એવાં હયવાનો દરીયામાં છે કે જેવાં ઝમીન ઉપર નથી અને તેમાં કેટલાંક હયવાનો મોહટા શેહર અને જઝીરા જેવડાં છે, અને કોઇ વખતે મુસાફરો તેને જઝીરો સમઝી કસ્તીને ત્યાં ઉભી રાખી તેના ઉપર હરેફરે છે, અને આલીમોએ દરીયાની અજાયબીયોની ઘણી કીતાબો લખી દફતરોના દફતર ભરી દીધાં છે. તો પણ એ અજાયબીઓમાંથી દરીયામાંના ટીપાંના પ્રમાણમાં પણ લખી શકયા નથી, અને તે જ્યારે દરીયાની જુજ અજાયબીયો જાણી તો જરા આકાશ તરફ નજર કર અને જો કે તેની નીચે કેવી કેવી અજાયબીયો છે જેમકે વાદળાં હવા વરસાદ બરફ કરા વિજળી ગર્જના વી૦ વી૦ અને જો કે વાદળ એક હલકી ચીજ છે અને પાણી તે બોજવાળી ચીજ છે તેને વાદળાં કેવી રીતે ઉપાડીને જંગલો જંગલ અને ગામો ગામ ફરે છે અને ચાલતી વખતે તેમાંથી જરા પણ પાણીનું ટીપું પડતું નથી પણ જે ઠેકાણે વરસવાનો હુકમ હોય છે ત્યાં ઉભી રહીને વરસે છે અને વરસાદની ખુબીમાં નજર કર કે ન્હાના ન્હાના અને જુદા જુદા ટીપાં ન પડતે અને બોધવા પડતે તો તે પાણી ફાયદાને બદલે નુકશાનકારક થઈ પડતે અને ખેતર વી૦ માં ચારેતરફ સરખું પાણી ન પહોંચતાં આડું અવળું ખાડા ખાબોચીયામાં ચાલ્યું જતે, તો આ ઠેકાણે એવા શખ્સોની અક્કલ ઉપર વીચારવાનું છે કે જેઓ કહે છે કે દરેક ચીજ આપોઆપ થએલ છે, કે તેઓની એટલી પણ અક્કલ પહોંચતી નહીં હોય કે આ પ્રમાણે ટીપાં ટીપાં સરખી રીતે જરૂરત પ્રમાણે વરસાદ શું આપોઆપ પડતો હસે ? અગર હોશની આંખો ખોલીને જુવે તો દરેક કતરા ઉપર જુવે કે ઇલાહી કલમથી લખાએલું છે કે આ ફલાણી જગ્યાની અને ફલાણા હયવાનની રોઝી છે.

# મેઅંરાજુસ્સઆંદાહ.

એ શીવાય આસમાનની અંદરની કારીગરીયોની તો વાતજ શી? કે તેની અંદર ચંદ્ર કેવી રીતે મુકેલો છે કે રોશની આપવા ઉપરાંત તેવડે અમણુ લોકો મહીના અને દીવસની ખબર પડે કે જ્યારે બીજ નીકળે ત્યારે જાણે કે નવો મહીનો બેઠો અને વધતાં વધતાં અરધો ચંદ્ર થાય ત્યારે સમજે કે પા મહીનો થયો, અને જ્યારે પુરો થાય ત્યારે સમજે કે અરધો મહીનો થયો અને જ્યારે ઘટીને પાછો અરધો થાય ત્યારે સમજે કે પોણો મહીનો થયો અને જ્યારે છેવટે ન દેખાય ત્યારે સમજે કે મહીનો પુરો થયો. અને તેમજ સુર્યમે પણ કેવો પ્રકાશ આપ્યો છે કે તે ઉદય થાય ત્યારે દીવસ થાય અને તેમાં લોકો કામકાજે વળગે અને જ્યારે તે અસ્ત થાય છે ત્યારે રાત થાય છે અને ત્યારે લોકો આરામ લીયે છે એટલુંજ નહીં પણ સુર્યથી મેવા અને અનાજ વી૦ પાકે છે તો શું એ સુર્ય અને ચંદ્ર આપો આપ થઇ ગયા હશે ? અને એટલી બધી તેને શું ગરઝ કે બરાબર ટાઇમસર ફર્યા કરે છે? હાસિલ કલામ એ સરવે ચીઝો પોતાના પૈદા કરનાર માલિક હોવાની અને તેના એકપણાની શાક્ષી આપે છે પણ અક્કલના આંધળા ચામચીડી જેવાં તેને ન જુવે તો કોઇ શું કરે ?

## ફસલ સોળમી–કેટલીક નસીહતની અને પોતાનું ઇમતેહાન લેવાની બાબતો.

અએ બિરાદરે જાન ખુદાએ તઆલાની કુદરતમાં જેટલી જેટલી વધારે ઉંડી નજર કરીશ તેટલો તેટલો વધારે અનુભવ મેળવીશ, તેની કુદરત તરફ નજર કરકે આએ સુર્ય તે તને થાળી જેવડો દેખાય છે તે આ તમામ દુન્યા કરતાં એકસોને સાઠ ગણો મોહટો છે, અને ન્હાનામાં ન્હાનો સીતારો કે જે આપણે આસમાનમાં જોઇયે છીએ તે આએ જમીન કરતાં આઠ ગણો મોહટો છે, તો અજબ થવાનું તો એ છે કે એ ચીજો એવી મોહટી ભારે હોવા છતાં એટલી તો ઝપાટાથી ચાલે છે કે જે વિશે અક્કલ હયરાન છે, જેમકે હઝરતે રસુલે ખુદા સ૦ એક વખત જીબરઇલને પુછ્યું કે ઝવાલ*નો વખત થયો ? જવાબ આપ્યો કે લા (નહીં) નઅંમ (હા), આ સાંભળીને હઝરતે ફરમાવ્યું કે આ કેવો જવાબ છે ?! તો જીબરઇલે અરજ કરી કે આપે પુછ્યું તે વખતે ઝવાલનો વખત થયો નહતો તેથી મેં 'લા' (નહીં) કહ્યું પણ એટલું બોલતાંજ સુર્ય પાંચસો વરસના રસ્તા જેટલો રસ્તો પસાર કરી ગયો અને ઝવાલનો વખત થઇ ગયો તેથી મેં તેનીજ સાથે નઅંમ (હા) કહ્યું, તો અએ બીરાદર ગફલતની ઉંઘમાંથી જાગૃત થા અને વિચાર એવા મોહટા સુર્યને કોણે બનાવ્યો ? અને એ પ્રમાણે તેને ફરવાની શકતી કોણે આપી ? જો અંતરની આંખ દેખતી હોય તો દેખાય કે આ તમામ ખુદાના બંદા તેની મોહબ્બતમાં મસ્ત છે અને તેની ખીદમતગારી માટે કમર બાંધીને તૈયાર છે, અગર અંદરની આંખ ઉઘાડીને જુવે

* આસમાનની વચ્ચોવચથી સુરજના ઢળવાને ઝવાલ કહે છે અને ત્યારે ઝોહેરની નમાઝનો વખત શરૂ થાય છે.

તો દરેક રજકણને ખુદાની અઝમત ઉપર ગવાહી આપાનાર પામે અને અગર હોશના કાન હોય તો દરેક રજકણમાંથી પરવરદિગારની જલાલત વિશે છટાદાર શબ્દો સાંભળે—

**બહર ઝરરાહ બિદહાં રૂઘ વ રાહીસ્ત=બર ઇસ્બાતે વુજુદેશ ગવાહીસ્ત**

દરેક રજકણ છે તે ખુદાએતઆલાના મવજુદ હોવા વિશે ગવાહ અને શાક્ષી છે,

હાંસલ કલામ ઇનસાનને જોઇએ કે હમેશાં રાત દીવસમાં એક કલાક પોતાના આખેરતના કામમાં ફિકર અને વિચાર કરે અને જાહેરી અઅમાલને જુવે અને બાતિનની બાબતને પણ તપાસે, અને તે એવી રીતે તપાસે કે દીલની તપ્તી પોતાની સામે રાખી તે રાત અને દીવસનું પોતાનું દફતર ખોલી ઉપરથી નીચે સુધી વાંચી જાય, જો પોતાનું દીલ હક બાબત ઉપર રાસ્ત અને દુરૂસ્ત અને મજબુત હોય અને તેમાં નેક અખલાક (ઉત્તમ સ્વભાવ) જોવામાં આવે અને બદ અખલાક (ખરાબ સ્વભાવ) તથા દુરગુણ જોવામાં ન આવે અને દરેક અવયવ કે તેના માટે જે ઇબાદત મુકરરર હોય તેમાં તે મશગુલ હોય અને હરામ કામ અને ગુનાહોથી દુર હોય તો ખુદાએતઆલાનો શુકર બજાવી લાવે, પણ જો એથી ઉલટુ જોવામાં આવે તો ફવરન તેનો ઇલાજ કરે અને ઇલાજ કરવામાં જરા પણ સુરતી કરે નહીં અને થઇ ગએલ ગુનાહથી તોબા કરે અને જેનો બદલો કરવાનો હોય તેનો બદલો કરે અને આ પ્રમાણે હમેશાં પોતાનો હાલ તપાસ્યા કરે પણ મહીનો અને વરસ થવા આપે નહીં, અને દરેક દુરગુણ જેમકે બખીલી અહંકાર ખુદ પસંદી રીયા હસદ નકામી બીહીક, ગુસ્સો, લોભ વી૦ ને ફિકરનો ચિરાગ હાથમાં લઇ અંદરની આંખ ખોલી દિલના ખુણા ખાંચરામાં શોધે અને તપાસે અને જે હોય તેને દુર કરી નાંખે પણ તેમાંની કોઇ ચીજ પણ મળી ન આવે તો તે વખને પોતાનું ઇમિતેહાન કરે અને જુવે કે શયતાન અને નફસે એ દુરગુણોને સદગુણ જેવા બનાવ્યા ન હોય જેમકે પોતે એવો અનુમાન કરે કે મ્હારામાં તકબ્બુરાઇની બીમારી નથી તો તે વખતે એવી રીતે ઇમતેહાન કરે કે પોતાની પીઠ ઉપર પાણીની મંશક લઇ અથવા બજારમાંથી લાકડાનો ભારો ઉંચકી ગલીયો અને કુંચીયોમાં થઇ ઘરે આવે અને તે વખતે તેને એ બાબત કરવાથી અણગમો ન થાય તો જાણવું કે તકબ્બુર નથી. અને તેમજ પોતે સમજે કે મ્હારામાં ગુસ્સો નથી તો તેનું ઇમતેહાન એ પ્રમાણે કરે કે કોઇ બેવકુફની છેડખાની કરે કે જેથી તે એવી રીતે વરતે કે તેની બેઇજ્જતી થાય અને તે છતાં પોતે ગુસ્સે ન થાય તો સમજે કે પોતામાં ગુસ્સો નથી, એ પ્રમાણે દરેક દુરગુણ વિશે પોતાનું ઇમતેહાન કરે, અને જેઓ નેક લોકો ગુજરી ગયાં છે અને તેઓ જે પ્રમાણે પોતાનું ઇમતેહાન કરતા હતા તે પ્રમાણે પોતાનું ઇમતેહાન કરે કે તેથી પોતાને ખાતરી થાય કે હવે કોઇ પણ દુરગુણ અથવા તેનું કાંઇ પણ થડ મુળ ડાળ કે પાંદ નથી. પણ યાદ રાખ નફસ મકરબાઝ અને શયતાન હીલાવ.જો છે માટે તેના ફરેબમાં આવવું નહીં અને અગર નફસમાં કોઇ એવો દુરગુણ જોવામાં આવે તો વાએઝ નસીહત અને ઠપકા થકી તેને દુર કરે અને નેક લોકોની સોહબત ઇખ્તીયાર કરે કે એવા દુરગુણો દુર થઇ જાય અને અગર આસાનીથી એવાં દુરગુણ દુર ન થાય તો વારંવાર તેનો ઇલાજ કરે અને દરેક અવયવોને તપાસે કે તેનાથી થતો કોઇ પણ દુરગુણ બાકી

રહે નહીં જેમકે જીભને તપાસે કે તેણીથી ગીબત વાહીયાત વાત પોતાની તારીફ વીગેરે થઇ છે કે નહીં તેમજ કાન હાથ પગ અને પેટ વી૦ ને પણ તપાસે.

જાણવું જોઇયે કે આગળના ઝમાનાના જેઓ પરહેઝગાર વી૦ ગુજરી ગયાંછે તેઓ હમેશાં સવારના અથવા સાંજના પોતાનો હાલ તપાસતા હતા એટલુંજ નહીં પણ તેઓ એક દફતર રાખતા હતા અને તેમાં પોતાના નેક અને બદ કૃત્ય લખતા હતા અને હમેશા દીવસ અને રાતના પોતાનો હાલ તેમાં તપાસતાં હતાં અને પોતાથી જે દુરગુણ દુર થતો તે દફતરમાંથી કાપી નાંખતા હતા. તો વાય છે આપણા ઉપર કે આપણે એવાં લોકોની પયરવીથી હાથ ખેંચી લીધો છે અને ગફલતનો પરદો પોતાની આંખ ઉપર નાંખ્યો છે અને આખેરતમાં હીસબ દેવાની બાબતને ભુલી ગયા છીએ અને ગફલતની શરાબના નશામાં બેહોશ થયાં છીએ, અગર તે પરહેઝગારો આપણને જુવે તો કહે કે આ લોકો કાફર છે અને કયામતના દીવસનો એઅતેકાદ રાખતા નથી, ખરેખર તેઓ એ પ્રમાણે શા માટે ન કહે? કે જેઓ બેહીસ્ત અને દોઝખ ઉપર ઇમાન રાખે છે તેઓના અઅમાલ જેવા આપણા અઅમાલ નથી, અને ઇમાનદારોની ચાલચલણ જેવી આપણી ચાલચલણ નથી કેમકે જે કોઇ કોઇ ચીજથી ડરે છે તો તેનાથી પરહેઝ કરે છે અને જે ચીજનો શોખ રાખે છે તે મેળવવા માટે કોશીશ કરે છે તો આપણે જહન્નમથી ડરવાનો દાવો કરીયે છીએ અને એ પણ જાણીયે છીએ કે તેનાથી છુટકારો ગુનાહો તજી દેવામાં છે તે છતાં ગુનાહના દરિયામાં ગરક રહીયે છીયે અને બેહીસ્તના શોખનો દાવો કરીયે છીએ, અને એ પણ જાણીયે છીયે કે ઇબાદત અને બંદગીથી તે મળી શકે છે તે છતાં ઇબાદત અને બંદગી કરવામાં સુસ્તી કરી નકામી બાબતોમાં પોતાની ઉમરને બરબાદ કરીયે છીયે અને વળી બેહીસ્તમાં જવાની અને પાક હુરોના મેળાપની ઇચ્છા રાખીયે છીએ તે કેવી મોહટી ભુલછે?

જાણવું જોઇયે કે આએ વિચાર અને ફિકર વિશે બયાન થયું તે આલિમો અને સાલેહો અને નેકબખ્તોનો ઝિકર હતો, પણ "સિદ્દિક" અને "મુકર્રરબ" લોકોનો મરતબો તે કરતાં વધારે ઉંચો છે અને તેઓના વિચાર અને ફિકર જુદીજ તરાહના હોયછે કેમકે તેઓ પરવરદીગારની મોહબ્બતના દરિયામાં ગરક થએલ હોય છે, એ પરવરદીગારની અઝમત અને જલાલ તરફ દિલોજાનથી ધ્યાન આપે છે અને તેના જમાલ અને જલાલની ફિકરમાં મદહોશ રહે છે, અને એ મરતબે એ વખતે પહોંચાય છે કે જયારે તમામ દુરગુણોથી પોતાના નફસને પાક અને સાફ કરે, અને જેઓ દુરગુણોથી ભરપુર હોય છે તે છતાં ચાહે કે ખુદાએતઆલાના જલાલ અને જમાલનો વિચાર અને ફિકર કરી લજ્જત પામે તો તેનો એ શખસ જેવો હાલછે કે જે કોઇ ઉપર આશક થઇ ગયો હોય અને તેની પાસે એકાંત કરી તેના જમાલને જોઇ લજ્જત પામે પણ તેના પયરાહનની નીચે સાંપ અને વીંછી ભર્યા હોય અને તે તેને કરડતા હોય તો વિચારો કે તેને એવી હાલતમાં પોતાના મઅશુકની મુલાકાતના કેવી રીતે લીજ્જત મળશે? અને દરેક દુરગુણ સાંપ અને વીંછો સમાન છે અને એના ડંખની ઇજા અને તેના કરડવાની ઇજા એ વખતે જોવામાં આવશે કે જે વખતે આએ ફાની દુન્યામાંથી બીજી દુન્યામાં જશે, અને તે વખતના ડંખ અહીંયાના ડંખ કરતાં ઘણાં ભારે લાગશે તો અએ જાને બીરાદર ગફલતની ઉંઘમાંથી ઉઠ

અને હવાસ હાથમાંથી ઇખ્તીયાર ચાલ્યો જવાની પહેલે આખેરતની કાંઇ ફિક્ર કરી લે અને 'જાણુ કે જોઇયે તેટલુ' જીવીશ પણ આખરે મરવું બરહક છે માટે દીનના મસઅલા યાદ કરવામાં અને નેક અઅઁમાલ બજાવી લાવવામાં સઘળો વખત ગુજાર.

---

### ફસલ સત્તરમી મકર અને હીલો અને તેનો ઇલાજ.

જાણવું જોઇયે કે મકર અને હીલો તે બદ અને ખરાબ સીફત છે, અને મકર અને હીલો પોતાના નફસની શહવતની ચીજો મેળવવા અને ગુસ્સાનો મતલબ પાર પાડવા માટે કરે છે. અને આ ઠેકાણે તેથી મુરાદ એ છે કે લોકોને ઇજા પહોંચાડવા માટે છુપો રસ્તો શોધી કાઢવો અને તેને ફરેબ ખયાનત વી૦ કહે છે. અને મકરના બેશુમાર વિભાગ છે; કોઇ મકર એવો હોય છે કે તે ઘણો છુપો હોતો નથી જે સહેજ થોડી અક્કલવાળો પણ સમજી શકે છે, અને કોઇ મકર એટલો તો છુપો હોય છે કે અક્કલવાળાઓ પણ તેને જોઇ શકતા નથી જેમકે કોઇ વખતે ઇનસાન એવો મકર ચલાવે છે કે આગલા શખસ સાથે જાહેરમાં દોસ્તી અને મોહબ્બત બતાવે છે અને એ ફરેબમાં તેને ગાફિલ કરી હલાક કરે છે, અને કોઇ વખતે એવો મકર કરે છે કે પોતાને અમાનતદાર અને પ્રમાણિક જાહેર કરે છે કે તેથી લોકો તેની પાસે પોતાનો માલ અમાનત મુકે અથવા પોતાના નાણા સોંપી ભાગ કરે અને પછીથી તે તેને પચાવી પડે, અને કોઇ મકર એવો કરે છે કે પોતાને પરહેઝગાર અને આદિલ અને દીનદાર જાહેર કરે છે કે તેથી લોકો તેને પોતાનો પેશવા અને મોટેરો ગણે વી૦ ઘણી જાતના મકર અને હીલા થાય છે.

જાણવું જાઇયે કે બહુજ હલાક કરનારો મોહટો દુરગુણ મકર છે અને એ દુરગુણ ઘણો મોહટો શા માટે ન હોય ? કે તે શયતાનની મોહટી સીફત અને મોહટું લસ્કર છે. અને જાહેરમાં ઇજા પહોંચાડવા કરતાં મકરથી ઇજા પહોંચાડવામાં મોહટો ગુનાહ છે કેમકે જ્યારે કોઇને ખબર હોય કે ફલાણો શખસ મને ઇજા પહોંચાડવા ચાહે છે તો અલબત્તાં તે તેનાથી બચવાના સાધનો તૈયાર કરશે, પણ જે મકર અને ફરેબથી ગફલતમાં નાંખી ઇજા પહોંચાડે તેનો અટકાવ કેવી રીતે થઇ શકે? અને તેથીજ હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું છે કે જે કોઇ મુસલમાન સાથે મકર કરે તે અમારામાંથી નથી અને અમીરુલ મોઅમેનીન અ૦ ફરમાવ્યું છે કે મકર અને ફરેબનું પરિણામ જહન્નમ ન હતે તો હું સરવે કરતાં વધારે મકર કરને, અને તેઓ વારંવાર આહ ખેંચીને ફરમાવતા હતા કે અફસોસ લોકો મ્હારી સાથે મકર કરે છે અને તેઓ જાણે છે કે હું તેઓના મકરને સમજુ છું અને મકર અને હીલાના રસ્તા તેઓ કરતાં વધારે જાણુ છું, હું સમજુ છું કે મકર અને હીલો કરનારની જગ્યો જહન્નમમાં છે તેથી તેઓના મકર કરવા ઉપર સબર કરૂ છું અને જે બાબતમાં તેઓ ફસાય છે તેથી હું છેટે રહુ છું.

જાણવું જોઇયે કે તે નાપાક દુરગુણથી મુકત થવાનો ઇલાજ એ છે કે તેના પરિણામ અને બુરાઇ તરફ નજર કરે અને જાણે કે મકર અને ફરેબ કરનાર જહુન્નમની આગમાં શયતાનનો સાથી થશે અને તે વિશે જે જે હદીસો અને અખબાર વારીદ છે તેને હક સમઝે અને છેવટે મકરનું પરિણામ મકર કરનારનેજ નડે છે જેમકે કહે છે "મનહફ્ફર બેઅરન લેઅખીહે વકંઅફીહ" એટલે જે કોઇ પોતાના ભાઈ માટે ખાડો ખોદે તો તેજ તેમાં પડે. અને મકરથી વિરૂધ્ધ સીફાત કે જે નેક અને સદગુણ છે તે મુસલમાનોની ખયર-ખ્વાહી અને તેઓની સાથે એક રંગી છે, તો જે કામ કરવું તેમાં ઘણોજ ઉંડો વિચાર કરવો કે તેની અંદર કોઇ જાતનો મકર અને હીલો હોય નહીં, અને અચાનક પોતાથી કાંઇ મકર થઇ જાય તો પોતાને સખત ઠપકો આપી તેથી છેટે રહે તો ઇનશાઅલ્લાહો તઆલા એ બુરી સીફત જડ મુળથી ઉખડી જશે.

---

## ફસલ અઢારમી તહવ્વુર અને જુબ્ન અને તેના ઇલાજ.

---

જાણવું જોઇયે કે તહવ્વુર એવી બહાદુરીને કહેછે કે જે તેની હદ અને વ્યાજબી પણાથી વધારે હોય અને એવા તહવ્વુરની તઅરીફ નથી બલકે મઝિમ્મત છે, કેમકે જે ચીજથી પરહેઝ કરવી જોઇયે અને ખૌફ અને બીહીકની જગ્યામાં પોતાને નાંખવો ન જોઇયે તેમાં જે શખસ પડે અને ડરે નહીં તે તહવ્વુર છે, અને તેમજ જે કામમાં પડવાથી અકલ અને શરાથી મનાઇ હોય એવા ખૌફ અને બીહીકના કામમાં બહાદુરી કરીને પડવું તે દીન અને દુન્યાની હલાકીમાં પડવા જેવું છે અને પોતાનું રક્ષણ કરવું અને પોતાને એ ભયાનક બાબતોથી બચાવવું વાજીબછે અને એ વિશેની ઘણી હદીસો તેમજ આયતો વારીદ થએલી છે જેમકે ખુદાએતઆલા ફરમાવેછે કે તમો પોતાને હલાકીમાં નાંખો નહીં, તો જે શખસમાં એવી સીફતો હોય અને જે કામથી પોતાને બચાવવાનો અકલ હુકમ કરે તેથી બચે નહીં તો એ શખસ દીવાનામાં ગણાશે, અને હલાક થવાનો ગુમાન હોય એવી જગ્યાથી જે કોઇ બચે નહીં અને તે હલાક થઇ જાય તો શરીયતના હુકમ પ્રમાણે તે પોતાને કતલ કરાવનાર પોતેજ બન્યો અને તેથી કયામતમાં સજાને પાત્ર થશે.

તો એ સીફત દુર કરવાનો ઇલાજ એ છે કે પહેલે દીન અને દુન્યામાં તે કામની કેટલી ખરાબી છે તેના ઉપર નજર કરે, અને જે કામ કરે ત્યારે પહેલેથીજ વિચારે કે અકલ અને શરા પ્રમાણે આમાં કાંઇ હરકત છે કે નહીં, જો હરકત ન હોય તો એ કામ કરે અને હરકત હોય તો તે કામથી પરહેઝ કરે, અને ઘણી વખત એમ પણ બને છે કે આ દુરગુણનો ઇલાજ કરવા માટે જે ચીજથી પરહેઝ કરવી જરૂરત નથી તે ચીજથી પરહેઝ કરવી પડે છે કે તેથી હદને દરજે પહોંચી જાય.

અને જુબ્ન બહાદુરીથી ઉલટી બાબતને કહે છે અને તે એ છે કે એટલી તો બીહીક રાખે કે તે તેની હદ અને વ્યાજબી પણાથી વધારે હોય, તો તહવ્વુર તે વ્યાજબી બહાદુરીની હદથી વધી જવાને કહે છે, અને "જુબ્ન" તે વ્યાજબી બહાદુરીથી ઘટી જવાને કહે છે એટલે જે ચીજથી ડરવું અને બીહીવું ન જોઇયે તેવી ચીજથી ડરે અને બીહે તે ખરાબ છે, અને તેથી ઈનસાનની હલાકીનું કારણ થાય છે, અને એ સબબથી

લિ બેઇજ્જત અને તુચ્છ બને છે, અને જ્યારે એવો હાલ થાય ત્યારે તેને જીંદગાની કડવી ઝેર થઈ પડે છે, અને ઝાલિમ લોકો જ્યારે આવો નામરદો અને પોચો જુવે છે ત્યારે તેના જાન અને માલની લાલચ કરે છે, અને તેનાથી ન બીહીતાં જુલમ કરી ફાવી જાય છે અને એવો શખસ સુસ્ત અને રાહત ઇચ્છનાર બની જાય છે, અને એ સબબથી તમામ નેકબખતીયોથી બેનસીબ અને મહરૂમ રહે છે, અને જાત જાતની ફજેતીયો અને રૂસ્વાઇ વેઠવી પડે છે, અને લોકોની ગાળો અને ખરાબ શબ્દો સાંભળવા પડે છે, અને પોતાની ઇજ્જતને બરબાદ કરે છે, અને તેથીજ હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું છે કે મોઅમિનને જોઇયે કે બખીલ તેમજ જુબ્ન (બ્હીકણુ) રહે નહીં અને ફરમાવ્યું કે અએ ખુદાવંદા ત્હારી પાસે બખીલી અને જુબ્નથી પનાહ માગુ છું.

જાણવું જોઇયે કે જુબ્નનો ઇલાજ નીચે ખૌફની બાબતમાં ઇ૦ બયાન થશે કેમકે ખૌફ પણ જુબ્નને લગતી બાબત છે અને એ બન્નેના મુકાબલામાં એ બન્નેથી વીરૂધ્ધ બહાદુરી છે તે કુવ્વએ ગઝબીયા કુવ્વએ આકેલાની તાબેદારી કરે ત્યારે એ સીફત હાસિલ થાય છે તો જે ચીજથી બીહીવાની અકલ મના કરે છે તે ચીજથી બીહીવું જોઇયે નહીં. અને શુજાઅત છે તે બહુજ ઉત્તમ સીફાત છે તો જેની અંદર આ સીફત નહોય તો તેનો હીસાબ મરદોમાં નહીં બલકે ઓરતોમાં છે જેમકે ખુદાએતઆલાએ હઝરતે રસુલે ખુદા સ૦ ના નેક અસહાબો વિશે ફરમાવ્યું છે "અશિદ્દાઓ અલલ કુફ્ફાર" (કાફેરો ઉપર સખ્તી કરનાર) અને એજ કારણથી હઝરતે અમીરૂલ મોઅમેનીન અ૦ ફરમાવ્યું છે કે મોઅમિનનું દિલ પથ્થર કરતાં વધારે મજબુત છે, અને હઝરતે સાદીક અ૦ થી મરવી છે કે મોઅમિન છે તે પહાડ કરતાં વધારે મજબુત છે, કેમકે પહાડની અંદરથી ટીપાં પડે છે પણ મોઅમિનની અંદરથી તેના દીન વિશેની કોઇ ચીઝ પડી જતી નથી. જાણવું જોઇયે કે નરમ દિલની હદીસોમાં જે તઅરીફ છે તે રહમ કરવા અને ખુદાનો ખૌફ કરવા વી૦ બાબતમાં છે ન નકામી અને શરાઅથી વિરૂધ્ધ બાબતોમાં.

## ફસલ ઓગણીસમી—ખૌફનું બયાન.

જાણવું જોઇયે કે ખૌફ (બીહીક) એ છે કે પોતાના નારાજીપણાની બાબત થવાના સન્દેહથી દીલ બળે અને અગર નાખુશી પહોંચવાનો અનુમાન હોય અથવા યકીન હોય એ વિચારના સબબથી દિલ બળે અને દિલગીર થાય; તો અગરચે તેને ખૌફ ન કહે તો પણ નફસના પોચાપણા અને હલાકીનું કારણ છે તેથી તે ખૌફના પેટામાં તો ગણાશે, અને જુબ્ન તથા ખૌફમાં ફેર એટલો છે કે "જુબ્ન" ની અંદર દીલ બળે એ કાંઇ જરૂર નથી, તો જે શખસ રાતરે ઘરની અંદર એકલો ન સુવે તો તે જુબ્ન ગણાશે ન ખૌફ કેમકે જ્યાં સુધી એવા હાલમાં એકલો સુવે નહીં ત્યાં સુધી તેનું દીલ બળશે નહીં અને તેને સદમો પહોંચશે નહીં.

ખૌફની બે કીસમ છે એક કીસમ પસંદ કરવા અને તારીફ કરવા લાયક છે અને તે એ છે કે ખુદાથી અને તેની અઝમતથી અને પોતાના ગુનાહથી ખૌફ કરે કે જેનું

બયાન આગળ આવશે. અને ખૌફની બીજી કિસમની મઝિમ્મત છે અને તે પસંદ કરવા લાયક નથી કેમકે તે ખૌફ હલાકીનું કારણ છે અને એવા ખૌફનું પરિણામ "જુબ્ન"છે.

જે ખૌફની મઝિમ્મત છે તે કેટલીક જાતનો છે અને તેની સરવે જાત નાપસંદ કરવા લાયક છે. ૧—જે બાબત જરૂર થનારી છે અને તેને અટકાવવાની ઇનસાનને શકતી નથી તેથી ખૌફ કરવો તે જેહલ અને નાદાની છે તો એવી બાબતમાં ખૌફ કરવાથી દિલ બળવા અને દિન તથા દુન્યાના કામથી અટકવા શીવાય બીજો કાંઇ ફાયદો નથી તો અકલમંદને જોઇયે કે એવા ખૌફને દિલમાં જગ્યા આપે નહીં બલકે ખુદા તરફથી જે કાંઇ થનાર છે તેના ઉપર રાજી રહે કે તેથી તેનો હાલ સુધરી રાહત મળશે. ૨—જે બાબત થવાનો સંદેહ હોય અને બનવાજોગ હોય કે તે ન થાય પણ તે બાબત થવી ન થવી એ શખસના હાથમાં ન હોય તો એવી બાબતમાં ખૌફ કરવો તે પણ વખોડવા જેવી અને અકલથી ઉલટી છે, અને પહેલાંની જેમ આપણુ નાદાની અને જેહલમાં ગણાશે બલકે પહેલાં કરવાં વધારે ખરાબ છે, કેમકે પહેલી બાબત થવાની ખાતરી છે અને આ થવાની ખાતરી નથી. ૩—એવી બાબતથી ખૌફ કરે કે જેનું કારણ તેના હાથમાં હોય પણ હજુ તે કારણ બન્યું ન હોય અને તેથી તે ખૌફ કરે કે ફલાણી બાબત મ્હારાથી થઇ જશે તો શું કરીશ? તો એવી બાબતનો ખૌફ કરવો તે પણ વખોડવા જેવી આદતછે, અને એનો ઇલાજ એછે કે એવી બાબત પોતાથી થવા ન દેવાની પયરવી કર્યા કરે અને જે કામથી તે બાબત થવાની દેહશત રહેતી હોય તે કામ ન કરે. ૪—એવી ચીજથી ખૌફ કરે કે જે ચીજથી વગર કારણે દિલ ડરતું હોય જેમકે જીન અને મઇયતથી ખૌફ કરે તે પણ મઝીમ્મત કરવા લાયક છે. અને તેમજ રાતના એકલા હોવાથી બીહીવું તે પણ તેમાં દાખલ છે, અને આવો ખૌફ થવાનું કારણ "કુવ્વએ વહમીયા" નું ઝોર અને અકલની ખામી છે અને તેથી સાબીત થાય છે કે તેનો નફસ ઘણોજ સુસ્ત છે, તો અકલમંદને લાઝીમ છે કે એવી બાબતમાં વિચાર કરે કે એવી ચીજોથી શા માટે ખૌફ કરવો જોઇયે ? જેમકે મઇયીત કે જ્યારે તેનામાં જીવ હતો અને તેને કુવ્વત અને શકતી હતી ત્યારે તેનાથી અને તેની સાથે લડાઇ કરવાથી ડરતો ન હતો, તો હવે જ્યારે તે અશકત અને નીરજીવ થએલ છે ત્યારે તેનાથી શા માટે બીહીવું જોઇયે ? અને કોઇ જગ્યાએ તેં સાંભળ્યું અને જોયું છે કે મુરદાએ ઉઠીને જીવતા ઉપર હમલો કર્યો ? અને તેમજ જીન્નાત કે તે શા માટે ત્હારી સામે મુકાબલો કરે અને તને દેખાવ આપે ? અને વખતે તને દેખાવ પણ આપે તો તને તેની સાથે શું દુસ્મની અને અદાવત છે કે તે ત્હારી સામો થાય ? અને વખતે ત્હારી સામે પણ થાય તો તેને એટલી બધી શકતી ક્યાંથી આવી કે ત્હારા ઉપર ફાવી જાય ? શું તું જાણતો નથી કે ઇનસાન તમામ મખલુકાત કરતાં શ્રેષ્ઠ છે અને મખલુકાતમાંનો મોહટો ભાગ ઇનસાનને તાબે છે તો શ્રેષ્ઠ માણસે પોતા કરતાં નીચી પાયરીની મખલુકાતથી શા માટે ડરવું જોઇયે ?

આનો ઇલાજ એ છે કે ઉપર બયાન થએલી બાબતોથી દીલને સમજાવીને દ્રઢ

કરે. અને અંધારી રાતમાં બીહામણી જગ્યામાં એકલો નીકળે અને પોતાના દીલને સબર આપે કે એમ કરવાથી થોડે થોડે કરીને ખૌફ દુર થઇ જશે.

જાણવું જોઇયે કે મૌતનો ખૌફ પહેલી અને આ ચોથી બાબતની અંદર દાખલ છે પણ સામાન્ય રીતે જોતાં લોકો મૌતથી વધારે બીહે છે એટલુંજ નહીં પણ ઘણાં જણ તેનાથી સખત રીતે બીહે છે તો એ ખૌફનો ઇલાજ પણ વધારે જરૂરતનો છે માટે તે વિશે થોડો ખુલાસો કરવામાં આવે છે કે મૌતથી બીહીવાના કેટલાંક કારણ છે ૧–એવો વિચાર કરે કે મર્યા પછી તદ્દન નિસ્ત અને ફાની થઇ જવાનું છે અને તે પછી કોઇ વખત પણ જીવતા કરવામાં આવશે નહીં, તો એવો ખૌફ કયામતથી અજ્ઞાનતા અને એઅતેકાદની સુસ્તીના સબબથી થાય છે અને એવો શખસ ઇસ્લામથી નીકળી કાફેરોમાં દાખલ થાય છે, અને એ ખૌફનો ઈલાજ એ છે કે ઉસુલેદીન સારી રીતે શીખે અને મજબુત દલીલોથી તેને સમજે અને ઇબાદતમાં કોશીશ કરે કે તેને યકીન હાસીલ થાય કે મૌત નથી પણ એટલુંજ કે "રૂહ" છે તે જામારૂપી ખોળીયાને પોતાથી દુર કરી નાંખે છે અને ઇનસાનની રૂહ ખુશી અને રાહતમાં અથવા નાખુશી અને અઝાબમાં રહેનારછે, ૨–એવો અનુમાન કરે કે મરવાથી મને કાંઇ નુકશાન પહોંચશે, અને તેથી તેનું મન સ્થિર રહેતું નથી અને આ બાબત ગફલત અને મૌતની હકીકતમાં જહાલતપણાથી થાય છે અને જે શખસ તેની હકીકતને સમજે તે જાણે કે મરવાથી ઇનસાનનો મોહટો મરતબો થાય છે અને જ્યાં સુધી ઇનસાન મર્યો નથી ત્યાં સુધી તે કામિલ નથી. બલકે નાતમામ છે, શું સાંભળ્યું નથી કે કહેવાય છે કે જે મર્યો તે તમામ થયો ? હાંસલ કલામ જે ઇનસાન કામિલ હોય છે તે હમેશાં મરવા માટે આતુર રહી મૌતને ચાહ્યા કરે છે જેમકે હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું છે કે કસમ ખુદાની બચ્ચાને દુધ માટે માની છાતીની જેટલી ચાહના હોય છે તે કરતાં હઝરતે અલી અ૦ મૌતની વધારે ચાહના રાખે છે, ખરેખર પુર્ણ અક્લમંદ છે તે જાણે છે કે મૌત છે તે ઇનસાનને આ અંધારી કોટડીમાંથી કાઢી નુરાની અને નેઅમતવાળી ખુશીની જગ્યાએ પહોંચાડે છે, એટલુંજ નહીં પણ આએ ખૌફ બીમારી ફકીરી મોહતાજી અને બલાવાળા મકાનમાંથી કાઢીને તંદુરસ્તી એશ આરામના મકાનમાં લઇ જાય છે, ઉપરાંત મુનાફિક દુશ્મનો અને ઝાલીમોની સોહબતમાંથી છોડાવી "આલમે કોદોસ" ના રહેનારાઓ પાસે લઇ જઇ બેસારે છે, તો એવો કયો અક્લમંદ છે કે હકીકી લજ્જત અને હમેશની પાદશાહી મુકી બીહામણા આફત અને મુસીબતવાળા મકાનમાં રહેવાને પસંદ કરે ? ૩–મૌતથી બીહીવાના એ પણ કારણો છે કે તે બાલબચ્ચા જાગીર અને માલથી જુદું થવું તેને ભારે લાગે છે, તો એ બીહીક મૌતથી નથી બલકે મજકુર બાબતોની મુસીબતોના સબબથી છે અને એ ખૌફનો ઇલાજ એ છે કે જે બાબત કે જરૂર બનનાર છે તેની સાથે અકલમંદે દિલ બાંધવું જોઇયે નહીં, ધાર કે અગર તું નહીં મરીશ અને તેઓને પાછળ નહીં મુકીશ તો તેઓ મરશે અને તને પાછળ મુકશે, પણ આખર જુદાઇ તો છેજ માટે દુન્યા અને તેમાં રહેનારાઓની મોહબ્બતને દિલથી દુર કર કે એ ખૌફ અને ગમથી મુકત થા.

૪—મૌતથી બીહીવાના આપણુ કારણુ છે કે તે એમ ધારે છે કે મ્હારા દુશ્મનો મ્હેણ્યાં મારશે અને ખુસી થશે, તો એમાં કાંઇ શક નથી કે આ પૌદ રાખવો શયતાનના મકર અને વસવસાથી છે કેમકે દુશ્મનોનું ખુશ થવું અને મ્હેણાં મારવું તે ન દીનંને નુકશાન પહોંચાડે છે ન ઇમાનને; તેમજ ન અંગને કાંઇ મુસીબત પહોંચાડે છે, જ્યારે તું આ દુન્યામાંથી ચાલ્યો જઇશ ત્યારે એ બાબતો તને કાંઇ નડવાવાળી નથી, તો તે ત્હારો ખેટો ખ્યાલ છે, ઉપરાંત દુશ્મનોનું ખુશ થવું અને તેઓએ મ્હેણા મારવા કાંઇ ખાસ મરવા ઉપરજ મવકુફ નથી કેમકે મૌત શીવાય ઘણી જાતની બલા મુસીબત દરેક ઇનસાન માટે દુન્યામાં બનવાજોગ છે, તો એ ચીજોથી પણ દુશ્મન રાજી થાય છે તો જે શખ્સ દુશ્મનોના મ્હેણા અને રાજી થવાથી ડરતો હોય તેને જોઇયે કે પોતાના દુશ્મનોને (આગળ જે પ્રમાણે બયાન થશે તે પ્રમાણે) દોસ્ત કરી લીયે. ૫—ઉપરાંત મૌતથી બીહીવાના આપણુ કારણુ છે કે મરવા પછી બાલબચ્ચા બેઇઝુત અને બરબાદ પાયમાલ થઇ જશે, દોસ્ત અને આશનાઓ હલાક થશે તો આ ખોટો ખ્યાલ પણ શયતાનના વસવસામાંથી છે કેમકે જે કોઇ એવો ખ્યાલ રાખે તો તેમાંથી હુંપદ ભરેલી એવી બાબત નીકળે છે કે મ્હારા થકી આ લોકોની ઇજ્જત આબરૂ દવલત કુવ્વત અને માન છે પણ એ નાદાન નથી સમજતો કે ખુદાએતઆલાએ અમીરી ગરીબી જે કાંઇ મુકરરર કરેલ છે તે થનારજ છે, આપણે નજરોનજર જોએલ છે કે અમીરોના છોકરાંઓ માટે કેટલાંક ખીદમતગારો નોકરો સાચવવા માટે હોવા છતાં હલાક થઇ ગયાં છે, અને માબાપ વગરના બેકસો લાચાર છોકરાં અને જંગલ અને બજારમાં ભટકતાં ફરતાં છોકરાઓ સલામત રહ્યાં છે, શું તેં જોયું નથી? ઘણાં આલીમો અને ફાઝિલોએ પોતાની અવલાદને સુધારવા માટે ઘણી કોશીશ અને મેહનત કરી પણ કાંઇ ફાયદો પહોંચ્યો નહીં ! અને ઘણાં દવલતમંદો અને માલદારો પોતાના ફરઝંદો વાસ્તે પુષ્કળ માલ મુકીને મરી ગયાં તેઓની પાછળ ટુંક મુદ્દતમાં તેઓનો માલ ફના અને બરબાદ થઇ ગયો ? અને ઘણાં એવાં યતીમો ભીખારી અને નાણાં વીનાના હયરાન અને પરેશાન ઉઘાડે પગે અને માથે રખડતા હતા ન તેઓને કોઇ પાળનાર ન તરબીયત કરનાર હતો એ છતાં તેઓ મોહટે આલી દરજે પહોંચી માલ અને દવલતવાળા થઇ ગયાં એટલુંજ નહીં પણ મોહટી પદવીએ અને દરજે પહોંચ્યા. અને યતીમો માટે દુન્યા અને આખેરતમાં વધારે દરજા છે, અને એ પણ નજરે જોએલી વાત છે કે જેઓ પોતાની અવલાદથી ખાતર જમા હતા અને તેઓ માટે ઘણો માલ મુકી ગયાં, અથવા કોઇ દવલતમંદને પોતાની અવલાદ સોંપી ગયા તે તેઓની અવલાદ અને જેને સોંપી ગયા તેઓ ફકીર અને તંગદસ્ત થઇ ગયાં. એટલુંજ નહીં પણ ઘણેભાગે એવું બનેછે કે તે પાછળ મુકેલો માલ અથવા જેને બચ્ચાં સોંપ્યા તે શખસ એ બચ્ચાની હલાકીનું કારણ થાય છે, હાસલ કલામ પોતાની અવલાદ વી૦ વિશે પોતાની પાછળ શું થશે તેનો ગમ ન ખાતાં સર્વે સૃષ્ટીના પાળણહારને સોંપી તેના ઉપર ભરોસો રાખે કે તે બાબત માટે તેજ સઝાવાર અને લાયક છે. અને

તેથી ખુદાએતઆલા એ પાછળવાળાની ઇજ્જત અને આબરૂ અને માલમાં વધારો કરશે કેમકે તે તેઓનો ખાલિક અને માલિક છે. ૬—અને મૌતથી બીહીવાનું કારણ ખુદાના અઝાબનો ખૌફ છે કેમકે ગુનાહ અને ખરાબ કૃત્યો થવાના સબબથી ઇનસાન ખુદાના અઝાબથી ડરે છે, અને એ ખૌફ વખાણવા અને તઅરીફ કરવા લાયક છે જેમકે આ-યતો અને અખબારમાં તેની તારીફ વારીદ થએલી છે જેનું વર્ણન ઇનશાઅલ્લાહ આગળ થશે; પણ માત્ર થઇ ગએલાં ગુનાહનો અઝાબ થવાનો ખૌફજ રાખવો અને એ અઝાબ થાય તેનો ઇલાજ તૌબા કરીને અને ગુનાહને તરક કરીને ન કરવો તે નાદાની અને ગફલત છે. અને હકીકતમાં આ ખૌફ મરવાથી નથી બલકે મરવા પછી પોતાના ખરાબ કૃત્યોના બદલામાં અઝાબ થશે તેનો છે, હાંસલ કલામ મૌતથી ડરવાના જે જે કારણો બયાન થયાં તે કારણોથી બીહીવું જોઇયે વહીં કેમકે અકલમંદને જરૂર છે કે વિચાર કરે કે એવી બીહીક રાખવાથી કાંઇ મૌત ટળી જશે નહીં બલકે તે એવું શરબત છે કે તે દરેક જણને પીવું પડે છે અને તે એવો ઘા છે કે દરેકના માથા ઉપર વાગે છે બલકે હીકમતના ફનથી સાબીત છે કે દરેક મોરક્કબ (મિશ્ર) અલબત્તા બગડી જાય છે, તો ઇ-નસાનનું અંગ કે જે તત્વોથી મિશ્ર છે તો જરૂર છે કે તે બગડી જાય. તો બગડનારી ચીજ હમેશા રહેવાની આશા રાખવી તે નક્કામી છે, અને અકલમંદ એવી નકામી આશા રાખતોજ નથી બલકે ખાતરી પુર્વક જાણે છે કે જે કાંઇ દુન્યામાં બનાવ બને છે તે બેહતર અને સારાં છે અને તેથીજ દરેક બનાવ ઉપર પોતાને રાજી રાખે છે અને મુસી-બત અને ગમને પાસે આવવા દેતો નથી.

હવે અગર તું લાંબી આયુશની ઇચ્છા રાખતો હોતો વિચાર કે અગર તું દુન્યાની લજ્જતો ભોગવવા માટે એ ઇચ્છા રાખે છે તો જાણ કે જ્યારે ઘરડો અને બુઢો થઇ જઇશ ત્યારે તહારી દરેક જાતની શકતી અને કુવ્વત સુસ્ત અને નબળી થઇ જશે અને જે તંદુરસ્તી કે તે ઉમદામાં ઉમદા મોહટી લજ્જતછે તે ચાલી જશે અને એવાં હાલમાં ખાણાપીણા વી૦ ની લજ્જત પુરેપુરી મળતી નથી, અને દીન બદીન અશકતતા વધતી જશે એટલે સુધી કે લોકોની પાસે બલકે બાલબચ્ચાઓની નજીક બેઇજ્જત અને કદર વિનાનો થઇશ જેમકે તે વિશે ખુદાએ કુરઆનમાં પણ ફરમાવેલછે, ઉપરાંત જયારે લાંબી ઉમર થાય ત્યારે હમેશાં કોઇને કોઇ મુસીબત અને બલાથી દિલ બળતું રહેવાનું કે કોઇ દિવસ કોઇ દોસ્તના મરવાની કોઇ દીવસ કોઇ સગાના મરવાની, કોઈ દીવસ કોઈ છોક-રાના મરવાની ગમીમાં ગીરીફતાર રહેવાનો, અને એમ પણ બનવાજોગ છે કે તું પણ કોઇ બલા અને મુસીબત અથવા બીમારી અથવા ફકીરી અને મોહતાજીમાં ગીરીફતાર થાય, તો હકીકતમાં જે શખસ લાંબી ઉમર અને આયુશનો તલબગાર હોય તે એવો છે કે જાણે મજકુર તમામ બલા આફત અને મુસીબતોને પોતાના માથા ઉપર લેવા ચાહે છે. અને અગર લાંબી આયુશથી તેનો મતલબ સદગુણો નેકીયો મેળવવાનો અને ઇબાદત કરવાનો હોય તો એ પણ જાહેર છે કે ઝઇફીમાં એ ચીજો મેળવવી ઘણી કઠણ છે, અને ખાસ કરીને જે શખસ જવાનીમાં દુરગુણોને પોતાથી દુર ન કરે અને છેવટે ઘરડો થઇ જાય અને એ દુરગુણોના મુળ ઊંડા ઉતરી મજબુત થઇ જાય તો ઝઇફીમાં એ દુર-ગુણો કેવી રીતે દુર કરી સદગુણો હાસીલ કરી શકે? કેમકે દુરગુણોના મુળ મજબુત થયા

પછી તેને ઉખેડવા માટે સખત અને બહુજ કોશીશો કરવી પડે છે તો ભલાં ઘડપણમાં સખ્તીયો કયાંથી ખેંચી શકાય ? અને એથીજ અખબારમાં વારીદ થયું છે કે. જ્યારે ઇનસાનની ઉમર ચાળીસ વરસની થાય અને ત્યાં સુધી નેકી કરવા તરફ તેણે વલણ કર્યું ન હોય તો શયતાન તેની પાસે આવી તેના મોહા ઉપર હાથ ફેરવી કહે છે કે. ત્હારા ઉપર મ્હારો બાપ ફિદા થાય કે હવે ત્હારા માટે હરગિઝ રસ્તગારી નથી. માટે નેકબખ્તી ચાહનારાએ દરેક હાલમાં પોતાથી ખરાબ સીફતો અને દુરગુણો દુર કરવાની ફિકર અને કોશીશમાં રહેવુ જોઇયે, અને દુરગુણોમાંનો એક દુરગુણ લાંબી લાંબી આશા પણ છે તેને પોતાથી દુર કરે, અને જે ઉમર તેના માટે મુકદ્દર થઇ છે તેના ઉપર રાજી રહે, અને હમેશાં આખેરતની ફીકરમાં રહી હમેશ અને કાયમની જીંદગાનીમાં સુખ ભોગવવાના સાધનો ભેગાં કરવામાં અને આએ ફાની દુન્યામાંથી જીવ બહાર કાઢવામાં અને તેની લજ્જતોથી મોઢુ ફેરવવામાં કોશીશ કર્યા કરે, અને ખુદાએતઆલાની દરગાહમાં મોનાજાત કરે એટલે સુધી કે આ દુન્યાના પીંજરામાંથી મુક્ત થઇ કાયમ અને દાયમના મકાન તરફ ઉડી જાય, અને જ્યારે એવો હાલ થશે તો મોતનો ઉમેદવાર રહેશે અને તે વહેલી આવે કે મોડી તેની પરવા નહીં રાખે, અને તેને આ અંધકાર મકાનથી કે જેને બદબખ્ત અને શયતાનો વળગી બેઠાં છે તે તરફ કાંઈ પણ ખાહીશ રહેશે નહીં બલકે હરહાલમાં આખેરત તરફ તેનું ધ્યાન વળગેલું રહેશે.

---

## ફસલ વીસમી—ખૌફના ઇલાજનું બયાન.

જાણવું જોઇયે કે એ ખોફથી વિરૂદ્ધ ચીજ મજકુર બાબતોમાં “ઇત્મીનાને કલ્બ” (મનની શાંતી) છે કે એવી એવી બાબતોથી જરા પણ ગભરાય નહીં અને દીલમાં તેની બીહીકને આવવા દીયે નહીં, અને એ ફઝીલત બહુજ પસંદ અને તારીફ કરવા લાયક છે, અને જ્યારે એ સીફતવાળો ઇનસાન થાય ત્યારે તે લોકોની નજરમાં અને ખાસ કરીને જેઓ ઉંડી નજરે જોનારા છે તેઓની સામે માનવંત થવાનો, પણ જે શખસ આ ઉમદા ફઝીલત અને સિફતથી ખાલી છે અને જે ખૌફની ચીજો બયાન થઇ તેથી બીહે અને ડરે છે તેને મરદોમાં ગણવો છાજતો નથી એટલુંજ નહીં પણ એવો શખસ લોકોની નજરોમાં બે એઅતેબાર અને બેવેકાર છે, તે જોવામાં તો એક મરદ જેવો છે, પણ તેની એવી હાલતથી તે એક બચ્ચા જેવો છે બલકે તે મરદ હોવા છતાં સ્ત્રીયો જેવા સ્વભાવનો ગણાય છે, તો જે શખસ પોતાને મરદ લોકોમાં ગણતો હોય તેને જોઇયે કે મરદની સીફતો મેળવે અને દીલને દ્રઢ અને શાંત રાખે, અને ઝીણી ડાળની જેમ જરા હવા આવવાથી હલે નહીં બલકે પહાડની જેમ દ્રઢ અને મજબુત રહે, અને જાણે કે જેઓના દીલ શાંત અને દ્રઢ છે તેઓના દીલમાં રોઅબ અને હશમત હોયછે, જેમકે જોવામાં આવે છે કે કોઇ શખસ કોઇની પાસે ગભરાય છે અને તેનું મન શાંત રહેતું નથી તે આગલા શખસના નફસની કુવ્વતનું કારણ છે. અને ઘણેભાગે એવું છે કે તકરાર અને ઝગડા વખતે બલકે ઇલ્મના વાદવિવાદ વખતે જેનું દીલ શાંત અને દ્રઢ હોય છે તે આગલા શખસને હરાવી દઇ નરમ બનાવી દીયે છે, તો આએ સીફત અને ફઝીલત મેળવવાનો તરીકો એ છે કે બયાન થએલી ચીજોમાં વિચાર કરે અને પોતાને

ખૌફ અને ઊમીદની બાબતમાં થોડો થોડો નાંખતો જાય અને ખૌફ અને બીહીક લાગે ત્યારે સબર કરી દ્રઢ થતો જાય કે તેથી થોડે થોડે અને આહીસ્તે આહીસ્તે એ કમાલ હાંસીલ થઈ દીલમાં કુવ્વત અને શાંતી હાંસીલ થશે.

---

## ફસલ એકવીસમો—ખુદાએતઆલાના અઝાબથી બેપરવા થવાના દુરગુણ વિશે.

જાણવું જોઇયે કે પરવરદીગારે આલમના અઝાબથી બેપરવા રહેવું તે ખરાબ સીફત કુવ્વએ ગઝબીયામાંથી ઉતપન્ન થાય છે. અને તેના અઝાબ અને ઇમતેહાનથી ન ડરવું અને તેની અઝમત અને જલાલનો વિચાર ન કરવો તે અને તે બદલો લેશે તે વિશે દીલમાં કાંઈ ફીકર ન રાખવી તે દુરગુણ છે, અને એ દુરગુણ ઉતપન્ન થવાનું કારણ એ રબ્બુલ ઇઝ્ઝતની અઝમતથી ગફલત અને તેના ઇમતેહાનથી અગ્નાન રહેવું છે, અને તેમજ કયામતના દીવસે નેક અને બદનો હીસાબ દેવો પડશે તેનો એઅતેકાદ ન રાખે અથવા ખુદાએતઆલાની બહોળી નેઅમતો ઉપર ભરોસો કરે, અને પોતાની ઇબાદત અને બંદગી ઉપર ભરોસો રાખવાથી પણ એ ખરાબ સીફત પેદા થાય છે, તો ગમે તે કારણથી એ સીફત પેદા થાય તે ખરાબ અને હલાકીમાં નાંખનાર અને નુકસાન પહોંચાડનાર છે, તે સીફત કુફરના સબબથી અથવા અગ્નાનતાના સબબથી અથવા મગરૂરી અને હુંપદના કારણથી પેદા થાય છે, અને તે એવો રસ્તો છે કે ઇનસાનને હલાકત તરફ દોરે છે, તો ખુદાની અઝમતથી ગફલત રાખે તે અગ્નાનતા અને નાદાનીના સબબથી છે, અને અગર કયામતના દીવસે હિસાબનો એઅતેકાદ ન રાખે તો તે કુફર અને બેઇમાની છે, અને અગર તેની રહમત ઉપરજ ભરોસો રાખે છે તો તે મગરૂરી છે, અને અગર પોતાના અમલ ઉપર ભરોસો રાખે છે તો તે હુંપદ છે, અને ખુદાએતઆલાના અઝાબથી બેખૌફ રહેવાની આયતો અને અખબારોમાં મઝિમ્મત વારીદ થએલી છે જેમકે ખુદા કુરઆનમાં ફરમાવે છે કે "**લાયઅમનો મકરલ્લાહે ઇલ્લલ કૌમુલ ખાંસેરૂન**" એટલે ખુદાના અઝાબથી બેખૌફ નથી થતી પણ નુકશાન પામનાર કૌમ. અને પયગમ્બરો તથા મલાયકા ખુદાએતઆલાના અઝાબથી હમેશા ડરતા રહે છે, જેમકે મરવી છે કે જ્યારે ઇબલીસ (શયતાન) પરવરદીગારની નાફરમાની કરી તેની દરગાહથી મરદુદ થયો, અને તેને પહોંચવાનું હતું તે પહોંચ્યું ત્યારે ખુદાએતઆલાની દરગાહના માનવંતા ફિરીશ્તા જીબરઇલ અને મીકાઈલ રડવા લાગ્યા તે વખતે ખુદાએતઆલા તરફથી ખીતાબ થયો કે તમો શા માટે રડો છો? તો અરજ કરી કે અએ પરવરદીગારા અમો ત્હારા ઇમતેહાન લેવાથી ડરાયે છીયે, અને ત્હારા અજમાવવાથી બેખૌફ નથી, તો ખુદાએતઆલાએ ફરમાવ્યું કે તમો હમેશાં એવીજ હાલતમાં રહો, અને મ્હારા ઇમતેહાન લેવાથી બેખૌફ ન થાઓ, અને મનકુલ છે કે હઝરતે રસુલે ખુદા સ० અને જીબરઇલ ખુદાના ખૌફથી રડયા ત્યારે ખુદાએ વહી મોકલી કે તમો શા માટે રડો છો? એ છતાં કે મેં તમોને બેખૌફ કર્યાછે? તો અરજ કરી કે એવો કોણ છે કે ત્હારી અજમાઈશથી બેખૌફ હોય? અને તેઓનું બેખૌફ ન થવું ગોયા એથી હોય કે ખુદાએ ફરમાવ્યું કે તમોને ઇમતેહાન અને અજમાઇશની રૂએ બેખૌફ કર્યા, અથવા એ કે અગર તેઓનો ખૌફ શાંત થાય તો એવું માલુમ થાય કે તેઓ ખુદાની અજમાઇશથી બેખૌફ થયા છે.

અને પોતાના કહેવા ઉપર વફા કીધી નથી, જેમકે જ્યારે હઝરત ઇબરાહીમ અ૦ ને આગમાં નાંખવા માટે ગોફણમાં બેસાર્યા તો તેઓએ કહ્યું "હુસ્બેયલ્લાહ" એટલે હરહાલમાં મ્હારા માટે ખુદા બસ છે અને બીજી કાંઇ ચીજની હું પરવા રાખતો નથી, અને આ તેઓનો દાવો ઘણો મોહટો હતો તેથી ખુદાએતઆલાએ તેઓની અજમાઇશ માટે જીબરઇલને મોકલ્યા અને જીબરઇલે ત્યાં જઇ અદ્ધરથીજ કહ્યું કે અએ ઇબરાહીમ કાંઇ હાજત હોય તો બયાન કરો કે પુરી કરૂં ? તો એ જનાબે ફરમાવ્યું હાજત તો છે પણ ત્હારાથી નહીં, તેઓએ કહ્યું જેની પાસે હાજત રાખો છો તેની પાસે ચાહો અને તલબ કરો, તો હઝરતે કહ્યું જેની પાસે હું હાજત રાખુ છું તે મ્હારા હાલને જાણે છે તેથી મ્હારે કાંઇ કહેવાની જરૂરત નથી. સુબહાનલ્લાહ ! એ જનાબ કેવા બુઝુર્ગવાર હતા કે એવી સખત હાલતમાં પણ જીબરઇલ તરફ ધ્યાન આપ્યું નહીં, અને ઇમતેહાનના મકામમાં સાબિત કદમ રહી પાર ઉતરી ગયાં, અને તેથી ખુદાએતઆલાએ ફરમાવ્યું કે ઇબરાહીમ અ૦ એ છે કે જેણે પોતાના કહેવા ઉપર વફા કરી અને મ્હારા શીવાય બીજા કાઇ તરફ ધ્યાન કે ભરોસો કર્યો નહીં. તો મોઅમિન બંદાને જોઇયે કે કોઇ પણ હાલમાં ખુદાના ઇમતેહાન અને અજમાઇશથી ગાફીલ રહે નહીં, અને ખુદાએતઆલા બદલો લેશે તેને અને તેના અઝાબને ભુલે નહીં, હાંસલ કલામ આ દુરગુણનો ઇલાજ એ છે કે જે ઇલાજ હુંપદ અને મગરૂરીનો બયાન થશે, એ શીવાય તેનો બાજો ઇલાજ એ છે કે ખુદાએતઆલાથી ખૌફની સીફત પૈદા કરે.

## ફસલ બાવીસમી. ખુદાનો ખૌફ રાખવા વિશે.

જાણવું જોઇયે કે ખુદાનો ખૌફ ત્રણ જાતનો છે, ૧—લો ખૌફ ખુદાએતઆલાની અઝમત અને જલાલતનો છે, ૨—જો ખૌફ એ ગુનાહોથી છે કે જે ગુનાહો ઇનસાનથી થયા હોય, ૩—જો ખૌફ ઉપરના બન્ને ખૌફ મળીને છે, અને એ બાબતમાં કાંઇ શક નથી કે બંદાને એ પૈદા કરનારની અઝમત અને જલાલ અને આલીશાન અને બુલંદ મકાનની માઅરેફત જેટલી વધારે હશે અને પોતાના ઐબ અને ગુનાહને વધારે જોતો હશે તેટલો તે ખુદાથી વધારે ડરતો હશે, કેમકે તેની કુદરતે કાહેરા અને અઝમતે બાહેરા અને કુવ્વતે કવિય્યાહ અને ઇઝ્ઝતે શદીદાહને ઓળખવાથી વધારે બેચૈની અને બીહીક પયદા થાય છે, અને એ માલિકની અઝમત કુદરત અને તેમજ તમામ સીફાતે જલાલ અને જમાલ એટલે દરજે ભારે અને બહુજ વધારે છે કે જેની હદ નથી, અને કોઇને પણ એવી શકતી નથી કે તેની તમામ સીફાતોને જાણે અને તેની ઉંડી બારીકીયોને સમજે, અને કેટલાંક મોહટા મરતબાવાળા પોતાની શકતી અને તાકત પ્રમાણે જે સ્હેજસાજ તેની સીફાતોને સમજ્યા છે; પણ હકીકતમાં ખાસ તેની જે સીફત છે તેને સમજ્યા નથી, પણ તેઓની અકલો પહોંચવાની છેલ્લી હદ સુધી સમજ્યાં છે કે જેને તેઓ

કમાલ જાણે છે. અગર તેની કાંઇ સિફતમાંથી હકીકતના સુર્યના એક રજકણ જેટલું નુરતો પડછાયો એ બુઝુર્ગોના દીલ ઉપર પડે તો તેઓના વજુદપણાના કાંટા અને કચરાને બાળી નાંખે, અને તેઓની હસ્તીના તારને જુદા જુદા કરી નાંખે, અને એ બુઝુર્ગવારોની મોહટા મરતબાની સમજણ એ છે કે તેઓ જાણેછે કે તેની સીફાતે જલાલ અને જમાલની હકીકતે પહોંચવું મહોલ છે, (બનવાજોગ નથી) અને તેની સીફાતની હકીકત બયાન કરવાથી અકલની જીભ મુંગી છે, હાંસલ કલામ જેની જેની અક્કલ વધારે કામિલ હશે તે તેની અઝમત અને જલાલને વધારે ઓળખતો હશે અને બીહતો હશે અને તેથીજ ખુદાએતઆલા ફરમાવે છે કે **"ઇન્નમા યખ્શલ્લાહો મિન એબાદેહિલ ઓલમાઅ"** એટલે બીજું કાંઇ નથી પણ એ કે ખુદાના બંદાઓમાંથી જેઓ આલીમો છે તેઓ ખુદાથી ડરે છે, અને હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું છે કે **'અના અખ્વફોકુમ મેનલ્લાહ"** એટલે હું તમો સરવે કરતાં ખુદાથી વધારે ડરું છું. અલબત્તા અંબીયા અને અવલીયા જે ખૌફ રાખતા તે વીશેની હીકાયતો ત્હારા કાને પહોંચી છે જેમકે જનાબે અમીરૂલ મોઅમેનીન અ૦ને હમેશા રાતના ગશ ઉપર ગશ આવતો તે સાંભળ્યું છે ? અને એનું કારણ ખુદાએતઆલાની કમાલ અને પુર્ણ મઅરેફતનું છે કેમકે કામિલ **મઅરેફત** દીલમાં અસર કરી દીલને ગભરાટમાં નાંખી દીયેછે અને તેનો અસર અંગને પહોંચે છે, અને તેથી અંગને દુબળું ચહેરાને પીળો આંખોને રડતી બનાવે છે, અને તે અસર અવયવોને પહોંચી તેઓને મઅસીયત અને ગુનાહથી અટકાવી ઇબાદત અને બંદગી કરવા માટે તત્પર કરે છે, અને જે કોઇ ગુનાહ તરક કરવા અને ઇબાદત હાંસીલ કરવા કોશીશ ન કરે તેનું દીલ ખુદાના ખૌફથી ખાલી છે, અને તેના માટે ખૌફનો કોઇ પણ મરતબો હાસીલ નથી તેથીજ કહ્યું છે કે જે શખ્સ આંખો ચોળે અને રડે તેને ખૌફ છે એમ સમજવું નહીં બલકે જે આકેબતથી ડરે અને ગુનાહથી પરહેઝ કરે તેને ખૌફ છે એમ સમજવું, અને કેટલાંક આરિફોએ કહ્યું છે કે બંદો ખુદાથી એ વખતે ડરે છે સમજવો કે જ્યારે ગુનાહથી એવી રીતે પરહેઝ કરે કે જેવી રીતે બીમાર નુકશાનકારક ખાણા અને ચીજો વી૦ થી પરહેઝ કરે છે. તો એવીજ રીતે તેને સીફાત અને અહવાલમાં અસર પહોંચાડે છે કે શહવતને ઠંડી કરે છે અને દુન્યાની લજ્જતોથી અણગમો ઉપજાવે છે અને ગુનાહની મીઠાશના સ્વાદને તબીયતના ગળામાં ઝેર ભરેલા મધનો જેગ કડવો કરી નાંખે છે. અને એવી હાલતમાં તેનું દીલ દુન્યા અને તેની લજ્જતોથી નારાજ થઇ બદ સીફતો તેનાથી દુર થાય છે અને ખુદાએતઆલાની અઝમતની સામે ઝલીલ અને નમ્ર રહે છે, અને રાત દીવસ તે પોતાની આકેબતનો ફીકરમાં રહ્યા કરે છે, અને નફસ તથા શયતાનની સાથે લડાઇ વિનાનું બીજું કોઇ કામ તેને સુઝતું નથી અને પોતાના હીસાબ અને અહવાલની પાછળ રહે છે. અને એક શ્વાસ જેટલા વખતને પણ પોતા માટે ગનીમત જાણી તેને નકામો જવા દેતો નથી, એટલુંજ નહીં પણ પોતાના વખતને નકામા કામમાં કંજુસાઇ કરી બચાવી નેક કામમાં વાપરે છે એટલુંજ નહીં પણ પોતાના મોઢામાંથી નકામો એક શબ્દ નીકળી જાય, અથવા કોઇ કામ વગરની બાબતનો ખ્યાલ આવે ત્યારે પોતાના નફસને ઠપકો આપે છે, અને જેમ કોઇ શેરના પંજામાં સપડાઈ જાય અથવા કોઇ દરીયાના તોફાનમાં ફસાઇ જાય, તો તેને એ

બલાઓથી મુકત થવાની ફિકર શીવાય બીજી કોઇ ફીકર હોતી નથી તેમજ એ શખ્સને આખેરત શીવાય બીજી કોઇ બાબતની ફીકર રહેતી નથી જેમકે આગળના પરહેઝગાર લોકોનો એવો હાલ મશહુર છે. અને ખૌફનો ન્હાનામાં ન્હાનો એ મરતબો છે કે તેનો અસર અઅમાલમાં જાહેર થાય અને હરામ કામથી અટકાવે, અને એ વખતે પરહેઝગારી હાસીલ થાય છે અને અગર એ મરતબાથી પણ વધી જાય અને પોતાને બિલકુલ ઇતાઅત અને યાદે ઇલાહીમાં મશગુલ રાખે અને દુન્યાની નકામી બાબતોથી મોઢું ફેરવે અને એક પળવાર પણ ખુદા શીવાય બીજા તરફ ધ્યાન ન રાખે તો **તે સિદ્દીકીનના** ટોળામાં દાખલ થશે.

## ફસલ તેવીસમી. ખૌફના કેટલીક ખુલાસો.

જાણવું જોઇયે કે ખૌફ અને બીહીક નથી હોતી પણ કોઈ અણગમાની ચીજ પહોંચવાના દગદગાથી થાય છે કે ઇનસાન તે બીહીક પોતાના ખ્યાલમાં લાવી તેની સુરત પોતાના ધ્યાનમાં ધરે છે અને તે પોતાને પહોંચશે એમ ધારી બીહે છે, અને એ મકરૂહ બાબતો (અણગમાની) કે જેનાથી બંદાને બીહીવું જોઇયે તે ઘણી છે જેમકે ઇનસાનને બીહીક કાંતો પરવરદીગારની નજીકીના રૂતબાથી છેટે રહેવાની છે અને એ બીહીક ખૌફના મરતબામાં વધારે બેહતર અને સારી છે અને એ ખૌફ મુકર્રબ અને સીદ્દીક લોકોનો છે, જેમકે હઝરતે રસુલે ખુદા સ૦ એ મરતબા વિશે ઇશારો કરેલ છે કે અએ મ્હારા મઅબુદ આકા મવલા અને પરવરદીગાર અગર હું ત્હારા અઝાબ ઉપર સબર કરી શકું પણ ત્હારી જુદાઇ અને ત્હારા છેટાપણા ઉપર કેવી રીતે સબર કરી શકું ? અને ખૌફના એ મરતબાથી નીચેનો મરતબો આબિદો અને ઝાહિદોનો ખૌફ છે, અને તેની પણ ઘણી જાત છે. જેમકે ખૌફ મૌતની સખતીનો અથવા મુનકર અને નકીરના સવાલનો અને તેઓ સવાલમાં સખ્તી કરે તેનો, અથવા કબરના અઝાબનો અને તેમાં એકલાં રહેવાનો અથવા કયામતના મેદાનનો અથવા પરવરદીગારે આલમની સામે ઉભા રહેવાનો અને તેની હયબતનો, અથવા ગુનાહો અને તેથી શરમીંદગીનો અથવા હશરના મેદાનમાં ફીરીશ્તા અને ઇનસાન વચ્ચે ફજેતી અને રૂસ્વાઇનો અથવા કયામતના મેદાનમાં અટકી રહેવાનો, અથવા શફાઅત કરનારાઓના દીદારથી મહરૂમ રહેવાનો અથવા પુલસેરાત ઉપરથી પસાર થવાનો, અથવા બળનારી આગ અને સાંપ વીંછીનો, અથવા બેહીસ્તની નેઅમતોથી મહરૂમ અને હુરોથી દુર રહેવાનો અને કાયમ અને દાયમની બાદશાહીથી નાઉમેદ રહેવાનો અને તૌબા કરવાની પહેલે મરી જવાનો અથવા તૌબાને તોડી નાંખવાનો અથવા પરવરદીગારના હકોમાં તકસીર કરવાનો અથવા નફસે અમ્મારાના ગલબાનો અને શયતાનના મકરનો અથવા આએ ફાની દુન્યાનો ફરેબ ખાવાનો અથવા લોકોના હકો પોતાની ગરદનો ઉપર રહી જવાનો અથવા ઉપરા ઉપર નેઅમતો મળી અને ઇઝ્ઝત અને બુઝુર્ગી તથા તંદુરસ્તીના સબબથી દરજે દરજે વધી ગફલતમાં પડી જવાનો અથવા ઇબાદત કબુલ ન થવાનો અથવા ખાતેમો ખરાબ થવાનો વીગેરે ખૌફ ઘણે ભાગે હોય છે. અને ઘણું કરી નેક અને પરહેઝગારોના દીલમાં ખાતેમો ખરાબ થવાનો વધારે ખૌફ રહે છે કે આરીફ

લોકોના દીલ એ ખોફથી કટકે કટકા થાય છે, અને આ મઝકુર ખૌફથી વધારે ખૌફ અઝલના દીવસનો ખૌફ છે કે ખુદા જાણે તેનો શું નતીજો થનાર છે ? અબદુલ્લાહ અનસારીએ કહેલ છે કે લોકો છેલ્લાં દીવસથી ડરે છે અને હું રોઝે અઝલ એટલે પહેલાં દીવસથી ડરૂ છું મતલબ એ કે પહેલાં દીવસે મેં કઇ ચીજનો ઇકરાર કર્યો અને કયા ટોળામાં ગણાયો હઇશ તેથી બીહુ છું, અને એક દીવસ હઝરતે રસુલે ખુદા સ૦ મીમ્બર ઉપર જઈ જમણો હાથ લાંબો કરી મુઠી વાળી ફરમાવ્યું અએ લોકો તમો જાણો છો કે મ્હારા હાથમાં શું છે ? લોકોએ અરજ કરી ખુદા અને તેનો રસુલ વધારે જાણેછે તો આપે ફરમાવ્યું કયામત સુધી થનારાઓ બેહીસ્તી લોકોના અને તેઓના બાપ અને કબીલાના નામ છે, પછી ડાબો હાથ ઉંચો કરીને ફરમાવ્યું કે આ મ્હારી મુઠીમાં શું છે તે તમો જાણો છો? તે વખતે પણ તેઓએ પહેલાંની જેમ જવાબ આપ્યો, તો હઝરતે ફરમાવ્યું કયામત સુધીના દોઝખીયોના તથા તેઓના બાપ તથા કબીલાઓના નામ આમાં લખેલાં છે પછી ફરમાવ્યું ખુદાએ ફરમાવ્યું છે કે **"ફરીકુન ફિલ જન્નતે વફરિકુન ફિસ્સઇર"** એટલે એક ટોળું બેહીસ્તમાં જશે અને એક ટોળું દોઝખમાં અને તેનો હુકમ છે તે અદલ છે એટલે કોઇને જહન્નમમાં નાંખશે અને કોઇને જન્નત આપશે તેમાં તેનો કસુર નથી. ખરેખર જે શખસ શકી અને બદબખ્તોમાંથી થનાર છે અગર તે દુન્યામાં આખી ઉમર સારો રહે તો પણ છેલ્લી ઘડીને થોડીવાર હોય તે વખતે શકી થઇને મરશે, અને હદીસમાં વારીદ થયું છે કે એવું થશે કે નેક બખ્તને બદબખ્તોના રસ્તા તરફ લઇ જશે એટલે સુધી કે લોકો કહે કે આ બદબખ્ત લોકો જેવો છે બલકે તેઓમાંથીજ છે, ત્યાં નેકબખ્ત તેની પાસે પહોંચશે અને તે નેકબખ્તોમાં દાખલ થશે અને તેમજ બદબખ્તને નેકબખ્તોમાં લઈ જશે એટલે સુધી કે લોકો કહેશે કે આ નેકબખ્તો જેવો બલકે તેઓમાંથીજ છે એટલામાં એકાએક બદબખ્તી તેને પકડી લેશે.

## ફસલ ચોવીસમી ખૌફની તઅરીફ.

જાણવું જોઇયે કે ખુદાએતઆલાથી ખૌફ રાખવાની ઘણી તારીફ છે અને એ ખોફનો મરતબો ઘણોજ બુલંદ છે અને એ સીફત ઘણી સારી અને અફઝલ છે કેમકે દરેક સીફતની ફઝીલત નેક બખ્તીમાં મદદ કરવાના પ્રમાણમાં છે અને ખુદાએતઆલાની નઝદીકના મરતબે પહોંચવું તેથી વધારે નેકબખ્તી કોઇ નથી, અને તે મરતબો હાસીલ થતો નથી પણ મોહબ્બત મેળવ્યાથી અને ખુદાની મોહબ્બત તેની મઅરેફત હોય તોજ હાસીલ થાય છે, અને મઅરેફત તથા મોહબ્બત નથી મળતી પણ તેના ઝીકર અને ફીકરથી, અને તેનો ઝીકર અને તેની ફીકર સંપુર્ણ રીતે નથી મળી શકતી પણ દુન્યાની દોસ્તી અને તેની લજ્જતો અને શહવતો તરક કરવાથી અને દુન્યાની શહવતો અને લજ્જતોને તોડનાર ખોફ જેવી બીજી કોઇ ચીજ નથી, અને તેથીજ એ ખૌફવાળી સીફતની ફઝીલતમાં આયાતો અને અખબારો બહુજ વારીદ થએલ છે, અને ખુદાએતઆલાએ ખૌફવાળા માટે **ઇલ્મ હિદાયત રિઝવાન અને રહેમત** ભેગાં કરેલ છે કે જે તમામ બેહીસ્તવાળાઓ માટે છે જેમકે એક જગ્યાએ ફરમાવ્યું છે ખુદાથી ખૌફ અને બીહીક ઇલ્મવાળાઓ માટેજ છે.

અને બીજી જગ્યાએ ફરમાવ્યું છે હિદાયત અને રહેમત એ લોકો માટે છે કે જેઓ પોતાના પરવરદીગારથી ખૌફ કરે છે અને ડરે છે, અને ત્રીજે ઠેકાણે ફરમાવ્યું છે ખુદા તેઓથી રાઝી અને ખુશનુદ છે અને તેઓ ખુદાથી રાજી અને ખુશનુદ છે અને એ મરતબો એ લોકો માટે છે કે જે પોતાના પરવરદિગારથી ડરે. અને ઘણી આયતોથી જાહેર થાય છે કે ખુદાથી ખૌફ કરવો તે ઇમાન માટે જરૂરી ચીજ છે કેમકે જે કોઇ ન ડરે તેનું ઈમાન પાયા વગરનું છે, જેમકે ફરમાવ્યું છે કે ઇન્નમલ મોઅમેનૂનલ્લૅ લેઝીન એઝા ઝોકેરલ્લાહો વજેલત કોલુબોહુમ" એટલે બીજું કાંઇ નથી પણ એ કે મોઅમેનીન એ લોક છે કે જેઓ જ્યારે ખુદાનું નામ લેવાય ત્યારે તેઓના દિલ બીહે છે, અને એમ પણ ફરમાવ્યું છે અગર તમો ઇમાનવાળા હોતો મ્હારાથી ડરો, અને ડરનારાઓ માટે બેહીસ્તનો વાયદો કર્યો છે જેમકે ફરમાવ્યું છે કે "વઅમ્મામનખાફ મકામ રબ્બેહિ વનહુન્નફ્સ અનિલ હુવા ફઇન્નલ જન્નત હેયલ માઅવા" એટલે જે કોઈ પોતાના પરવરદિગારથી ડરે તેના માટે બે બેહીસ્ત છે. અને કુદસીની ખબરમાં વારીદ થયું છે કે ખુદાએ ફરમાવ્યું હું મારી ઇઝ્ઝત અને જલાલની કસમ ખાઇને કહું છું કે હું કોઇ બંદએ મોઅમીન માટે બે બ્હીક ભેગી કરતો નથી તેમજ કોઇ બંદએ મોઅમીન માટે બે અમન ભેગા કરતો નથી, તો જે કોઇ દુન્યામાં મારાથી બેખૌફ રેહશે તેને આખેરતમાં ડરાવીશ, અનેજે કોઇ દુન્યામાં મારાથી ડરશે તેને આખેરતમાં બે ખૌફ કરીશ તેને ત્યાં બ્હીક નહીં હોય, હઝરતે રસુલે ખુદા સ૰ ફરમાવ્યું છે જે કોઈ ખુદાથી ડરે તેનાથી ખુદા સર્વે ચીજને ડરાવે છે, અને જે ખુદાથી ડરતો નથી તેને ખુદા તમામ ચીજથી ડરાવે છે. લૈસઇબ્ને અબી સલીમથી મનકુલ છે કે તેણે કહ્યું મેં અનસારમાંના એક શખસથી સાંભળ્યું છે તે કહે છે એક દીવસ બહુજ તડકો અને ગરમીમાં અમો એક ઝાડના છાયામાં હઝરતે રસુલે ખુદા સ૰ ની ખીદમતમાં બેઠા હતા, ત્યાં એક શખસ આવ્યો તે પોતાના અંગ ઉપરનાં કપડાં કાઢી નાંખી ગરમ ગરમ રેતી ઉપર પડી જઇ આળોટવા લાગ્યો, કોઈ વખત પોતાનો વાંસો રેતી ઉપર અડાડી બાળતો, કોઇ વખત પેટ અડાડતો કોઈ વખત મોઢું અડાડતો અને કહેતો હતો કે અએ નફસ આ રેતીની ગરમીને ચાખ અને જાણ કે મેં તને જે સખતી પહોંચાડી તે કરતાં ખુદાનો અઝાબ બહુજ સખત અને વધારે છે, અને હઝરતે રસુલે ખુદા સ૰ તેના તરફ જોતા હતા, પછી જ્યારે તેણે કપડાં પેહર્યાં ત્યારે હઝરતે ઇશારો કરીને તેને પાસે બોલાવીને ફરમાવ્યું અએ ખુદાના બંદા તને શું થયું છે કે તેં આ પ્રમાણે કર્યું ?! તેણે અરજ કરી ખુદાના ખૌફના સબબથી આ મુજબ કર્યું, એ સાંભળીને હઝરતે ફરમાવ્યું ખુદાના ખૌફનો જે હક હતો તે તેં અદા કર્યો અને જાણ કે તારા અવા હાલ ઉપર આસમાન વાળાઓ પાસે ખુદાએ ફખર કર્યો, પછી આપે અસ્હાબોને ફરમાવ્યું આ શખસની પાસે જાઓ કે તે તમારા માટે દોઆ કરે, અને એજ હઝરતથી મરવી છે કે કોઈ બંદએ મોઅમીન નથી પણ એ કે ખુદાના ખૌફથી તેની આંખમાંથી માંખની પાંખ જેટલું આંસુ નીકળી તેના ગાલ ઉપર પડે તો ખુદાએતઆલા તેના ઉપર દોઝખની આગ હરામ કરે, અને ફરમાવ્યું કે જ્યારે મોઅમીનનું દીલ ખુદાના ખૌફથી ડરે છે ત્યારે જેમ ઝાડ ઉપરથી પાન ખરે છે તેમ તેના ગુનાહ ખરી પડે છે, અને ફરમાવ્યું કે જે કોઇ ખુદાના ખૌફથી ડરે તે જહન્નમમાં નહીં જાય જો દુધ દોહેલું પાછું આંચળમાં જાય તો તે દોઝખમાં જાય.

## શેઅર.—

દરપસે હરગીર્યા આંખેર ખંદા ઈસ્ત=મર્દે આખેરબીન મુબારક બંદઇંસ્ત*
ઝેઅશ્રે ગીરયાંશાખ સબ્ઝ વતર મીશવદ=નુરેશમ્અ અઝગીર્યારોશાન તર મીશવદ*
અઅ ખુન્ક, ચશ્મીકે ગ્યાનગીર યાને તોસ્ત=મયહોમાયુનેદીલકેઊર્માંરયાને તોસ્ત*

મતલબ—દરેક રોવાની પાછળ હસવાનું છે, જે છેવટનો વીચાર કરે તે મુબારક બંદો છે, વાદળાંના રોવાથી લીલાછમ ઝાડ થાય છે, મીણ બતી રોવાથી તેનું નુર રોશન થાય છે, અએ થંડી આંખ તે તારૂં રોવાનું છે, અએ સારૂં દીલ કે તે તારૂં બળવાનું છે, હઝરતે ઇમામે મોહમ્મદે બાકેર અ૦ થી મરવી છે કે જ્યારે હઝરતે અમીરૂલ મોઅમેનીન અ૦ ઇરાકમાં હતા ત્યારે એક દીવસ સુબહની નમાઝ જમાઅતથી પડયા પછી વાએઝ કરીને ખુદાના ખૌફથી રોયા અને લોકોને પણ રોવરાવ્યા, પછી ફરમાવ્યું ખુદાની કસમ મારા ખલીલ હઝરતે રસુલે ખુદા સ૦ ના ઝમાનામાં મેં એક એવી કોમને જોઇ છે કે તેના લોક હમેશા સવાર અને સાંજના રોતા હતા, અને તેઓના વાળ વીખરાએલા ગુબાર ભરેલા રેહતા, અને ભુખ્યા રેહતા, બહુજ સીજદા કરવાના સબબથી તેઓના કપાળ ઉંટના ગોઠણ જેવા ગઠ્ઠાવાળા થઇ ગયા હતા, રાતના તેઓ ઉભા થઇ ઇબાદત કરતા, સીજદા કરતા, પરવરદીગાર પાસે મુનાજાત કરતા. અને જહન્નમની આગથી નજાત મળવાની દોઆ માગતા હતા, ખુદાની કસમ તેઓની એવી હાલત હોવા છતાં જોયું કે તેઓ ડરતા અને બીહતા હતા જાણે કે તેઓના કાનમાં દોઝખની આગની અવાજ આવતી, અને જ્યારે તેઓની રૂબરૂ ખુદાનું નામ લેવાતું ત્યારે તેઓ ઝાડની જેમ ધરૂજતા હતા, અને આ વાએઝ પછી તે જનાબને છેલ્લા દમ સુધી કોઇએ હસતા જોયા નથી.

અને એજ હઝરતથી મરવી છે કે મોઅમીન છે તે હમેશા બે બ્હીકમાં હોય છે, એક બ્હીક એ ગુનાહથી કે જે તેણે કર્યા છે અને નથી જાણતો કે તે ગુનાહ વીશે ખુદા શું કરશે, અને બીજી બ્હીક છેવટની ઉમરની છે કે તે નથી જાણતો કે બાકીની ઉમ્મરમાં શું કરીશ ને મારાથી કેવાં કામ થશે, તો તે હમેશાં બ્હીક અને ખૌફમાં રહ્યા કરે છે. અને એજ હઝરતે ફરમાવ્યું છે કે ખુદાથી એવી રીતે ડર કે જાણે તું તેને જુવે છે, અને અગર તું તેને જોતો નથી તો તો જાણ કે તેતો તને જુવેજ છે અને જો એમ જાણ કે તે તને નથી જોતો તો કાફેર થઇ જઇશ, અને જો તું એમ જાણે છે કે તે તને જુવે છે તે છતાં જો તું ગુનાહ કરે તો એવું છે કે જાણે તુ તેને તમામ જોનારા કરતાં હલકો ગણે છે, કેમકે લોકોની દેખતાં તું ગુનાહ કરતો નથી, અને લોકો તારા ગુનાહથી જાણીતા થવાને તું ચાહતો નથી.

હાસલ કલામ ખૌફની ફઝીલત અને તે વીશે અખબાર બેશુમાર છે, અને તેનુંજ બયાન કરવાથી જુદીજ કીતાબ લખવી જોઇએ, ટુંકમાં એ કે ઇલ્મ તકવા અને પરહેઝગારી રોવું રજા (ઉમ્મીદ)ની ફઝીલત હદીસોમાં વારીદ થઇ છે તેથી ખાસ ખૌફની ફઝીલત નીકળતી નથી. કેમકે એ ચીજમાંની કેટલીક ચીજ્જો ખૌફનું કારણ છે, કેટલીક ચીજોથી અસર પેદા થાય છે, જેમકે ઇલ્મ અને મારેફત ખૌફનું કારણ છે, તકવા પરહેઝગારી અને રોવું તે, તેનો અસર છે, રજા (ઉમ્મેદ) તે તેની સાથે લાઝીમ છે, તો

જેને જે ચીજની ઉમ્મેદ નહીં હોય તેને તે ન મળવાનો ખૌફ પણ નહીં હોય, અને ખૌફની ફઝીલત અને તારીફમાં જે કાંઇ બયાન થયું તે એ વખતેછે કે જ્યારે હદથી વધી ન જાય, અને અગર ખરી અને ઘટતી હદથી વધી જાય તો તેની મઝીમ્મત અને બુરાઇ છે, જેમકે કોરડો છે તે બચ્ચાઓને કેળવણી માટે અને હયવાનને ચલાવવા માટે મારવામાં આવે છે તેની હદ મુકરરર થીએલીછે, જો હદ કરતાં ઓછા મારે તો બચ્ચું બગડી જાય અને સીખે નહીં, અને હદથી વધારે મારે તો તેને પીડા થાય છે અને સુધરવાને બદલે બગડે, તેમજ હયવાનને હાકવા માટે પણ છે કે વચલો દરજ્જો રાખવો જોઇએ, તો ખૌફ છે તે ખુદાનો કોરડોછે કે તે બંદાઓને ઇલ્મ અમલ અને ઇબાદત તરફ હાંકે છે તે કરવા તત્પર કરે છે, કે તેથી ખુદાની નજીકીનો રૂતબો હાસીલ થાય, તો એ ખૌફ કે ખુદાનો કોરડો છે તેની પણ મુકરરર કરેલી એક હદ છે, કે તેથી વધારે ઘટારે થાય તો મફાતે બદલે નુકશાન થાય છે, તેની હદ એટલીજ છે કે ઇનસાનને મજકુર સીફાતો વાળો કરે, જો તેથી ઓછો હોય તો ફાયદો થોડો થાય છે બલકે બીલકુલ થતો નથી, જેમકે પુષ્ટ અને મજબુત હયવાનને નાનો ઝીણી સોટી મારે તો તે તેને દેખાશે પણ નહી અને તેથી તેને કાંઈ અસર નહીં થાય, એજ પ્રમાણે સ્ત્રીઓનો ખૌફ છે અને નરમ દીલ છે કે જ્યારે કાંઇ મુસીબતની વાત સાંભળો તો તરત રોવે છે અને તે વાત ખલાસ થઇ કે રોવાનો અસર પણ દેખાતો નથી, તેમજ માણુસને કાંઇ બહીકની વાત કહે તો તે ડરે છે અને જ્યારે તે વાત ખલાસ થઇ તો એ ડરવાની નીશાની પણ રેહતી નથી, તો ખુદાનો એવો ખૌફ રાખવો તે નકામો ફાયદા વીનાનો છે, તેનો દાખલો એ છે કે જ્યારે મજલીસ વીગેરેમાં ખુદાના અઝાબનું અને દોઝખનું બયાન થાય ત્યારે દીલ નરમ થાય છે અને અઝાબથી ખૌફ પેદા થાય છે, પણ જ્યારે મજલીસ તમામ થઇ ત્યારે એનો અસર બાકી રેહતો નથી એટલે જે જે બાબત વીશે અઝાબ બયાન થયો તે તે મુકી આપતો નથી અને જે ન કરવામાં જહન્નમની સજા બયાન થઈ તે કરતો નથી તો એ ખૌફ તે ખૌફ નથી, એવા ખૌફનું હોવું ન હોવું સરખુંજ છે, અને હદથી વધીજવામાં ખુદાની રહમતથી નાઉમ્મેદ થવાનું કારણ છે તો એવો પણ ખૌફ રાખવો જોઇયે નહીં, કેમકે જો એવે દરજ્જે પહોંચે તો કુફર અને ગુમરાહીમાં ફસાઇ જાય છે જેમકે તે વીશે ખુદાએ કુરઆનમાં ફરમાવ્યું છે કે અલ્લાહની રહમતથી કોઇ નાઉમ્મેદ નથી થતું પણ કાફરોની કોમ, અને એમાં કશો શક નથી કે જ્યારે ઇન્સાન એવી હદ ઉપર પહોંચે ત્યારે ઇબાદત અને નેક અમલ મુકી આપે છે, કેમકે જે ચીજની ઉમ્મેદ ન હોય તે કરવા દીલ વધતું નથી બલકે કંટાળો આવે છે, અને જ્યારે તેની આશા મુકી આપે ત્યારે તે વીશેના કામની આળસ થાય છે એટલે સુધી કે તમામ અમલ મુકી આપે છે, હાંસલકલામ એવો ખૌફ નકામો બલકે નુકશાનકારક અને ખરાબ છે, શરા તેમજ અક્કલવાળાની પાસે મઝીમ્મત કરવા લાયક છે, અને એ ખૌફ એવો છે જેમકે બચ્ચાઓને એટલો માર મારે કે તેના અંગનો કોઇ ભાગ ભાંગી જાય અથવા તે મરી જાય તો એવો માર મારવો મઝીમ્મત કરવા લાયક છે.

## ફસલ ૨૫ મી.—ખૌફ હાસીલ કરવાના તરીકા.

જ્યારે ખૌફની ફઝીલતથી માહીતગાર થયો અને તેની બુઝુરગી જાણીનો હવે તેનાં સાધનો શોધી કાઢી તે મેળવવામાં કોશીશ કર, અને તે મેળવવાના કેટલાક તરીકા છે, પણ પહેલે આ મતલબ વીશે કેટલાક દાખલા આપું છું, જેમકે રસ્તામાં શેર બેઠો હોય પણ તે ત્યાં છે એવી કોઇને ખબર નહોય, અથવા ખબર તો હોય પણ તે ફાડી ખાયછે તે વાત જાણતો ન હોય, અથવા સેજસાજ વાત સાંભળી હોય કે શેર ઇનસાનને ઇજા પહોંચાડે છે પણ તે વાતને લાંબી મુદ્દત થઇ હોય અને એ વીશે ખ્યાલ રહયો ન હોય તો એવો શખસ તે રસ્તેથી નીકળતા બીહીશે અને ડરશે નહીં, અને એમ પણ બને છે કે એ સર્વે વાતથી વાકેફ છે અને શેર રસ્તામાં બેઠો છે એવી ખબર પણ છે પણ પોતાની પાસે તલવાર હોય અને પોતે બહાદુર અને ચાલાક હોય તો પોતાના જોર વીગેરેની મગરૂરીના સબબથી ડરતો નથી, હવે જે શખસ શેરની સીફત જાણે છે અને તેને દફે કરવાની શક્તી રાખતો નથી તે તેનાથી ડરે છે અને ભાગે છે, અને એમ પણ બને છે કે શેર ફાડી ખાય છે એમ જાણતો નથી પણ તે જુવે છે કે સમજુ અને અક્કલવાળા તેનાથી બીહે અને ભાગે છે, જેમકે બચ્ચુ સાંપને જુવે તો તેને પકડવા ચાહે છે પણ તે જુવે કે તેનાં માબાપ સાંપને જોઇને ડરીને ભાગે છે જો કે બીજું કાંઇ સમજતુ નથી કે આ ઝેરી છે તે કરડવાથી મરી જવાશે કે ઇજા થશે. હવે જેણે શેર વીશે થોડી બાબત સાંભળી હોય તો તે વીશે ખ્યાલ રાખતો નથી પણ જ્યારે લોકો વાતો કરે કે શેર ફાડી ખાયછે અને ઉપાડી જાય છે વીગેરે વીગેરે તો તે વખતે તે વધારે બીહીતો અને ડરતો રહે છે, તેમજ જે જોરાવર છે અને તલવાર પણ પાસે રાખે છે અને શેરને મારીને નસાડી દેવાની તાકત અને હીમ્મત રાખે છે તેને એમ પણ ખબર પડે કે વખતે ગફલતમાં આવી ગયા તો શેર ફાડી નાંખશે અથવા ઘા ચુકી જાય તે પણ બનવા જોગ છે, વખતે કુદીને ઉપર ચડી બેસે અને ઘા કરવાની ફુરસત ન મળે એમ પણ થઇ શકે છે તો તે વખતે એવો શુરવીર પણ તેથી બીહીને ચાલશે.

જ્યારે એ દાખલા તારા ધ્યાનમાં ઉતર્યા અને બરાબર સમજી ગયો તો હવે જાણ કે ખુદાથી ખૌફ ઓછો રાખવાનાં ત્રણ કારણ છે, ૧—એ કે ખુદાની અઝમત અને જલાલથી બેખબર હોવું, અને તે બદલો લેશે અને સજા કરશે તેથી વાકેફ ન હોવું, અને એ વીશે પુરૂ યકીન અને ખરો એતેકાદ ન હોવો. ૨—એ કે કયામતમાં હીસાબ દેવો પડશે તે વીશે ગફલત અને ભુલ અને ત્યાંના અઝાબ તરફ ધ્યાનનું ન હોવું, ૩—પરવરદીગારની રહમત ઉપર ભરોંસો અને સંપુર્ણ ખાત્રી હોવી, અથવા પોતાના અઆમાલ અને નેકીયો ઉપર મગરૂર હોવું, હવે એનો ઇલાજ ઉપર શેર વીશે જે જે દાખલા બયાન કર્યા તેના ઉપર ધ્યાન કરે તો સમજાઇ આવે છે, અને ખૌફ હાસીલ કરવા માટે તરીકા છે, ૧—એ કે ખુદાએ તઆલા ઉપર સંપુર્ણ મજબુત ઇમાન હાસીલ કરવું, અને કયામત તથા ત્યાં નેકી બદીનો બદલો મળશે એની ખાત્રી રાખવી, બેહીસ્ત દોઝખને હક સમજવા, તો જો આ ચીજો ઉપર ખરૂં અને સાચુ યકીન થયું તો જરૂર દોઝખથી ડર લાગશે

તેના અઝાબનો ખોફ હાસીલ થશે અને બેહીશ્તની ઉમ્મેદ થશે, અને તેથીજ દુન્યાની સખતી અને બલા ઉપર સબર થશે. અને જ્યારે સબર કરવાનું બની આવે તો ઇબાદત અને નેક અઅમાલ પણ થશે. અને જ્યારે ઇબાદત અને ઝીકરમાં મશગુલ થયો તો ખુદાએતઆલાની મોહબ્બત અને માઅરેફત હાસીલ થશે.

૨—એ કે હીસાબના દીવસને વારંવાર યાદ કરે, અઝાબનો ખ્યાલ કરે મૌતને નજરની સામે રાખે, અને આલમે બરઝખ કે જે મુદ્દત કયામત થતા સુધી કબરમાં પસાર કરવાની છે તેને યાદ કરે, અને કયામતના દીવસે બદલો લેશે તેને નજરની સામે રાખે અને કયામતના મયદાનમાં ગુનહેગારોનો કેવો હાલ થશે તે બાબે વીચાર અને ફીકર કર્યા કરે, અને કયામતના દીવસની બીક સખ્તીયો અને મુસીબતની હદીસોને જુવે.

૩—એ કે જે લોકો ખુદાથી ડરે છે અને તેનો ખોફ રાખે છે તેઓના અહવાલને જુવે, અને નબીયો અવલીયાઓના ખોફની હદ તો વાંચે અને વીચારે કે એ બુઝરગવારોનો ખોફ કેટલી હદ સુધી હતો અને એ ઉપરથી પોતાનો હાલ સુધારે. હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે કોઇ વખત એવો ન હતો કે જીબરઈલ મારી પાસે આવ્યા અને પરવરદીગારના ખોફથી ધરૂજતા ન હોય, એક વખત હઝરતે રસુલે ખુદાએ જીબરઈલને પુછ્યું કે શા માટે મીકાઈલને હરગીઝ હસતા જોતા નથી, તો જવાબ આપ્યો કે જ્યારથી જહન્નમ પૈદા થઈ છે ત્યારથી મીકાઈલ હસ્યા નથી, મરવી છે કે હઝરતે ઇબરાહીમ અ૦ કે તેઓ ખલીલુર રહમાન હોવા છતાં જ્યારે તેઓ નમાઝ પડતા હતા ત્યારે તેઓના દીલની અવાજ એક મૈલ છેટે જતી હતી, હઝરતે દાઊદ અ૦ થી એક બેહતર કામ તરક થયું તેથી જીવતા રહયા ત્યાં સુધી રોતા હતા અને હમેશા ગીરયાઅને ઝારી કરતા હતા, એક દીવસ એ બાબત યાદ આવવાથી બેઇખ્તીયાર ફરયાદ કરીને પોતાની જગોથી ઠેકડો મારી માથા ઉપર હાથ રાખી જંગલ અને પહાડો તરફ નીકળી ગયા અને એવી રીતે એટલે દરજે નવહો અને ઝારી કરવા લાગ્યા કે પશુ અને પંખી તેમજ વિકાળ પ્રાણીયો તેઓની અતરાફ ભેગા થઇ ગયા તો આપે ફરમાવ્યું તમો પાછા ચાલ્યા જાઓ તમારૂ કામ નથી હું એ લોકોને ચાહુછું કે જેઓ પોતાના ગુનાહો ઉપર રોવે છે, લોકોએ અરજ કરી તમો કયાં સુધી રડશો ? અને પોતાને કેટલી મુદ્દત રંજમાં રાખશો ? આપે ફરમાવ્યું મને મુકી આપો હું રોવાનો દીવસ આગળ આવવાની પહેલે રડી લઉ વીગેરે. હઝરતે યહયા અ૦ જ્યારે નમાઝ પડવા ઉભા રેહતા ત્યારે એટલું રડતા કે તેઓના રોવાથી ઝાડ અને ઢેફા રડતા હતા, અને તેઓ એટલું તો રોયા કે રોતા રોતા ગાલ ઉપર ખાડા પડી ગયા અને હોઠની અંદરથી દાંત દેખાવા લાગ્યા, તેઓની માતાએ એ ઝખમો ઉપર બેફાયા રાખ્યા કે આંસુ ઝખમ ઉપર ન પડે, અને એ બુઝરગવાર નમાઝ વખતે એટલું રોતા કે બેફાયા પલળી જતા હતા, અને તેઓની માતા બેફાયાને નીચોવતા હતા, જ્યારે તે નીચોવવાથી તેમાંથી આંસુનું પાણી નીકળતુ ત્યારે તેઓ કહેતા અએ ખુદાવંદા આ મારી આંખોનું પાણી છે આ મારી માતાજી છે તુ અરહેમુર રાહેમીન છો, અને હઝરતે રસુલે ખુદા સ૦ ને એટલે દરજે ખોફ હતો કે એ જનાબ વાંકા થઈ ગયા, એટલે સુધી કે હઝરત ચાલતા હતા તો લોક ગુમાન કરતા હતા કે રખેને હઝરત ભોંય પડી જશે. અને સાંભળ્યું હશે કે સય્યદે અવલીયા હઝરતે મુરતઝા અલી અ૦

ખુદાના ખૌફથી એક રાતમાં સીત્તેર વખત બેહોશ થઇ જતા હતા, એ બુઝરગવારની મુનાજાતો તેમજ હઝરતે ઇમામે ઝયનુલ આબેદીન અ૦ ની દોઆઓને સાંભળે તો તેઓના ખૌફ અને બાહીકનો હાલ માલુમ થાય, તો એ સાહેબો પાક પાકીઝા અને માઅસુમ હોવા છતાં આટલો ખૌફ રાખતા હતા તો વીચારો કે આપણા જેવાને કેવો અને કેટલો ખૌફ ગણવો જોઇએ ?

૪—એકે ઊંડી રીતે વીચારે અને ધ્યાનમાં આવે કે ખુદાની કઝા અને કદરની હકીકત અને તેના કામોની કુનેહ (ભેદ) સમજવાની શક્તી ઇનસાનને નથી, અને પરદાની પાછળ શું છે તેની કોઇને પણ ખબર નથી, ને ગુમાન અને અનુમાન મુજબ હુકમ કરવો તે ગલત છે, તો અનુમાન ક્યાં અને ગુમાન ક્યાં ? તો પોતાની ઇબાદત અને બંદગી ઉપર ખુશ થવાનું નથી પણ બેબાકી અને અદમકી છે, એટલુંજ નહીં પણ કોઇને તમામ જાતની બેરાત નસીબ થાય અને દુનીયાથી બીલકુલ સંબંધ ન રાખે અને ખુદાની ઇબાદતમાંજ મશગુલ હોય તો પણ તેને શું ખબર કે તેનો ખાતેમો કેવો થશે, અને કેમ ખાત્રી કરી શકાય કે તેનું દફતર ઉલટું નહીં થઇ જાય તેનો હાલ બદલી નહીં જાય, કેમકે કહેવત છે કે પાણીના વમળ અને જબર કરતા દીલનું વમળ વધારે સખત છે, ખુદાએતઆલા કુરઆને મજીદમાં ફરમાવે છે કે ખુદાના અઝાબથી કોઇ પણ બેખૌફ અને અમાનમાં નથી, તો બીચારા ઇનસાનનાં અનુમાન ક્યાં અને કઇ વાત ઉપર ભરોસો કરી શકે અને પોતાના હાલ ઉપર રોવું અને નવહો કરવો જોઇએ.

## ફસલ ૨૬ મી, ખાતેમો ખરાબ થવાના કારણો.

આની પહેલે બયાન થયું કે મ્હોટો પૈદા ખાતેમો ખરાબ થવાનો ખૌફ છે, અને ખાતેમો ખરાબ થવાના ઘણા કારણો છે તેમાં મુખ્ય ત્રણ કારણ છે કે તેથી ખાતેમો ખરાબ થાય છે એટલે તેના છેલ્લી ઘડી બરબાદ થઇ જાય તેને જહન્નમી કરી નાંખે છે.

૧—એ કે અંતઃકાળ વખતે ઇનસાનને જાત જાતના વહેમ અને શક ઉતપન્ન થાય છે અને એતેકાદમાં ખલલ પડી જાય છે, અને તેથીજ જહન્નમને કાબીલ બને છે, અને કોઇ એતેકાદની જરૂરી બાબતમાં શક કરે અને તે શક દુર થવાની પહેલે મરી જાય તો એવું પણ બને છે કે કાફર થઇને મરે, અને જેઓ ખુદા અને રસુલ ઉપર ઇમાન લાવ્યા છે અને કયામત હીસાબ કીતાબ બરહક જાણે છે અને તેની વધારે બારીકી વીના એ ચીજોનો એતેકાદ રાખે છે તેઓ એવા શકમાં પડી જવાથી વધારે છુટે છે, કેમકે તેઓ જે સમજ્યા તેના ઉપર દ્રઢ રહે છે, અને તેથીજ વારીદ છે કે ભોળા લોક બેહીસ્તમાં વધારે જશે, અને એજ કારણથી શરામાં વારીદ થયુંછે કે ખુદા અને તેની સીફાતો વીશે વધારે વીચાર અને ફીકર ન કરો કેમકે તમોને એટલી અક્કલ નથી કે તેની હકીકતને જાણો, ત્યારે બેહદા ખીયાલો કરી કરીને ખાડામાં ઉતરી જવના, હાંસીલ કલામ સહીહ તરીકો એ છે કે અસલ ઇમાન અને એતેકાદને સાહેબે વહીથી હાસીલ કરે એટલે જે બુઝરગવાર ઉપર વહી નાઝીલ થતી હતી તેઓના ફરમાન મુજબ એતેકાદ રાખે અને પોતાના બાતીનને ખરાબ અને બદ સીફાતોથી પાક કરે અને સાલેહ અને નેક અઅમાલમાં

મશગુલ થાય. અને પોતાની શકતીથી વધારે બાબત હોય અને પોતાને તે સમજવાની તાકત નહોય તેમાં વીચાર અને ફીકર કરે નહીં કે તેથી **"અલતાફે રબ્બાનીયાહ"** (ખુદાની મેહરબાનીયો) તેને નસીબ થાય.

**૨**—એ કે ઈનસાનનું ઇમાન ઝઈફ (નબળું) હોય, અને તે સબબથી ખુદાની મોહબ્બત તેના દીલમાં ઓછી હોય, અને ખુદાની મોહબ્બત કરતા બાલબચ્ચા અને દુન્યાની મોહબ્બત વધારે હોય, તો એવો શખસ રફતે રફતે દુન્યાની મોહબ્બતમાં ગરક થઇ જઇ ખુદાની મોહબ્બત રોજબરોજ રાખશે, અને તેથીજ નફસે અમ્મારા અને શયતાનથી ઉલટું વરતવાનો અસર બાકી નહીં રહે અને એજ કારણથી તેનું દીલ અંધકાર અને કાળુ થઇ જશે, અને દીલ સખત થઇ થંડુ અને ખરાબ થઇ જશે, એટલે સુધી કે નુરેઇમાન બીલકુલ દુર થઈ જશે, અને જ્યારે એવે દરજે પહોંચે અને છેલ્લો અંતકાળનો વખત આવે ત્યારે તે સમજે છે કે બાલબચ્ચા માલ દોલતથી જુદો થઇ જઇશ અને એ જુદાઇ ખુદા તરફથી છે તેથી એ ખુદાની થોડી મોહબ્બત પણ ચાલી જશે, એટલુંજ નહીં પણ મોહબ્બતને બદલે બુગ્ઝ અને ઇન્કાર થશે કેમકે તેની અને તેની વહાલી ચીજો ઓરત માલ બચ્ચાથી ખુદા જુદાઈ નખાવે છે. અને ખુદા સાથે વધારે મોહબ્બત નથી રાખતો કે તેને કઝા ઉપર રાજી રાખી શકે, તો એવો શખસ મરશે ત્યારે ખાતેમો ખરાબ થવાનો. અને ખુદાની પાસે એવી હાલતમાં જશે કે જેમ કોઈ ગુલામ ગુસ્સે થઇ ભાગી ગયો હોય અને તેને જબરાઇથી પકડીને લાવ્યા હોય, અને ખાતેમો ખરાબ થવાની બાબતમાં ખુદાએ કુરઆનમાં સુરએ તોબાની ૨૪ મી આયતમાં ફરમાવ્યું છે કે અય મોહમ્મદ સ૦ તુ કહે કે અગર તમારા દીકરા અને તમારા ભાઇ અને તમારી ઓરતો અને તમારા સગાવ્હાલા અને તમારા એ માલ કે જેને તમોએ કસબ કરી ભેગો કર્યો છે તથા વેહપાર કે તેને તમો બરબાદ થઇ જવાનો ભેફ કરો છો, અને તમારી હવેલીયો કે તેને તમો પસંદ કરોછો એ તમામ ચીજોને ખુદા અને તેના રસુલ તથા રાહેખુદામાં જહાદ કરવાથી વધારે દોસ્ત રાખોછો, તો તમો એટલે સુધી ઇન્તેજાર કરો અને વાટ જુઓ કે તમારા માટે દુનીયા તથા આખેરતમાં ખુદા અઝાબનો હુકમ આપે, અને ખુદા હીદાયત કરતો નથી એ કોમને કે જે ખુદાના હુકમથી બાહેર થઇ જવાવાળી છે, હાસલ કલામ દરેકને લાઝીમ છે કે ખુદાની મોહબ્બત મેળવવા કોશીશ કરે, અને પોતાના દીલમાં સરવે કરતા ખુદાની મોહબ્બત વધારે રાખે.

**૩**—એ કે બહુજ ગુનાહ અને નફસાનીયતની પયરવી છે કે તેથી ખાતેમો ખરાબ થાય છે કેમકે બહુજ ગુનાહ કરવાથી તેમાં ગરક થઇ જાય છે અને શહવતનો ગલબો વધારે થાય છે, અને તેનું કારણ એવી ચીજો સાથે વધારે મોહબ્બત રાખવાનું છે, અને ઇન્સાન જે ચીજની મોહબ્બત અને આદત કરે તે ચીજ મરતી વખતે તેના ખીયાલમાં રહે છે અને નજરે તરે અને ફરે છે, તો અગર ઇબાદત બંદગીમાં વધારે ધ્યાન હોય તો મરતી વખતે તેનું દીલ ઇબાદતમાં વળગેલું હોય છે, અને અગર ગુનાહના કામમાં વધારે મશગુલ હોય તો મરતી વખતે તેનું ધ્યાન એવી બાબતમાં લાગેલું હોય છે, તેમજ તેની આદત ઠઠ્ઠા મશકરીની હોય છે તો તેનું ધ્યાન મરતી વખતે તેમાં

ગુંતાએલુ હોય છે, એજ પ્રમાણે પોતાની હયાતીમાં જે જે ચીજ સાથે વધારે મોહબ્બત રાખે તે તે ચીજ વીશે મરતી વખતે વધારે ધ્યાન રહે છે, અને જ્યારે બંદાનો એવો હાલ છે તો ખરાબ કૃત્યમાં વધારે મશગુલ રહેતો હોય અને મરતી વખતે તેનોજ ખીયાલ હોય તો ખાતેમો ખરાબ થાય છે, હાસલ કલામ ઇન્સાનને લાઝીમ છે કે પોતાની આખી ઉમર નફસ સાથે જહાદ અને લડાઇ કરવામાં ગુજારે અને એમ કરી ગુનાહના કામથી અટકે, અને શહવતના મુળને દીલમાંથી ઉખાડી નાંખે, અને ઇલમ તથા અમલ ઉપર મજબુત રહે, અને પોતાના બાતીનને દુન્યાની બાબતોથી પાક અને સાફ કરે, અને દીલમાં ખુદાની મોહબ્બત પૈવસ્ત કરે, અને મરતી વખત કામ આવવા માટે એ ચીજનો સંગ્રહ કરે, કેમકે જે શખસ જેવી હાલતમાં જીંદગી કરશે એવી હાલતમાં મરશે અને જેવી હાલતમાં મરશે એવી હાલતમાં તેનો હશર થશે, અને એ બાબત અજમાવેલી છે અને ઘણી વખત જોએલી છે કે દરેકનું દીલ મરતી વખતે એવી બાબતમાં ગુંથાએલું હોય છે કે પોતાની જીંદગાનીમાં તે બાબતમાં વધારે મશગુલ રહેતો હતો, અને તેનો અસર તેનાથી જાહેર થાય છે, અને એજ કારણથી માઅરેફત વાળાઓને મ્હોટો ખોફ ખાતેમો ખરાબ થવાનો રહે છે, અને ડરે છે કે મરતી વખતે ખરાબ વીચારો અને ખીયાલો આવી એવી હાલતમાં રખેને મરી જાય, અને એજ કારણથી તેઓ અને પરવરદીગારની રહમત વચ્ચે પરદા પડી જાય, તો જેમ બને તેમ ખાતેમો ખેર થાય એવા કામ કરવા જોઇએ, અને જ્યારે ખાતેમો ખરાબ થવાની ઘણી બાબતો છે અને ઘણા જણ દુન્યાની મોહબ્બતમાં મશગુલ રહે છે તેથીજ કહેલું છે કે જે દુન્યામાં હલાક થઇ જાય છે તેનાથી અજબ થવાનું નથી પણ એનાથી અજબ થવાનું છે કે જે **નજાત** પામ્યો, અને હદીસમાં છે કે જ્યારે મોઅમીનની રૂહને ખેર અને ઇસલામમાં ઉપર લઇ જાય છે તો મલાએકા અજબ થાય છે; અને કહે છે કે આએ દુન્યાથી કેવી રીતે **નજાત** પામ્યો ? !!! કે જેમાં અમારામાંના નેક ફાની થઇ ગયા, અને અલીના હજરતના ફરમાનનો ભેદ જાહેર થાય છે કે ફરમાવ્યું કે તમામ જણ હલાક થનાર છે પણ આલીમો, અને તમામ આલીમો હલાક થનાર છે પણ પોતાના ઇલ્મ ઉપર અમલ કરનારા, અને ઇલમ ઉપર અમલ કરનારા હલાક થનાર છે પણ મુખ્લેસીન (ખાલીસ લોક) અને મુખ્લેસીન પણ મ્હોટી ખતર અને ફીકરમાં છે, અને એજ કારણથી રાહેખુદામાં શહીદ થવાને પસંદ કરતા હતા અને મફાજાત (અચાનક) ના મૌતથી અણગમો રાખતા હતા, કેમકે મફાજાતનું મૌત એવી હાલતમાં પણ થઇ શકે છે કે ઇન્સાન કોઇ ખરાબ બાબતના વીચારમાં હોય, અને શહાદત છે તે એવી ચીજ છે કે રાહેખુદામાં રૂહ કબજ થતી વખતે તેના દીલમાં ખુદાની મોહબ્બત સીવાય બીજુ કાંઇ હોતુ નથી, કેમકે ખુદા અને રસુલના હુકમથી લડાઇના મયદાનમાં જે જાય તે તેઓની ખુશનુદી માટેજ મરવું કબુલ કરે છે, આથી સાબીત થયું કે જે કતલ થવું મજકુર બાબત માટે ન હોય તે મજકુર ખતરથી બચશે એવી ખાત્રી થઇ શકતી નથી, કેમકે જ્યાં સુધી ખુદા અને રસુલની રઝામંદી માટે કતલ થવાનું ન હોય ત્યાં સુધી બેખોફ નથી.

હાંસલ કલામ દરેક જણ ઉપર લાઝીમ છે કે આ મ્હોટા ખતરથી નજાત મેળવે અને આતેમો ખેર થાય અને આકેબત નેક થાય એવા કૃત્ય કરે; અને તે એવી રીતે થઇ શકે છે કે મરતી વખતે પહેલે દીલને ખુદા તરફ લગાડે અને તેની મોહબ્બતથી દીલને પુરનુર કરે કે તેથી કાયમ અને દાયમની રસ્તગારી મળે, અને એ મળવા માટે જરૂર છે કે નફસની સાથે બહુજ જહાદ કર્યા કરે કે એમ કરી નફસને દુન્યાની શહવત અને મોહબ્બતથી અટકાવે અને ગુનાહોથી છેટે ભાગે, અને ગુનેહગારોના અહવાલ અને અંજામ ઉપર બહુ અને બહુજ ઊંડો વીચાર કરે, અને તેઓનો કેવો હાલ થશે તે હીકાયતો નકલો ઉપર ધ્યાન કરી બહુજ બચતો રહે, બલકે ખુદા સીવાય દરેક ચીજની મોહબ્બત દીલથી કાઢી નાંખે, અને દીલના ઘરને ખુદા સીવાય બીજાથી ખાલી કરે કે તેથી ખુદાની યાદનુંજ ધ્યાન રહે, અને આ સીવાય ખાતેમો ખેર થવાનો ભરોંસો ન રાખે, અએ દોસ્ત ગફલતની ઉંઘથી જાગૃત થા, તબીઅતની મસ્તીથી હુશયાર થા, નાપાયદાર દુન્યાની મોહબ્બત દીલથી દુર કર, પોતાના દીલને પરવરદીગારની મોહબ્બતથી આબાદ કર, આ દુન્યા બે દીવસ માટે માગેલ ઘર જેવી છે માટે જરૂરત જેટલી દુન્યા ઉપર કીનાઅત કર, અને જે મકાન મુકીને ચાલતો થઇશ ત્યાં ઉંડા મુળ ન નાંખ, ખાણા પીણામાંથી તારા માટે એટલુંજ બસ છે કે તારી જીંદમાની નભી શકે, અને વધારે ખાવાથી પરવરદીગારની નજીકીથી દુર અને હજુરીથી બે નસીબ થવાય છે, અને કપડામાંથી એટલુંજ બસ છે કે તારૂં અંગ ઢંકાય, અને તેથી વધારે ચાહવાથી ઈન્સાન આખેરતના કામથી અટકે છે, અને ઘર એટલુંજ બસ છે કે તને વરસાદ અને સુર્યના તાપથી બચાવે, અને એથી વધારે ચાહવાથી આખેરતના હમેશના ઘરને નુકશાન પહોંચે છે.

---

## ફસલ ૨૭ મી ખુદાની રહમતથી નાઉમ્મેદ થવાની ખરાબી.

ખુદાની રહમતથી નાઉમ્મેદ થવું તે મ્હોટી હલાક કરનારી સીફાતોમાંની સીફત છે, એટલુંજ નહીં પણ ગુનાહે કબીરા છે; અને ખુદાએતઆલાએ પોતાની કીતાબે કરીમમાં સાફ મનાઇ કરી છે, જેમકે ફરમાવ્યું છે કે—**"યા એબાદેય લ્લઝીન અસરફુઅલા અન્ફોસેહિમ, લાતકનતુમિર રહમતિલ્લાહ"** એટલે અએ એ બંદાઓ કે જેઓએ પોતાના ઉપર ઝુલમ અને ઇસરાફ કર્યો છે ખુદાની રહમતથી નાઉમ્મેદ થાઓ નહીં, અને બીજી જગ્યોએ ફરમાવ્યું છે તેનો ખુલાસો એ કે એ કોણ છે ! કે ખુદાની રહમતથી નાઉમ્મેદ થાય !! પણ ગુમરાહ લોક, બલકે કેટલી કોઇ આયતથી માલુમ થાય છે કે ખુદાની રહમતથી નાઉમ્મેદ થવું કુફર થવાનું કારણ છે, જેમકે ફરમાવે છે કે **"વલા યયઅસો મિર રવહિલ્લાહે ઇલ્લલ કવમલ કાફેરૂન"** એટલે ખુદાની રહમતથી નાઉમ્મેદ નથી થતા પણ કુફારની કોમ. મરવી છે કે એક શખસ બહુજ વધારે ગુનાહના સબબથી એટલો તો ડરી ગયો હતો કે ખુદાની રહમતથી નાઉમ્મેદ થઇ ગયો, તેને હઝરતે અમીરૂલ મોઅમેનીન અ○ ફરમાવ્યું કે અએ શખસ ખુદાની રહમતથી નાઉમ્મેદ થઇ ગયો તે તેં કરેલા ગુનાહ કરતાં બદતર (વધારે ખરાબ) છે. એક દીવસે હઝરતે રસુલે ખુદાએ ફરમાવ્યું હું જે જાણુંછું તે તમો જાણો તો થોડું હસો અને ઘણું રડો, અને જંગલો બીયાબાન તરફ નીકળી જાઓ અને પોતાની છાતીઓ કુટવા લાગો, અને પોતાના

પરવરદીગાર તરફ પનાહ લઈ જાઓ, આ વખતે જીબરઈલ નાઝીલ થયા અને અરજ કરી કે ખુદા ફરમાવે છે મારા બંદાઓને મારાથી નાઉમ્મેદ ન કરો. મરવી છે કે બની ઇસરાઈલમાં એક શખસ હતો તે લોકોને ખુદાની રહમતથી નાઉમ્મેદ કરતો હતો અને બહુજ ડરાવતો હતો, તો કયામતમાં તેને ખુદા ફરમાવશે કે આજે હું તને મારી રહમતથી નાઉમ્મેદ કરીશું જેમકે તેં મારા બંદાઓને મારાથી નાઉમ્મેદ કરી નાંખ્યા, તો આ સીફતની મઝીમ્મત માટે એટલીજ બાબત બસ છે કે ખુદાની દોસ્તી કે જે તમામ ફઝાએલમાં ઉત્તમ છે તેનાથી અટકાવેછે, કેમકે જ્યાં સુધી કોઇ કોઇથી ઉમ્મેદવાર ન હોય ત્યાં સુધી તેને દોસ્ત રાખતો નથી. તેમજ ખુદાની સાથે બદગુમાન (ખરાબ અનુમાન) રાખવું તે પણ ખરાબ છે જેમકે આગળ બયાન થશે, અને એથી પણ આ સીફતની મઝીમ્મત નીકળે છે.

હાંસલ કલામ દરેકને લાઝીમ છે કે આ ખરાબ સીફતથી છેટે રહે અને તેનાથી બચે. અને આનો ઇલાજ એ છે કે તેથી ઉલટી સીફત મેળવે એટલે રજા અને ખુદાની રહમતની ઉમ્મેદવારીની સીફત હાસીલ કરે, અને આને રજા કહે છે, અને રજાથી મતલબ પ્યારી ચીજ મળવાની ઉમ્મેદથી દીલનું ખુશ થવું છે, પણ જ્યારે ઈનસાન પ્યારી ચીજ મળવાના ઘણા સામાન ભેગા કરે ત્યારે તેને રજા અને ઉમ્મેદવારી કહે છે, જેમકે વાવવા જેવા સારા ઊંચા ઘઉં જમીનમાં વાવીને તેને તેના વખતસર પાણી પીવરાવીને ઉમ્મેદવાર રહે કે આમાંથી ઘઉં સારા થશે. અને જે ચીજનો સામાન તૈયાર કર્યો નહોય તે છતાં તેની ઉમ્મેદ રાખે તે રજા નહીં કહેવાય બલકે તેને ગોરૂર અમે બેવકુફી કેહવાશે કેમકે જમીનમાં કાંઇ વાવ્યા વીના લણવાની ઉમ્મેદ રાખવી અથવા ખરાબ ચીજ વાવીને સારી ચીજની ઉમ્મેદ રાખવી તે બેવકુફી અને મુર્ખાઇ શીવાય બીજું કાંઇ કહેવાશે નહીં, અને અગર કાંઇ સામાન કર્યો છે એને કાંઇ નથી કર્યો તો તે પ્યારી ચીજ મળવાની બાબત શકમાં રહી તો તે મળશે કે નહીં તે બાબતની ખાત્રી રહી નહીં, જેમકે સારી સાફ જમીનમાં ઘઉં વાવ્યા પણ પાણી પીવરાવવામાં કમી કરી હવે તે બરાબર ઉગશે કે શી રીતે તે બાબત શકમાં રહી.

જ્યારે આ વાત ધ્યાનમાં ઊતરી સારે જાણ કે દુન્યા છે તે આખેરતની ખેતી છે, ઇન્સાનનું “દીલ” જમીન સમાન છે, અને “ઈમાન” છે તે “બી” સમાન છે. અને ઇબાદત પાણી સમાન છે કે જે થકી જમીનને સૈરાબ કરે છે, અને જમીનને જેમ ખડ કાંટા અને પાણા કાંકરાથી સાફ કરે છે તેમજ દીલની જમીનને ગુનાહ અને નાફરમાનીથી પાક અને સાફ કરવી જોઇએ, જેવી રીતે ખડ વીગેરે સારો પાક થતા અટકાવે છે તેમજ ગુનાહ ઈબાદતના સારા ફળ થતા અટકાવે છે, અને કયામતનો દીવસ લણવાનો છે, તો જેવી રીતે ખેડુત અનાજની ઉમ્મેદ રાખે છે તેમજ દરેક બંદાએ બખશીશની ઉમ્મેદ રાખવી જોઇએ, તો જે ખેડુત પાક સાફ જમીનમાં અનાજ વાવે તેને તેના ટેમસર પાણી પાઇ તમામ આફતોથી બચાવી જાળવી રાખી તેની લણવાની મોસમમાં સારૂં અને ઘણું અનાજ થવાની ખુદા પાસે ઉમ્મેદ રાખે છે તેનેજ “રજા” કહે છે, અને અક્કલવાળા તેને પસંદ કરે છે અને તેની તારીફ કરે છે, તો તેમજ જે બંદો પોતાના દીલની જમી-

નને ખરાબ સીફાતોના કાંટા પથરા વી૦ થી પાક સાફ કરે પછી તેમાં ઈમાનનું બી વાવે, અને તેમાં ઇબાદતનું પાણી પીવરાવે પછી પરવરદીગારની મેહરબાનીનો ઉમ્મેદવાર રહે કે તેને ખરાબ થતાં અટકાવી આખેરતમાં ઉમદા નજાતનું ફળ આપે કે તેને રજા કહે છે અને તે પસંદ કરવા અને તારીફ કરવા લાએક છે.

હાંસલ કલામ હદીસો અને અખબારો કે જે રજા અને ઉમ્મેદવારી વીશે વારીદ થીએલ છે તે એ શખસ માટે છે કે જે નેક અઅમાલ કર્યા કરે અને દુન્યાની લઝ્ઝત ઉપર ફરેબ ન ખાય, તો અએ બીરાદરે જાન હોશમાં આવ કે તને શયતાન ફરેબ ન આપે અને તને ઇબાદત અને બંદગીથી અટકાવે નહીં, અને નબીયો અને બુઝુરગોના અહવાલ તરફ નજર કર અને તેઓ ઇબાદતમાં જે મેહનત અને કોશીશ કરતા હતા તે ઉપર ધ્યાન કર અને જો કે પોતાની ઉમર પરવરદીગારની ખીદમતમાં કેવી રીતે સરફ કરતા હતા અને રાત દીવસ પોતાને કેવી સખતીયો અને રંજમાં નાંખતા હતા, અને ઇબાદત બંદગીમાં મશગુલ રહેતા હતા, અને દુન્યાની લજ્જતોથી આંખ બંદ રાખતા હતા, અને બલા તથા મોહબ્બતનું શરબત પીતા હતા, અટલું બધું કરવા છતાં ખુદાના બાફથી બેચૈન અને હયરાન રહેતા હતા તેઓની આંખોમાંથી પાણીનાં ઝરરા વેહતા હતા, શું તેઓ જાણુતા ન હતા ? કે ખુદા ગફુરૂર રહીમ છે, તેઓ ખુદાની બખશીશની ઉમ્મેદ રાખતા ન હતા ? કસમ છે ખુદાની તેઓ મારા અને તારા કરતાં ઘણે દરજે વધારે આ બાબતોથી માહીતગાર હતા, અને આપણા કરતાં ઘણી વધારે ઉમ્મેદવારી રાખતા હતા, પણ જાણુતા હતા કે રંજ ખેંચ્યા અને ઉપાડયા વીના અંજ મળી શકતો નથી, અને એ પણ સમજતા હતા કે ઇબાદત અને તાઅતના દસ્તાવેજ વીના રહમતની ઉમ્મેદ રાખવી તે તદન બેવકુફી અને નાદાની છે.

હવે હદીસો અને અખબાર જે ઉમ્મેદ અને રજાની ફઝીલત વીશે વારીદ થીએલ છે તેમાંથી કેટલીક અહીંયા બયાન કરવામાં આવે છે, જાણવું જોઈએ કે એ મતલબની હદીસો બેશુમાર છે અને તેની ચાર કોસમ (જાત)છે, ૧—એક ખુદાની રહમતથી નાઉમ્મેદ થવાની મનાઈ વારીદ થઇ છે જેમકે ઉપર બયાન થયું ૨—એ કે ઉમ્મેદવારી અને રજા વીશેની હદીસો વારીદ થઇ છે જેમકે મરવી છે કે એક શખસનો અંતઃકાળનો વખત હતો તે વખતે હઝરતે અમીરૂલ મોઅમેનીન અ૦ તેના સીરાને હાજર હતા, તેણે અરજ કરી કે હું પોતાને જાઊંછું કે ગુનાહોથી ડરૂંછું અને પરવરદીગારની રહમતની ઉમ્મેદ પણ રાખુછું, હઝરતે ફરમાવ્યું આવા વખતે બંદાના દીલમાં અવી બીક અને ઉમ્મેદ ભેગી થતી નથી પણ એ કે ખુદા તેની ઉમ્મેદ પુરી કરે છે અને જે ચીજથી ડરે છે તેથી બચાવે છે, હઝરતે રસુલે ખુદા સ૦ થી મરવી છે કે કયામતના દીવસે ખુદાવંદે આલમ બંદાને ફરમાવશે કે તેં જ્યારે બુરાઇ જોઈ ત્યારે તેનાથી મનાઇ કરવાથી કઇ ચીજે અટકાવ્યો ? તે વખતે અગર એવો ઉઝર કરશે કે પરવરદીગારા તારાથી ઉમ્મેદવાર હતો અને લોકોથી ડરતો હતો, તે વખતે ખુદા ફરમાવશે કે તારા આ ગુનાહ માફ કરી આપ્યા, વળી એજ હઝરતથી મનકુલ છે કે એક શખસને જહન્નમમાં દાખલ કરશે ત્યાં તેને હજાર વરસ સુધી અઝાબ થશે, પછી એક દીવસ પોકાર કરી કહેશે કે યા હન્નાનો યા મન્નાનો, તે વખતે ખુદાએતઆલા જીબ્રઈલને કેહશે કે મારા બંદા પાસે જઇ તેને મારી પાસે લાવ, જીબ્રઇલ તેને લાવીને પરવરદીગારની પાસે અરજ કરવાની જગોએ ઉભો કરશે, તે વખતે ખીતાબે ઇલાહી થશે કે તારી જગો કેવી

હતી ? અરજ કરશે કે ખરાબ જગ્યો હતી, પછી હુકમ થશે જાઓ તેને પાછો તેની જગ્યોએ લઇ જા, તે બંદો જહન્નમ તરફ ચાલનો થશે પણ ચાલતા ચાલતા પાછળ જોતો જશે; ખુદાએતઆલા ફરમાવશે શા માટે પાછળ જુવે છે ? તે અરજ કરશે જ્યારે તેં મને જહન્નમથી બાહેર કાઢયો તો હવે ઉમ્મેદ હતી કે પાછો ત્યાં નહીં મોકલીશ, તે વખતે આવાજ આવશે કે તેને બેહીસ્તમાં લઇ જાઓ, અને એજ હઝરતથી મરવી છે કે ખુદાએતઆલાંએ ફરમાવ્યું જે બંદાઓ સવાબની ઉમ્મેદથી ઇબાદત કરે છે તેઓએ પોતાની ઇબાદત ઉપર આધાર રાખવો નહીં, કેમકે અગર ઇબાદતમાં બહુજ કોશીશ કરે અને આખી ઉમ્મર પોતાના નફસને બંદગી માટે મેહનતમાં નાંખે તોપણ મારી પાસેથી જે કરામત અને બેહીસ્તની નેઅમતો ચાહે છે તેના મુકાબલામાં એ ઇબાદત પુરી નહીં પડે, પણ જોઇએ કે મારી રહમત ઉપર ભરોંસો રાખે અને મારા ફઝલો કરમની ઉમ્મેદ રાખે, અને મારી સાથે હુસ્નેઝન (નેક અનુમાન) રાખે, કે જો એમ હશે તો તેઓને મારી રહમત પહોંચશે, અને તેઓને ખુશનુદી અને બખશીશ પહોંચાડીશ, અને અફ્વ (માફી) નું ખીલઅત પેહરાવીશ, કેમકે હું છું પરવરદીગારે રહમનો રહીમ, અને મેં મારૂં એ નામ રાખ્યું છે.

હઝરતે ઇમામે મોહમ્મદે બાકેર અ૦ મરવી છે કે મેં હઝરતે અલી ઇબ્ને અબી-તાલેબ અ૦ ની કીતાબમાં જોયું છે તેમાં લખ્યું છે કે હઝરતે રસુલે ખુદા સ૦ મીમબર ઉપર તશરીફ લઇ ગયા અને ફરમાવ્યું કે એ ખુદાની કસમ કે જેના શીવાય બીજો કોઇ ખુદા નથી કોઇ મોઅમીનને દીન અને દુન્યાની ખૈર આપવામાં આવીનથી પણ "હુસ્ને ઝન" ના સબબથી (એટલે તેણે ખુદાની સાથે નેક બાબતોની ઉમ્મેદ રાખી) અને મોઅ-મેનીનની ગીબત કરવાથી પરહેઝ કરવાથી, અને એજ ખુદાની કસમ કે કોઈ મોઅમીનને તોબા કરવા પછી અઝાબ નથી કરતો પણ એ બદગુમાનના સબબથી કે ખુદાની સાથે રાખનો હોય, અને ખુદાની રહમતનો ઉમ્મેદવાર રહેતો ન હોય, અને મોઅમેનીનની ગી-બત કરતો હોય, અને તેઓ સાથે ખરાબ વર્તણુકથી ચાલતો હોય; અને એજ ખુદાની કસમ કોઈ બંદો ખુદા સાથે નેક ગુમાન નથી રાખતો પણ ખુદા તેના એ ગુમાન પ્રમાણે તેની સાથે વરતે છે, કેમકે ખુદા કરીમ છે અને તમામ ખૈરાત અને સારાં બાબતો તેનાજ હાથમાં છે. અને તેને શરમ આવે છે કે મોઅમીન નેક ગુમાન રાખનો હોય તે તેના ગુમાનને ઉલટું કરે અને તેની ઉમ્મેદ પુરી ન કરે. માટે ખુદા સાથે નેક ગુમાન રાખજો અને તેની તરફ ચાહના રાખશો. ૩—જી એ કે કુરઆને શરીફની આયતો અને નબવી હદીસોમાં સાફ જાહેર થયું છે કે મલાએકએ મોકર્રબીન અને અનબીયાએ મુર-સલીન મોઅમેનીન માટે ખુદા પાસે બખશીશ ચાહે છે, અને અલબત્તા તેઓની દોઆ પરવરદીગારની દરગાહમાં કબુલ છે, ખુદાએતઆલા ફરમાવે છે કે ફીરીશ્તાઓ પોતાના પરવરદીગારની તસબીહ કરે છે, અને જમીન ઉપરના બંદાઓ માટે તેની પાસે બખશીશ ચાહે છે, હ૦ રસુલે ખુદા સ૦ ફરમાવ્યું છે કે મારી હયાત અને વફાત તમારા માટે ખૈર છે, કે હયાતમાં તમોને શરીઅતના અહકામ બયાન કરૂંવી૦ અને મારી વફાત પછી તમારા અમલ મારી પાસે આવશે તેમાં નેક અમલ જોઇ ખુદાનો શુકર કરીશ અને બદ અમલ જોઇને તમારા માટે બખશીશ માંગીશ.

૪—થી એ કે જ્યારે બંદો ગુનાહ કરે છે ત્યારે મલાએકા તે લખવામાં ઢીલ કરે છે, કે શાયદ પસતાએ અને ઇસ્તીગફાર કરે, હઝરતે ઇમામે મોહમ્મદે બાકેર અ૦ થી મરવી છે કે જ્યારે બંદાથી ગુનાહ થાય છે ત્યારે સવારથી તે સાંજ સુધીના વખત જેટલીવાર તે લખવામાં ઢીલ કરે છે કે જો ત્યાં સુધી ઇસતીગફાર કરે તો લખતાં નથી અને હઝરતે ઇમામે જાઅફરે સાદેક અ૦ થી મનકુલ છે કે જે કોઇ ગુનાહ કરે તેને સાત દીવસ સુધી મોહલત આપવામાં આવે છે, અને જો ત્રણ વખત "અસ્તગફેરૂલ્લાહલ્લઝી° લાએલાહ ઇલ્લાહોવલ હૈય્યુલ કૈય્યૂમ" પડે તો એ ગુનાહ લખતા નથી.

૫—મી એ કે મોઅમેનીનની નજાતનો વસીલો અને ગુનેહગારોને ઉમ્મેદવારીનું કારણ છે તે શાફેએરોઝે કયામતની શફાઅત છે કે તેઓ પયગમ્બરે રઉફો રહીમ અને આઇમ્મએ તાહેરીન છે, કે જ્યારે કયામતનો દીવસ બરપા થશે, ત્યારે ખુદાની દરગાહમાં ગુનેહગારોની બખશીશની દોઆ કરશે, અને ખુદાએ મેહરબાને શફાઅતનો જે વાયદો કર્યો છે તે મુજબ તેઓની શફાઅત કબુલ ફરમાવશે, જેમકે તેણે પોતાના હબીબને ફરમાવ્યું છે કે "વલસવફ યોઅ્તીક રબ્બોક ફતરઝા" એટલે નજીક છે કે અલબત્તા તારો પરવરદીગાર એટલી બક્ષીસ તને અતા કરશે કે તુ રાજી અને ખુશનુદ થઇશ, અને આ આયતની તફસીરમાં છે કે હઝરતે મોહમ્મદે મુસ્તફા સલ્લલ્લાહો અલયહે વઆલેહી વસલ્લમની ઉમ્મતમાંનો એક શખસ પણ જહન્નમમાં જશે તો તેઓ રાજી નહીં થાય

હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું છે કે મેં મારી શફાઅત મારી ઉમ્મતમાંનાં કબીરા ગુનેહગારોની શફાઅત માટે સંગ્રહ કરી રાખેલ છે, ખરેખર આ એવી બશારત છે કે મોઅમેનીનની આંખ રવશન અને દીલ તેઓના ખુશી ખુશી થઇ જાય, મોઅમેનીન કેમ ખુશી ન થાય! કે અવા મ્હોટા આલીશાન પયગમબર શફાઅત કરનાર અને ઉમ્મતના હામી અને મદદગાર છે જેમકે શાએરે કહ્યું છે કે—

ચે ગમ દીવારે ઉમ્મતરા કે બાશદ ચું તુ પુશ્તીબાં*
ચે બાક અઝ મવજ બહરારાં કે બાશદ નુહ કશ્તીબાં*

ખુલાસો એ કે ઉમ્મતની ભીતને જ્યારે હ૦ મોહમ્મદ સ૦ જેવો ટેકો હોય ત્યારે શાનો ગમ હોય ? અને હ૦ નુહ અ૦ જેવા વહાણ ચલાવનાર હોય ત્યારે દરયાના મોજાની શાની બીક હોય ?

૬—ઠી એ કે શીઆહ માટે ખુશખબરી વારીદ થઈ છે કે તેઓને હમેશા દોઝખમાં રાખવામાં નહીં આવે, અને હઝરતે રસુલે ખુદા સ૦ અને તેઓની અહલેબૈતની મોહબ્બત એવી છે કે અઝાબથી નજાત અપાવશે ગમે તેવા અને ગમે એટલા ગુનાહ કર્યા હશે તોપણ નજાત પામશે.

૭—મી એ કે આયતોથી સાબીત થાય છે કે ખુદાએતઆલાએ જહન્નમની આગ કાફરો માટે ખલ્ક કરી છે, અને ખુદાના દુશમનો સીવાય બીજુ કોઇ જહન્નમમાં દાખીલ નહીં થાય, અને પોતાના દોસ્તોને તેનાથી ડરાવે અને બીક અપાવે છે, જેમકે ફરમાવે છે "ઝાલેકયોખવ્વેફુલ્લાહો બેહીએબાદોહુ" એટલે ખુદાએતઆલા જ-

મની આગથી પોતાના બંદાઓને ડરાવે છે, અને ફરમાવે છે. **"વત્તકુન્નારલ્લતી ઓઇદ્દત લિલ્કાફેરીન"** એટલે તમો ડરો જહન્નમની આગથી કે તે કુફ્ફાર માટે તૈયાર કરવામાં આવી છે, અને ફરમાવે છે. **"લા યસ્લાહા ઇલ્લલ અશ્કલ્લઝી કઝ્ઝુમ વતવલ્લા"** એટલે જહન્નમની આગમાં નહીં પડે પણ બહુજ શકી (બદબખ્ત) કે જે પરવરદીગારને જુઠ લાવે અને તેથી મોઢું ફેરવે.

૮—મી એ કે તેની મગફેરત અને રહમત ઘણીજ મ્હોટી અને ઓહળી હોવા વીશે વારીદ થયું છે, જેમકે ફરમાવે છે કે—**"ઇન્ન રબ્બક લઝુ મગફેરતીન લિન્નાસે અલા ઝુલ્મેહીમ"** એટલે ખરેખર પરવરદીગાર મગફેરત અને બખશીશનો સાહેબ છે ખાસ એ બંદાઓ માટે કે જેઓએ ગુનાહ કર્યા છે.

મરવી છે કે ખુદાવંદે આલમે હઝરતે રસુલે ખુદા સ૦ ઉપર વહી નાઝીલ ફરમાવી કે તારી ઉમ્મતનો હીસાબ કયામતમાં તને સોંપી દઇશ હઝરતે અર્ઝ કરી કે તેઓ માટે મારા કરતા તુ બેહતર છો તેઓનો હીસાબ તુજ કરજે, તે વખતે ખીતાબ થયો કે જ્યારે આમ છે તો તેઓ વીશે હું તને શરમીંદા અને ખજેલ નહીં કરૂં, એક વખત હઝરતે રસુલેખુદાએ પોતાની જીભ મુબારકથી આ શબ્દો કાઢ્યા **"યાકરીમલ્અંફ્વ"** તો જીબરઇલે અરઝ કરી તેના અર્થ જાણો છો? તેના અર્થ એ છે કે બંદાઓની બદીયોને પોતાની રહમતથી **"અફ્વ"** (માફી) કરે છે અને તે પછી પોતાના **કરમ** (મેહરબાની)થી તે બદીઓને બદલીને તેની નેકીયો કરે છે.

મરવી છે કે જ્યારે બંદો ગુનાહ કરીને તૌબા કરે છે ત્યારે ખુદાએતઆલા મલાએકાઓને ફરમાવે છે કે મારા બદાને જુવો કે તેનાથી ગુનાહ થઇ ગયો પછી સમજ્યો કે તેનો પરવરદીગાર છે કે તે ગુનાહોને માફ કરી આપે છે અને તેનો બદલો પણ લીએ છે, તો તમો ગવાહ રહો કે તેને બખશી આપ્યો, અને હદીસે કુદસીમાં છે કે ખુદાએ ફરમાવ્યું મેં ખલ્કને એટલા માટે પૈદા કરી છે કે મારાથી ફાયદો ઉપાડે, અને મેં તેઓથી કાંઇ ફાયદો લેવા પૈદા નથી કરી જેમકે શાએર કહે છે કે—

મન ન કરદમ ખલ્ક તા સુદી કુનમ=બલકે તાબર બંદગાન જુદી કુનમ*

અને મનકુલ છે કે અગર બંદાઓ ગુનાહ ન કરે તો ખુદાએતઆલા બીજી ખલ્કતને પેદા કરે કે તેઓ ગુનાહ કરે અને તેઓને બખશી આપે, **"નાજી"** અરજ કરે છે કે ગુનાહગારોને કેવા કેવા દીલાસા અને ઉમ્મેદ અપાવે છે કે તેથી તેઓ ગુનાહથી તૌબા કરી માફી ચાહે, અને નાઉમ્મેદ થઇ જઇ ગુનાહ કર્યા ન કરે, જો બખશીશનો દરવાજો ખુલ્લો ન હતેતો લોકો હદથી વધારે ગુનાહ કરતે કેમકે જ્યારે એક ગુનાહ થયો અને માફ થવાની ઉમ્મેદ ન હોય ત્યારે કેહશે કાંઇ નહીં એક તેમ બે તેમ ચાર આખર જહન્નમમાં તો નાખશે ત્યારે ભલે જુવે તે કરે એમ થઇ જાય, પણ જ્યારે તૌબા માટે દરવાજો ખુલ્લો છે અને તેની રહમત અને બખશીશ ઓહળી છે ત્યારે ગુનાહ થતાજ બંદો પસતાઇને તૌબા કરી લેશે કે ઝટ માફ થઇ જાય, અને બીજી વખત ગુનાહ કરતા શરમાશે, સુબ્હાનલ્લાહ તેણે જે જે બાબતો મુકરરર કરી છે અને ફરમાવી છે તેમાં એવી એવી હીકમત ભરી છે કે જેની હદ નથી, હાસલકલામ તેની મેહરબાની રહમત અને બખશીશનો ઉપયોગ એ ન કરવો કે ખુદા એવો રહીમ અને બક્ષવાળો છે ત્યારે લ્યો

ગુનાહ કર્યા કરીએ તે માફ કર્યા કરશે, નાતા અએ બીરાદરેજાન તે શયતાનનો ફરેબ છે એમ કરીને તે મરદુદ આપણને ગુનાહમાં ફસાવા ચાહે છે, અને વધારે ગુનાહ કરીને ખુદાને ગુસ્સામાં લાવરાવવા ચાહે છે, તે ગફ્ફાર છે તેમજ કહહાર પણ છે એ યાદ રાખજે, હા ગુનાહ થઇ જાય તો નાઉમ્મેદ ન થજે બલકે જુવે તેવા ગુનાહ થઇ જાય તેની રહમતથી નાઉમ્મેદ થઇશ નહીં બલકે તરત ગીરયાવઝારી કરીને માફી ચાહજે અને તોબા કરી લેજે.

હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે એ ખુદાની કસમ છે કે જેના કબજામાં મારી જાન છે પોતાના ફરઝંદ ઉપર મેહરબાની કરનાર "મા" કરતા તે ખુદા પોતાના બંદાઓ ઉપર વધારે મેહરબાન છે. હદીસોમાં વારીદ થયું છે કે કયામતને દીવસે ખુદાએતઆલા એટલી બક્ષીશ કરશે અને ગુનેહગારોને મુકત કરશે કે કોઇના દીલમાં એ વીશે વીચાર પણ થયો નહીં હોય, એટલે સુધી કે શયતાનને પણ બક્ષીશની ઉમ્મેદ થશે. અને આ બાબતની આયતો અને હદીસો ઘણી બેશુમાર વારીદ થઇ છે, અને આ સરવેનું બયાન થઇ શકતું નથી.

**૯**—મી એ કે હદીસોમાં વારીદ થયું છે કે દુન્યામાં જે જે બલામુસીબત દુઃખ સખતી અને બીમારી મોઅમીનને થાય છે એટલે સુધી કે પથ્થર સાથે ઠેસ વાગે છે એ સરવે તેના ગુનાહોનો કફ્ફારો થાય છે, હ૦ રસુલે ખુદા સ૦ ફરમાવ્યું છે કે તાવ છે તે જહન્નમની આગની દુરગંધ છે, અને જહન્નમની આગમાંનો ભાગ મોમીન માટે એટલોજ છે, એટલે તેને તાવ આવે એટલે જહન્નમનો ભાગ મળી ચુકયો.

**૧૦**—મી એ કે હદીસોમાં છે કે **ઇમાન** હોવાના સબબથી ગુનાહ નુકસાન નથી પહોંચાડતો, જેમકે **કુફ્ર** હોવાથી અમલ ફાયદો નથી પહોંચાડતો; એટલે ઇમાનવાળો ગુનાહ કરે તો ઇમાનના સબબથી તેને અઝાબ નહીં થાય કેમકે ઇમાન છે તે તેને **નજાત** અપાવશે, અને **કુફ્ર**વાળો નેકીયો કરે તો કુફ્રના સબબથી તેને **નજાત** નહીં મળે કેમકે કુફ્ર છે તે તેને જન્નતમાં જવાથી અટકાવે છે.

**૧૧**—મી એ કે ખુદાની સાથે નેક ગુમાન રાખવાની હદીસો વારીદ થઇ છે જેમકે તે વીશે આગળ બયાન થઇ ગયું, તેમાંથી એ પણ છે કે હઝરતે રસુલે ખુદાએ ફરમાવ્યું કે ખુદાએતઆલા ફરમાવે છે કે હું મારા બંદાના ગુમાનની આગળછું માટે મારી સાથે જુવે તેવો મારાથી ગુમાન રાખે, અને એજ હઝરતથી મરવી છે કે આપે ફરમાવ્યું જોઇએ કે તમારામાંનો કોઇ પણ મરે નહી પણ એ કે ખુદા સાથે નેકગુમાન રાખતો જોઇએ.

મનકુલ છે કે એક આલીમને કોઇએ સ્વપ્નામાં જોયા તેઓને પુછયું હકતઆલાએ તમારી સાથે શું કર્યુ? જવાબ આપ્યો જ્યારે મારી રૂહ કબજ કરી ત્યારે ખીતાબ થયો કે અએ શેખ બદકીરદાર તેં આમ કર્યું તેમ કર્યું વી૦ તે વખતે મને એટલો તો ખોફ થયો કે જેની હદ ન હતી, મેં અરજ કરી તારા પયગમ્બરથી આવી હદીસ મને મળી નથી, હકતઆલાએ પુછયું તો કેવી હદીસ મળી છે? મેં કહ્યું મને એવી હદીસ પહોંચી છે કે તારા પયગમ્બરે કહ્યું કે જીબરઈલે મને કહ્યું છે કે ખુદાએતઆલા ફરમાવે છે કે હું મારા બંદાઓના ગુમાનની નજીક છું. માટે મારી સાથે જેવો ગુમાન કરશે તે પ્રમાણે

હું તેની સાથે વર્તીશ,. અને મને એવો ગુમાન હતો કે તું અઝાબ નહીં કરીશ, તે વખતે હકતઆલાએ ફરમાવ્યું મારા પયગમ્બરે રાસ્ત કહ્યું અને જીબરઇલે રાસ્ત કહ્યું અને તેણે પણ રાસ્ત કહ્યું અએ મલાએકાઓ આને જન્નતમાં લઈ જાઓ અને હુરાઓ તથા ગીલમાનોમાં દાખલ કરો. અએ મોઅમેનીન સાંભળ્યું? ખુદાએતઆલા કેવો મેહરબાન છે?!! જેમ બને તેમ તેને પોતાથી રાજી રાખવાના કામ કરો, તે નારાજ થાય એવા કામથી છેટે ભાગો, જરા વીચારો કે દુન્યાના કોઇ હાકીમને રાજી કરીએ તો આપણી ઉપર કેટલી રહમ અને મ્હેરબાની કરે છે કે માલા માલ કરી આપે છે, હાલનો તાજો દાખલો સાંભળો "હીદાયતુલ મોઅમેનીન" માસીકના ગયા માશના અંકમાં લખે છે કે જુનાગઢના વઝીર બહાઉદ્દીનભાઇ પોતાની વૃધવસ્થામાં થોડા રોજમાં મક્કા શરીફ હજ કરવા જનાર છે, તેમની લાંબા વખતની નોકરીની કદર જાણી ના૦ નવાબ સાહેબે તેઓને રૂ ૩ લાખ આપવા ઇરાદો જણાવ્યો છે, તો જ્યારે દુન્યાના હાકીમ પોતાની સારી તાબેદારી કરનારની એવી કદર જાણે કે (આ ઝમાનામાં) એવી ભારે રકમ બક્ષીશ આપે તો જે તમામ જહાનનો માલીક માલેકુલ મુલ્કની સારી તાબેદારી કરીયે તો શું જન્નત ન આપે? અલબત્તા આપે!! વાંચો "સુરએ રહમાન" અને તેનો તરજુ તથા તફસીર જુવો કે તેણે ફરમાવ્યું છે કે "વલેમનખાફ મકામ રબ્બેહી જન્નતાન" અને એ શીવાય તાબેદારો અને ફરમાંબરદારો માટે ઘણા ઉમદા ઉમદા વાયદા આપેલા છે, જુવો કે દુન્યામાં કોઇ શેઠ બે ચાર કે પાંચ સાત વરસની બધણી કરી નોકરી રાખે અને તે વાયદો કરેકે બંધણી પુરી થાએ હું તને ઘણુ સારૂ ઇનામ આપીશ તો નોકર એટલું તો ધ્યાન આપીને કામ કરે છે કે જેની હદ નથી એ છતાં કે તે જાણે છે કે એ વાયદો વફા કરવામાં ઘણી આફતોનો સંભવ છે. ૧-વખતે શેઠ ફરી જાય અને વાયદો વફા ન કરે ૨-વખતે શેઠ ખુદાની રહમતે પહોંચે તો પાછળ કોઈ કાંઇ આપવાનું નહીં. ૩-વખતે શેઠનું દીવાળું નીકળ્યું તો વાયદો કયાંથી વફા કરી શકે? ૪-વખતે નોકર પોતેજ મરી ગયો તો કોણ ઇનામ લેવાનું! ૫-અને એ તમામ આફતો ન આવીને ઇનામ મળ્યું તો તે કોણ વાપરવાનું! ૬—મળ્યા પછી ચાલ્યું જાય તો? ૭-પોતે વાપરવા ન પામે તો? તો જે વહમી અને ગુમાની બાબત વળી જુજ દીવસ કામ આવનાર ચીજ માટે એટલી તો ફરમાંબરદારી કરે કે તેની ફરમાબરદારી માટે થઇ તમામ જહાનના માલીકને નારાજ કરે, અને જે કાયમ અને દાયમની કામ આવવાની ચીજ કે જેની બહુજ જરૂર છે તે મળવામાં જરા પણ કોશીશ કરવી નહીં એ છતાં કે તેના માટે મજકુર આફતોમાંની એ કે આફતનો સંભવ નથી તો તે કેટલી ભુલ છે? અએ અલ્લાહના બંદા જરા પોતાના નફસ ઉપર રહમ કર અરે આ ચામડી અને હાડકા કે જરા સરદી કે ગરમી વધારે હોય તો ખમી શકતા નથી તે જહન્નમની આગ કેવી રીતે સહન કરી શકશે? માટે જેમ બને તેમ આખેરતનો સામાન કરી લે, અરે તારા માલીકને તારાથી રાજી કરી લે કે આખર તેની પાસે જવું છે.

૧૨—મી એ કે હદીસોમાં વારીદ થયું છે કે કયામતના દીવસે મોઅમેનીન અને શીઆહઓ ઉપરથી કુફ્ફારો અને અહલેબેત અ૦ ના દુશમનોને ફીદા કરશે. અને શીઆહના ગુનાહો એ લોકો ઉપર લખશે, અને તેઓને જહન્નમમાં નાખશે અને શીઆહઓ નજાત પામશે, જેમકે મરવી છે કે હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે મારી ઉમ્મત ઉમ્મતે મરહુમા (રહમ થીએલી) છે, અને તેના માટે આખેરતમાં અઝાબ નથી અને તેઓને દુન્યામાં જે બલા અને સખતીઓ વી૦ પહોંચે છે તે અઝાબના બદલામાં છે, અને જ્યારે કયામત થશે ત્યારે મારી ઉમ્મતમાંના દરેક શખસને કુફ્ફારમાંનો એક એક જણુ આપીને કહેશે કે આગથી આ તારો ફીદીઓ છે, અને અહલેબેત અ૦ ની હદીસોમાં વારીદ થયું છે કે નાસેબીન અને અમો અહલેબેતના દુશમનોએ અમારા શીઆહ ઉપર જે ઝુલ્મ કર્યા છે અને તેઓને બદ બોલ્યા છે તેઓને શીઆહ ઉપરથી ફીદા કરશે, હઝરતે ઇમામે જાઅફરે સાદેક અ૦ થી મરવી છે કે કયામતને દીવસે અમારા શીઆહમાંથી એક જણુને લાવશે કે તેણે અમારી મોહબ્બત સાંચવી હશે અને બેરાદરે મોઅમીનના હક અદા કર્યા હશે પણ ઇબાદત બંદગીમાં કોતાહી કરી હશે, તેની સામે અમારા દુશમનોમાંથી એકસો માણસ અથવા તેથી વધારે એટલે સુધી કે હજાર જણુને લાવીને કહેશે કે જહન્નમની આગથી તારા માટે આ ફીદયા છે, પછી તે મોઅમીનને બેહીસ્તમાં લઈ જશે અને એ નાસબીઓને જહન્નમમાં દાખલ કરશે. અએ ગોઅમેનો હાં ! ગફલતમાં ન રહો જાગો અને અવી બાબતોથી મગરૂર થઈ ન જાઓ કેમકે અવી અવી બાબતોની ઉમ્મેદ અને ખુદાની રહમત અને મગફેરતની ચાહના રાખવી પણ ક્યારે ? ઇબાદત અને બંદગી કર્યા પછી, એ સીવાય અવી ઉમ્મેદો રાખવી તે મગરૂરી અને બેવકુફી છે, જેમકે હદીસો અને આયતોથી એ બાબત સાબીત છે, જેમકે ખુદા ફરમાવે છે કે જેઓ ઇમાન લાવ્યા અને પયગમ્બરની તાબેદારી કરી અને રાહે ખુદામાં કુફ્ફારો સાથે તથા પોતાના નફસો સાથે જહાદ કરી તેઓ પોતાના પરવરદીગારની રહમતના ઉમ્મેદવાર છે, હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું છે કે જે કોઇ મનોવીકારની તાબેદારી કરે અને ખુદાથી ઉમ્મેદ પણ રાખે તે બેવકુફ છે, એક શખસે હઝરતે ઇમામે જાઅફરે સાદેક અ૦ ની ખીદમતમાં આવીને અરજ કરી કે એક કોમ એવી છે કે ગુનાહ કરે છે અને એમ પણ કહે છે કે અમોને ખુદાથી ઉમ્મેદ છે, અને હમેશા તેઓનો એવોજ હાલ છે એટલે સુધી કે એવીજ હાલતમાં મરી જાય તો તેઓ માટે શું ફરમાવો છો ? આપે જવાબ આપ્યો એ લોકો ખોટા છે તેઓ ઉમ્મેદ રાખતા નથી, કેમકે એ ચીજની ઉમ્મેદ રખાય કે જે મેળવવા માટે કોશીશ કરે અને જે જે ચીજથી ડરે છે તેથી પરહેઝ કરે છે. મતલબ એ કે જો અઝાબથી ડરતા હોય તો ગુનાહથી પરહેઝ કરે, અને ખુદાની રહમતની ઉમ્મેદ રાખતા હોય તો રહમ મેળવવાના કામ કરે અને રહમતથી છેટે થવાના કૃત્યો તજી દીયે, અને એક શખસે એજ હઝરતને અરજ કરી કે તમારા દોસ્તોમાંથી એક કોમ ગુનાહ કરે છે અને કહે છે અમો ઉમ્મેદવાર છીએ હઝરતે ફરમાવ્યું ઝુઠું કહે છે તેઓ અમારા દોસ્તો નથી, તેઓ એ કોમ છે કે તેઓને લાંબી લાંબી આશાઓએ હયરાન કર્યા છે, અને જે કોઇ કોઇ ચીજની ઉમ્મેદ રાખે છે તે તે મેળવવા માટે અમલ કરે છે, અને એજ હઝરતથી મરવી છે કે મોઅમીન જ્યાં સુધી

ખૌફ અને ઉમ્મેદ ન રાખે ત્યાં સુધી મોઅમીન નથી, અને ખૌફ અને ઉમ્મેદ એ વખતે સમજશે કે જે વખતે જેનાથી ડરે છે તેનાથી પરહેઝ કરશે અને જેની ઉમ્મેદ રાખે છે તે મેળવવાના આઅમાલ કરશે.

## ફસલ ૨૮ મી ખૌફ અને રજા કેટલી રાખવી.

જાણવું જોઈએ કે ખૌફ અને રજા બન્ને સીફાતો તારીફ કરવા લાએક છે, અને તે બન્નેની ફઝીલત છે, અને તેનું કારણ એ છે કે ઇન્સાનને ઇબાદત અને બંદગી કરવા વળગાડે અને આતુર કરે છે, અને ગમગીન દીલની દવા થાય છે, અને એ બન્ને સીફાતો દરેક જણમા એક સરખી હોતી નથી, અને જેને ખૌફ અને બ્હીકથી ઇબાદત કરવા આતુર કરે છે તેના માટે રજા કરતા ખૌફ વધારે ફાયદાકારક છે, અને કોઇને રજા (ઉમ્મેદ) નેક કામમાં વળગાડે છે તેના માટે ખૌફ કરતા રજા વધારે ફાયદાકારક છે, અને જે શખસ ખુદાના અઝાબથી નીર્ભય હોય તેના માટે સલાહ એ છે કે ખૌફની સીફત હાસીલ કરે, અને જે શખસ ખુદાની રહમતથી નાઉમ્મેદ થયો હોય તેના માટે સલાહ એ છે કે રજાની સીફત હાસીલ કરે, અને જે શખસ ગુનાહોમાં ડુબેલો હોય અને મનોવીકારો તાબે થયો હોય તેને જરૂર છે કે ખૌફની સીફત મેળવે, અને જે જાહેર તેમજ ખાનગી ગુનાહ કરતો ન હોય તેના માટે સલાહ એ છે કે ખૌફ અને રજા બન્ને સરખે ભાગે રાખે. ખુલાસો એ કે જે સીફતથી ખુદાની વધારે નજદીકી હાસીલ થાય તે સીફત મેળવવી વધારે જરૂરી છે, અને બન્નો સરખી રાખવાથી હાલ સુધરતો હોય તો વધારે સારૂં એજ છે કે બન્ને સીફત સરખી રાખે, જેમકે એવા લોકોની તારીફમાં ખુદાએ ફરમાવ્યું છે કે **"યદઉન રબ્બોહુમ ખૌફન વતમઆ"** એટલે પોતાના પરવરદીગારને ખૌફ તેમજ ઉમ્મેદથી યાદ કરે છે, અને હઝરતે અમીરૂલ મોઅમેનીને પોતાના એક ફરઝંદને ફરમાવ્યું કે અયે ફરઝંદ ખુદાથી એટલો ખૌફ કર અને જાણ કે અગર તમામ જમીનના લોકોની ઇબાદત જેટલી ઇબાદત કરે તો પણ તે કબુલ ન કરે, અને તેનાથી ઉમ્મેદ પણ એટલી રાખ કે અગર તમામ દુન્યાના લોકોના ગુનાહો જેટલા ગુનાહ કર્યા હોય તો પણ તને માફ કરી આપશે, હારીસબીન મોગીરા કહે છે કે હઝરતે ઇમામે જાફરે સાદેક અ૦ ને અરજ કરી કે લુકમાનની વસીયતોમાં શું હતું ? આપે ફરમાવ્યું તેમાં અજબ અજબ ચીજો હતી, તેમાં સરવેથી વધારે અજબ એ બાબત હતી કે તેણે પોતાના છોકરાને વસીયત કરી કે ખુદાથી એવી રીતે ખૌફ કરે કે અગર જીન્નાત અને ઇન્સાનના બન્નો ટોળા જેટલા અઅમાલ સાથે લઇને જઇશ તો પણ એવું જાણ કે તારા ઉપર રહમ નહી કરે, પછી આપે ફરમાવ્યું મારા વાલીદે કહ્યું કે કોઇ મોઅમીન નથી પણ એ કે તેના દીલમાં બે નુર હોય છે, એક નુર "ખૌફ"નું અને એક નુર "ઉમ્મેદ"નું અને એ બન્નેનું વજન સરખુ છે, હાસલ કલામ એ સરવેથી જાહેર થયું કે ત્રણ જણ માટે ખૌફ કરતા **રજા** (ઉમ્મેદ) ની સીફત અફઝલ અને વધારે સલાહવાળી છે. ૧—એ શખસ માટે જે વાજીબ કામો બજાવી લાવતો હોય અને હરામ કામથી પરહેઝ કરતો

હોય, પણ તેનો નફસ સુન્નત ચીજો બજાવી લાવવાથી સુસતી અને આળસ કરતો હોય; તો તેવા શખસને જોઇએ કે ખુદાએ મુકર્રબ લોકો માટે જે જે ચીજનો વાયદો કર્યો છે અને મોહટા દરજા મુકર્રર કર્યા છે એ મેળવવા આતુર રહે કે તેથી નેક કામો તરફ તેનું દીલ લાગશે અને સુન્નત કામમાં પણ આળસ અને સુસતી નહીં કરે, ૨—એ કે પોતાની ઉમ્મરને ગુનાહોના કામમાં ગુજારી હોય અને પોતાનું આમાલનામું કાળું કર્યું હોય અને એ કારણથી નજાતથી નાઉમ્મેદ થઇ ગયો હોય, અને જ્યારે જ્યારે તવબા કરવા ચાહે ત્યારે ત્યારે શયતાન મલઉન તેને ફરેબ આપે કે અરે આટલા બધા ગુનાહ કર્યા હવે તવબા કરીને શો ફાયદો ? હવે તવબા કબુલ નહીં થાય, અને એવા વસવસાથી ન તવબા કરે છે ન નેક અમલ કરે છે, કેમકે તેને ડરી જાય છે કે જહન્નમમાં તો નાખશે તો હવે નેક કામ કરીને શા માટે સખતી વેઠવી ? દીન તો ખોયું હવે દુન્યાની તો મજાહ કરી લઇએ, તો એવા શખસે ખુદાની રહમતથી નાઉમ્મેદ થવું જોઇએ નહીં બલકે જેમ બને તેમ તેની મગફેરત બક્ષીસ અને રહમતની ઉમ્મેદ રાખી થીએલા ગુનાહથી તવબા કરે અને નેક કામમાં મશગુલ થાય, તેની રહમતનો દરયા ઘણો મોહટો છે એક નજરમા સીત્તેર વરસના ગુનાહ માફ કરી આપે છે, ૩—એ કે એટલો બધો ખોફમાં આવી ગયો હોય અને ડરી ગયો હોય કે તેથી હલાક થઇ જાય, અને બહુજ ખોફના સબબથી તેને અંગમાં નુકસાન થવાની બીક હોય તો તેવા શખસે ખુદાની રહમતની ઉમ્મેદ રાખી બહુજ હદપાર બીહીવું નહીં, હવે આ ત્રણ ટોળા સીવાય બીજાઓ કે જેઓ ગુનાહના કામ કરતા ન હોય તેઓ માટે બેહતર એ છે કે ખોફ અને રજા સરખે ભાગે રાખે, અને જેઓ શયતાનના ફરેબમાં આવી મગરૂર અને ગફલત બની ગીઆ છે, અને રાત દીવસ રમત ગમતમાં મશગુલ છે, અને નેક કામ કરતા નથી ગુનાહોમાં ગીરફતાર રહે છે, ન હલાલથી કામ ન હરામથી ડર, ન ખુદાનો ખોફ અને ન આખેરતની ચાહના જેમકે આ ઝમાનામાં ઘણા લોકોનો રીવાજ છે અને એવી રીતે વરતેછે, તેઓને ખુદાની રહમત અને રજા વીશે કહી શીખ અપાવવો તે તેઓ માટે ઝેર સમાન છે, કેમકે એતો વાંદરાને નીસરણી આપવા જેવું બલકે દારૂ પીવરાવ્યા જેવું થાય, એટલુંજ નહીં પણ બીલાડીને પાંખ આપવા જેવું બને, એક તો શયતાનના ફરેબમાં ફસાઇ ગુનાહો ઉપર ગુનાહ કરતા હોય ન નમાઝ પડે ન રોઝા રાખે ન મજલીસમાં આવે, અને નાટક ચેટક રાગ રાગણી નાચ રંગ અને રાંડોના રાગ સાંભળવાં અને ખુબસુરત માઅશુકા ગોતવાથી કામ હોય તેઓને જો એવી વાત કરે કે ખુદાની રહમત આવી મોહળી છે તો તે તેનો શુકર અને તવબા કરવાને તો છાપરે મુકી આપે અને પોતાના હરામ કામોમાં વધારે હીમ્મતવાન થાય, માટે એવા શખસોની દવા રજા નથી બલકે ખોફ અને બીહીક અને જહન્નમનો અઝાબ સંભળાવવો કે તેથી વખતે આંખ ઉઘડે અને ગફલતની નીંદ્રામાંથી જાગ્રત થાય, અસલ કલામ જે શખસ લોકોને વાએઝ કરતો હોય તેને સઝાવાર છે કે દરેક શખસની બીમારીને ઓળખે અને એ બીમારીના કારણને જાણે અને લોકોના મીઝાજને સમજે, અને જેના માટે જે દવા મુનાસીબ હોય તે દવા આપે, પણ એક લાકડીએ સરવેને હાંકે નહીં અને એવી દવા આપે નહીં કે બીમારી ઘટાડવાને બદલે વધી પડે, અને આ ઝમાનામાં તો ખોફનું બયાન કરવું, કેમકે ખોફ અપાવાનો ઝમાનો છે. કે લોકોને

ખુદાના અઝાબથી ડરવવા અને વાએઝે ખાસ ખુદાની ખુશનુદી માટે લોકોને હીદાયત થાય એવી વાએઝ કરવી લોકોને સારી લાગે અને વાહ વાહ કરે અને તેનાથી ગુસ્સે ન થાય અને તેનાથી રાજી રહે એવી વાએઝ કરવી નહીં, જો તેમ કરે તો મતલબી વાએઝ થઇ, તેમાં ખુદાની ખુશીનું કારણુ રહ્યું નહીં.

**નાજી** કહે છે કે આ બયાન લખ્યું છે તે મેઅરાજુસ્સઆદહમાં છે ન કે મારા તરફથી ઘડયુ છે, જેમકે તેની અસલ ફારસી ઇબારત નમુના તરીકે વાંચો "**પસ દર મીસલે રોઝગારેમા બાયદ સઇ દરબયાન અસબાબે ખોફ નમુદ, વમરદુમરા અઝ અઝાબે ઇલાહી તરસાનીદ, નઇંકે કસ્દ અઝ મવએઝા દસ્ત આવુરદને દીલે મરદુમ બાશાદ, વ ચશ્મદાશત આફરીનો તહસીન અઝઇશાન**" વીoવીo તો એવી મતલબી વાએઝ કરીને લોકોને તથા પોતાને હલાકતમાં નાખે નહીં, પણુ જ્યાં એવા લોક ન હોય, બલકે ગુનાહોને તરક કરતા હોય વાજેબાત બજાવી લાવતા હોય અને રહમતનું બયાન કરવાથી ગુનાહો કરવામાં હીમ્મતવાન થતા ન હોય એવી જગ્યોએ અલબત્તા શક નથી કે ખુદાના બંદાઓને તેની રહમતનું બયાન કરીને ઉમ્મેદવાર કરવા તે અફઝલ અને અવલા છે કેમકે ખોફ અને બીકથી જે ઇબાદત થાય તેના કરતા ઉમ્મેદવારી અને રજાથી થાય તે બેહતર છે, અને ખુદાની દરગાહનો વધારે મોકરરબ બંદો એ છે કે જે તેને વધારે દોસ્ત રાખે છે, અને દોસ્તી ખોફથી થતી નથી પણુ રહમત અને ઉમ્મેદથી થાય છે, અને એજ કારણુથી ખુદાએ એક કોમને ખુદા સાથે બદગુમાની રાખવાથી ઠપકો આપ્યો, અને એ વીશેની હદીસો આગળ બયાન થઈ છે જેમકે અખબારમાં આવ્યું છે કે ખુદાવંદે કરીમે હo દાઊદ અo ને વહી કરી કે જે કોઇ મને દોસ્ત રાખે તેને દોસ્ત રાખ, અને લોકોને મારા દોસ્ત કર, અરજ કરી કે પરવરદીગારા લોકોને તારા દોસ્ત કેવી રીતે કરૂં ? જવાબ મળ્યો મારા એહસાન મારી બક્ષીસ મારી નેઅમતો અને મારી ભલાઈ તેઓને યાદ અપાવ. લખે છે કે એક બુઝુરગવાર હમેશા લોકોને ખુદાની રહમતનું બયાન સંભળાવતો અને તેઓને ઉમ્મેદવાર કરતો, જ્યારે તે મરી ગયો તો તેને કોઇએ સ્વપ્નામાં જોયો, તેણે કહ્યું મને ખુદા પાસે લઇ ગયા, તે વખતે મને પુછયું શા કારણથી લોકોને રહમતનું બયાન સંભળાવી ઉમ્મેદવાર કરતો હતો ? મેં અરજ કરી કે મેં ચાહ્યું કે લોકોના દીલમાં તારી મોહબ્બત પૈદા કરૂં, આ સાંભળીને ખુદાએ કહ્યું મેં તને બક્ષી આપ્યો, હાસલ કલામ ખોફ કરતા રજા અને ઊમ્મેદવારી અફઝલ છે, ખુદાની મોહબ્બત તેની રહમતના સબબથી થાય છે, ન ખોફથી, પણુ લોકોમાં અને ખાસ કરીને આ ઝમાનામાં ગુનાહોના ગાંસડા બંધાય છે મગરૂરી બેશુમાર છે તો તેઓના હાલ માટે વધારે સલાહ કારક ખોફ છે કે તેઓને ગુનાહ તજાવી ઇબાદત અને નેક કામો તરફ દોરે એટલો ખોફ બતાવવો જોઇએ, અને એ મરવાનો વખત થવાની પહેલા સુધી છે, પણુ જ્યારે મરવા પડે ત્યારે તો ખુદાની રહમતનો ઊમ્મેદવાર કરવો જોઇએ કેમકે ખોફ છે તે અમલનો ચાબુક છે, અને મરતી વખતે ચાબુક કામનો નથી કેમકે એ વખતે કાંઈ અમલ થઇ શકતો નથી, અને ખોફ બતાવ્યાથી ખુદાની મોહબ્બતમાં ઘટાડો થાય છે, અને જરૂર છે કે ખુદાની મોહબ્બતમાં દુન્યાથી કુચ કરે, કે જેથી તેની મુલાકાતનો શોખ રહે.

## ફસલ ૨૯ મી, ઓફ અને રજા મેળવવા વીશે.

જ્યારે તને ખબર પડી કે ઓફ અને રજાથી ઘણા ફાયદા છે, અને તેના ગુણ કેવા કેવા છે તે પણ સમજ્યો, તો હવે જાણકે રજા મેળવવા ચાહનાર આથી પહેલે આવી ગયા મુજબ ઉમ્મેદની બાબતોમાં વીચાર અને ફીકર કરે અને ઉંચા મનથી નહીં પણ શાંત મનથી ઉંડા વીચાર કરી દીલમાં નકશ કરી લીએ, અને વારંવાર એજ ખી-યાલ કર્યા કરે, અને ખુદાએ પોતાના બંદાઓને દુન્યામાં જે બેશુમાર નેઅમતો આપી છે તેના ઉપર ધ્યાન કરે, એટલુંજ નહીં પણ બંદા માટે દરેક જરૂરી ચીજ તેણે ગનજુદ કરી આપી છે એટલે સુધા કે જે ચીજ કોઇકજ વખતે કામ આવે છે તે પણ બનાવી છે, એ છતાં કે દુન્યા આરામ અને રાહતની જગ્યો નથી, તે હમેશા માટે નથી, તો આ નાપાયદાર દુન્યામાં ખુદાએ બેશુમાર નેઅમતો આપી, અને બંદાઓનું એ ચીજો વીના કામ અટકાવી રાખવું તેણે પસંદ કર્યું નહીં, તો જે અબદુલ આબાદ કાયમ અને દાયમની જગ્યો છે ત્યાં કેવી રીતે તે પોતાના બંદાઓને મહરૂમ રાખી જોઇતી ચીજ માટે તડપાવશે ? એ છતાં કે તે તો ખાસ મેહરબાની અને એહસાન કરવાની બલકે **રહમત અને બક્ષીશ** કરવાની જગ્યો છે, જેમકે તેણે ફરમાવ્યું છે "**સબકત રહમતી અલાગઝબી**" એટલે મારી રહમત મારા ગઝબ ઉપર વધી ગઈ છે, દુન્યામાં આટલા આટલા ગુનાહ અને નાફરમાની થાય છે તોપણ તે પોતાની નેઅમત લઇ લેતો નથી તો તે આખેરતમાં કેવી રીતે પોતાનો હીમ્મતનો હાથ ટુંકો કરશે ! એટલુંજ નહી પણ ત્યાં તો તેની દરગાહ સીવાય પનાહ નથી, તો જાણકે જેણે આવી રોજી અતા કરી બલાઓથી નજાત અતા કરી તો તે બક્ષી પણ આપશે એક મુઠી હાડકાને બક્ષી આપવા તે તેની પાસે કાંઇ મોટી વાત નથી. અને ઉમ્મેદવારીનું મ્હોટું કારણ તો એ પણ છે કે ખુદા છે વે "**ખૈરે મહઝ**" છે, એટલે તેમાં ફકત ભલાઇજ છે, તેમાં બુરાઈ નથીજ, તો જેમાં ભલાઈ હોય અને બુરાઇનું નામ પણ ન હોય તો તે ભલાઇજ કરે બુરાઇ ન કરે, અને તે ફૈઝ કરવાવાળો સખી છે, તેણે ખલકને એટલા માટે પૈદા કરી છે કે તેઓ ઉપર મેહરબાની એહસાન અને પોતાનો ફઝલ અને કરમ કરે, તો અલબત્તા જેઓ તેને ઓળખે છે એટલે તેની વહદાનીયત એટલે એકપણાનો કાએલ છે અને તેના પયગમ્બરની સત્યતા કરી છે તેના ઉપર રહમ કરશે અને તેને હમેશાના અઝાબમાં નહીં રાખે.

## ફસલ ૩૦ મી, નફસની સુસતી વીશે.



નફસની સુસતી અને કમજોરી તે સીફત ખબીસ અને ખરાબ છે, તે ઇનસાનને લાચાર અને કમ હીમ્મત અને આળસુ બનાવે છે, અને તે ડગમગ્યા કરે છે, સ્થીરપણું રહેતુ નથી, કેમકે જ્યારે કોઇ એવી બલાકે મુસીબત આવે ત્યારે તે ડગમગે છે, અને એવી સીફતવાળો એવાજ હાલમાં રહે અને તેનો ઇલાજ ન કરે તો પછી જરા જરા બાબતમાં ઘબરાય છે અને ડગમગે છે, અને એ સીફતવાળો લોકોની નજરોમાં બેઇજ્જત ઝલીલ અને તુચ્છ થઇ જાય છે, અને એવો શખસ મ્હોટા કામથી છેટે ભાગે છે,

હીમ્મતના કામ કરી શકતા નથી, ખુલાસે કલામ એક બાબતે બનવાની આવતામાં અને નાફર-માનીની બાબતે તર્ક દેવામાં સુસતી કરી પછાત રહે છે, અને એવી સીફતવાળો મ્હોટા આલી મરતબા અને દરજાથી મહરૂમ રહે છે, અને બુઝુરગી અને ઇજ્જત નસીબ થતી નથી, એટલુંજ નહીં પણ એવી સીફતવાળા દીન અને દુન્યા બન્નેમાં બે નસીબ અને મહરૂમ રહે છે, અને તેનું દીલ હરવખત ધરૂજ્યા કરે છે, અને હમેશા ઝમાનાના બનાવોથી ડર્યા કરે છે, દરેક ઘડી ગમ અને બીકમાં ગુજારે છે, તેની તબીઅત નાના બચ્ચા જેવી હોય છે, અને ઓરતો જેવા બીહકણ હોય છે, ખરૂં પુછો તો એવા શખસે મરદના કપડા પહેરવા છાજતા નથી, તે મરદાઈથી છેટે છે, અને અખબારોમાં છે કે મોમીનનો નફસ બેઇજ્જતીથી દુર છે, હજરતે ઇમામે જાઅફરે સાદેક અ૦ ફરમાવ્યું કે ખુદાએ બંદાને દરેક કામ કરવાનો ઇખતીયાર આપ્યો છે પણ પોતાને બેઇજ્જત અને રૂસવા કરવાની રજા આપી નથી, શું સાંભળ્યું નથી કે ખુદાએ ફરમાવ્યું છે કે "વલિલ્લાહિલ ઇઝ્ઝતો વલે રસુલેહી વલિલ મોઅમેનીન" એટલે ઇઝ્ઝત છે તે ખુદા રસુલ અને મોઅમેનીન માટે છે, તો મોઅમીન બંદાને જોઇએ કે પોતાને બેઇજ્જત ન કરે, મોઅમીને પહાડ કરતા પણ વધારે સખત મજબુત રહેવું જોઇએ, કે પહાડ છે તે હથીયારથી ખોદાય છે અને તેમાંથી કટકો ભાંગી શકાય છે, પણ મોઅમીને એવું મજબુત રહેવું કે તેના દીનમાંથી એક કરચ પણ કોઈ ભાંગી શકે નહીં, અને આ ખબીસ સીફતનો ઇલાજ એજ છે કે જે આગળ ખૌફ અને નામરદીના બયાનમાં થયો.

આ સીફતના મુકાબલામાં જે સીફત છે તે નફસનું બુઝુરગ હોવું, અને દ્રઢ મન અને મજબુત દીલ રાખવું, અને તેના નીશાની એ છે કે ઇનસાન ઉપર કાંઇ મુસીબત સખતી કે બલા આવે તેના ઉપર સબર કરી સાબીત કદમ રહેવું, અને ખડની સળીને જે જે તરફ હવા લાગે તે તે તરફથી નમી જાય છે અને હલવા લાગે છે તેમ દીલને રાખવું નહી, અને લોંકડી તથા ઉંદરની પેઠે કે જરાક ખખડાટ થાય કે ભાગી જાય છે તેમ ન કરવું, બલકે પહાડની જેમ દ્રઢ રહેવું, કે પહાડને જુવે તે તરફથી ગમે તેટલી હવા આવે કાંઇ પણ દરકારનથી તેમ મજબુત રહેવું, અને શેર ગમે તેવા હયવાન સામે હમલો કરતા પાછો હઠતો નથી તેમ શેરની જેમ કવી અને મજબુત હીમ્મતવાન રહેવું, હદીસોમાં છે કે મોઅમીન છે તે રોઅબ અને દબદબાવાળો અને ઇઝ્ઝતદાર છે, એ સઘળું તેનો દીલ મજબુત અને આલી હીમ્મત હોવાથી છે, હજરતે ઇમામે મોહમ્મદે બાકેર અ૦ થી મરવી છે કે મોઅમીનને ખુદાએ ત્રણ ખીલઅત અતા કરી છે ૧-દીન અને દુન્યામાં ઇજ્જત. ૨-દીન અને દુન્યામાં રસ્તગારી અને ફતેહમંદી. ૩-ઝાલીમ અને ગુનાહ કરનારાઓના દીલમાં તેનો રોઅબ બેસી જવો. જ્યારે એવી આલી હીમ્મતની સીફત હાસીલ થાય ત્યારે તેની સામે ફકીરી અને અમીરી વી૦ વી૦ સરખું દેખાય છે, તે દુન્યાના લોકોની દોસ્તીથી ન-નાખુશ થાય છે અને તેઓની દુશમનીથી ન-નારાજ થાય છે, દુન્યાદાર તેની તારીફ કરે તો પણ કાંઇ નહીં મઝીમ્મત કરે તો પણ કાંઇ નહીં, ન તારીફથી ખુશ થાય છે ન મઝીમ્મતથી નારાજ થાય છે જનાબે અમીરૂલ મોઅમેનીન અ૦ ફરમાવ્યું કે અગર તમામ દુન્યાના લોકો તલવારો ખેંચી હારદોર આવીને મારી સામા ઉભા રહે તો પણ મારા હાલમાં એક વાળ બરાબર પણ ફરક નહીં આવે, જેને

આ સીફત મળી છે તેની સામે બીમારી તંદુરસ્તી મરવું જીવવું સરખુંજ છે તેમાં કાંઈ ફરક નથી અને દુન્યાના ફેરફારથી અને ગમમુસીબતથી તેઓના હાલમાં ફરક આવતો જ નથી, અને આ સીફત દરેક જણ મેળવી શકે તેવી નથી, તે એવો ચશમો નથી કે જુવે તે પીએ, એ એવો પરદો નથી દરેક તેની અલગ ફરી શકે, તે એવું મયદાન છે કે બહુજ હીમ્મતવાન પહેલવાન સીવાય બીજું કોઇ ત્યાં જઇ શકે નહીં, તે એવું જંગલ છે કે શેર દીલવાળા નામદાર સીવાય બીજો કોઇ તેમાં કદમ રાખી શકે નહીં, એ કાંઈ રહમત નથી જેવી તેવી વાત નથી વરસોના વરસ એવી સીફત મેળવવા જોઇએ, હાસલ કલામ આ સીફત હાસીલ કરવા માટે આગળ જે શુજાઅત અને બહાદુરી મેળવવાની બાબતો બયાન થઈ તે મુજબ અમલ કરે તો મળી શકે છે.



## ફસલ ૩૨ માં નાહીમ્મતી વીશે.

જાણવું જોઇએ કે નાહીમ્મતી પણ બુરી બલા અને ખરાબ અને બદતર સીફત છે; અને નાહીમ્મતીથી મતલબ પાછળ હઠવું નજીવી બાબતમાં જીવ નાખવો, મ્હોટી હીમ્મત ન રાખવી વી૦ છે, અને આના મુકાબેલામાં ઉમદા અને સારી સીફત આલી હીમ્મત છે, કે મ્હોટા મ્હોટા મરતબા અને દરજા મેળવવાના કામ કરવા, અને તેમજ હલકા અને તુચ્છ કામ મુકી દઇ મ્હોટા મ્હોટા કામ કરવા, તો જેની આવી હીમ્મત હોય તે નજીવી બાબતોમાં ધ્યાન આપતો નથી, અને નજીવા નફા તરફ નજર કરતો નથી, અને દુન્યાની નજીવી ફના થનાર બાબતો તરફ લક્ષ આપતો નથી, અને જ્યારે કોઇ મ્હોટું કામ કરવાનો ઇરાદો કરે છે ત્યારે વચમાં કાંઇ નડતર આવવાથી હારતો નથી, બીહામણી ચીજોથી ડરતો નથી, દુન્યા અને તેની અંદરની ચીજો તેની સામે હીચ અને તુચ્છ છે, અંગને લગતી લીજ્જતો તેની સામે કાંઈ કદર રાખતી નથી, તે માલ મળવાથી ખુશી થતો નથી અને માલ જવાથી ગમગીન થતો નથી, અવી આલીહીમ્મતી સીફત વાળો જ્યારે કોઇ કામમાં મશગુલ થાય છે અને તે રસ્તો લીએ છે ત્યારે વચમાં ગમે તેવી નડતર આવે તોપણ એ કામ પડતું મુકતો નથી નજાનની પરવા રાખે છે ન માથાની સલામતી ચાહે છે, ન તલવારથી ડરે છે ન ખંજરથી બીહે છે, અને તે તો એમ કહે છે જેમકે શેઅર છે કે—

> દસ્ત અઝ તલબ નદારમ તાકામે મન બર આયદ॥
> યાજાન રસદ બજાનાં યાજાન ઝેતન બર આયદ॥

જ્યારે આ સીફત કમાલને દરજે પહોંચે ત્યારે એ શખસ જે આલી મતલબ ચાહશે તે મેળવી શકશે, અને હકીકી ઇમાન તેને મળશે, અને તે મરવા માટે તઇયાર પણ થશે, બલકે તે એવે દરજે પહોંચશે કે જેમ અખબારમાં વારીદ થયું છે કે "મોત" ના તોહફા કરતા બીજો કોઈ તોહફો તે પસંદ નહીં કરે, અને તેની ખુશહાલી અને રજામંદી એજ છે કે આએફાની દુન્યામાંથી ઝટ નીકળી જાય, આવી સીફતવાળો શખસ હરગીઝ પોતાને હલકા કામમાં નાખવામાં રાજી થતો નથી, જે શખસ જે કામ કરવામાં હીમ્મત અને કોશીશ કરે તે કામ થઇ જાય, ખુદા ફરમાવે છે કે જે શખસ અમારા

કામમાં કોશીશ કરે છે તેને અમો રસ્તો બતાવીએ છીએ અને હીદાયત કરીએ છીએ તો જે કાંઈ ચીજની ખોજ કરે છે તે મેળવે છે.

"નાજી" અરજ કરે છે કે આમાં આવ્યું કે મજકુર સીફતવાળાની સામે મોત કરતા વધારે ઊંચો કોઇ હદીઓ નથી, તો તેથી આપણે જરા અજંબ થશું કે મરવું કેને સારૂં લાગે ? પણ જો ઊંડો વીચાર કરીએ તો જેઓએ આ દુન્યામાં આવી નેકીયો અને પરહેઝગારી કરી છે તેઓને મરવું બહુજ વ્હાલું લાગે તેમાં નવાઇ નથી બલકે જીવવું વ્હાલુ લાગે તે નવાઇ અને અજબની વાત છે, જેમકે કોઇ શખસ મુસાફરીએ ગયો અને ત્યાં કમાઇ કમાઇને પોતાના ઘરે નાણું મોકલતો ગયો હવે આઠ દસ વરસની મુદ્દતમાં બેચાર લાખ રૂપીયા કમાણો અને તે સર્વે દેશમાં મોકલી આપ્યા, દેશમાં તેના બાપે સારા સારા મકાન બાગ બગીચા બનાવી તૈયાર કર્યા, હવે આ શખસનું દીલ એમજ ચાહવાનુ કે હવે પરદેશ રહીને હાયવોય કરીને શું કરૂં ? હવે તો મારો બાપ જલદી અહીંયાનું કામ ઉપાડી લઇ દેશ તરફ બોલાવે તો ત્યાં જઇ બાકીની જીંદગી એશ અને આરામમાં ગુજારૂં, ને રાત દીવસ પોતાના બાપના કાગળની વરસાદની જેમ રાહ જોવાનો કે કયારે મને બોલાવે અને કયારે જાઉં, અને જયારે તેના બાપનો કાગળ આવે ત્યારે એકદમ જવાની તૈયારી કરવાનો અને ચાર દીવસનું કામ એક દીવસમાં પુરૂ કરી ઝટ રવાના થઈ જવાનો, ત્યાંના તેના દોસ્ત બીરાદર એ વખતે તેને કહે કે બાઇ સાહેબ પાંચ દસ દીવસ પછી જજો તોં તે કદી રાજી નહીં થાય, તેમજ જેઓ ખુદાના ખાસ બંદાંછે અને તેઓ આખેરત માટે નેકી કરી કરીને ત્યાં ભેગુ કરે છે અને દુન્યામાં જીવ લગાડતા નથી તેઓ તો રાત દીવસ એજ રાહ જુવે છે કે ખુદાએતઆલા કયારે હઝરતે મલેકુલમૌતને બોલાવા મોકલે કે અહીંયાની જંજાલ અને બલાથી મુક્ત થઇ આખેરતમાં જે હમેશાનુ ઐશ આરામનું ઘર છે ત્યાં જાઉં, તો અવા અવા દાખલા અને દલીલો વાંચી વાંચીને અને સાંભળી સાંભળીને આપણે ઘરડા થવા આવ્યા તો પણ ગફલતની ઉંઘમાંથી આંખ ઉઘડતી નથી હાય દુન્યા વોય દુન્યા રહ્યા કરે છે, તે તો ઠીક પણ હલાલનુ મળે કે હરામનું પોતાનું મળે કે પારકુ વ્યાજ લેવુ પડે કે દેવું, તેનો કાંઇપણ ખીયાલ ન કરવો તે આપણી કેટલી ભુલ છે ? એક બારગી એમ ધારીએ કે આપણાથી એવી પરહેઝગારી થઇ શકતી નથી કે આખેરતને વળગીએ અને દુન્યાને તદન તજી દઇએ તો એટલું તો બને કે એટલું પણ નહીં ? કે કોઇ ઉપર ઝુલમ ન કરીએ, હરામનો માલ હોયા નકરીએ ઝીના ન કરીએ, શરાબ ન પીઇએ, નમાઝ પડીએ, રોઝા રાખીએ, હજ કરીએ, ખુમસ અને ઝકાત આપીએ, તો જ્યારે આ છેલ્લા દરજાની હલકામાં હલકી પરહેઝગારી છે તે પણ ઇખતીયાર ન કરીએ તો શું જન્નત તે દાદાનું ઘર છે ? કે વારસામાં મળશે ? જરા હુસેન શેઠના વાલકેસરના બંગલામાં કોઇ જાએ જોઇએ ! ! કોઇ પેસવા પણ દીએ છે ? !!! દરવાજામાં દાખલ થવાજાએ કે ભઇયો એક ધકકો મારીને કેશે એ પાગલ કહાં જાતા હૈ! ખડા રહ કામ હોતો બતા મૈં શેઠકો ખબર કરૂં, તે કહે અરે ભઇયા હમારેકુ આ બંગલામાં જાનેકુ દે હું જરા મેવા ખાવા અને આરામ લેનેકુ જાના ચાહુ છું, આ સાંભળીને ભઇયો કેહશે એ લફંગે તુ કોન હૈ ? કયા તેરે દાદાકા બંગલા હૈ ? જા જા નાહક માર ખાએગા.

## કુસલ ૩૨ મી બેગૈરતી અને બેશરમી વીશે.

"બેગૈરતી" અને "બેહમીય્યતી" (બેશરમી વી૦) બહુજ ખરાબ અને બુરમાકૃત છે, અને દીન, માલ, અવલાદ અને ઈજ્જતની હીફાઝત કરવી જોઇએ તે ન કરતાં તેમાં સુસતી કરવી અને બેપરવાઇ કરવાથી આ બાબત બને છે, અને આ સીફત ઘણીજ હલાક કરનારી અને ખબીસ છે, અને ઘણું કરીને એમ પણ થાય છે કે એ સીફત વધીને "દય્યુસી" (ભડવાપણું) ને દરજે પહોંચાડે છે, અને હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે બેગૈરત માણસનું દીલ નીચું છે, અને ફરમાવ્યું કે અગર કોઈ શખસ પોતાની સ્ત્રીથી એવું કામ જુવેકે તે શરમ ભરેલું હોય તે છતાં ગૈરત ન કરે તો ખુદા એક "કુન્દુઝ" નામના મુરગને મોકલે કે તે તેના દરવાજા ઉપર ચાળીસ દીવસ સુધી બેસે અને ફરયાદ કરે કે ખુદા 'ગયુર" (શરમવાળો) છે અને દરેક ગૈરત (શરમ) વાળાને દોસ્ત રાખે છે, અને તે પછી એ શખસ ગૈરત લાવે અને ગૈરતથી ઉલટું કામ તરક કરે તો ઠીક, અને એમ ન કરે તો તે મુરગ ઉડીને તેના માથા ઉપર બેસે છે અને તેની આંખો ઉપર પોતાની પાંખો મારીને ઉડી જાય છે, તે પછી તેમાંથી ઇમાનની "રૂહ" નીકળી જાય છે, અને મલાએક તેને "દય્યુસ" કહે છે, હઝરતે અમીરૂલ મોઅમેનીન અ૦ જ્યારે ઇરાકમાં હતા ત્યારે ફરમાવ્યું કે અએ ઇરાકના લોકો મેં સાંભળ્યું છે કે તમારી ઓરતો રસ્તામાં ચાલતા મરદો સાથે "મુદાફેઆ" કરે છે એટલે રસ્તો છુટો થવા માટે ખભાને ખભો અથડાવીને ચાલે છે, તો શું એ બાબતથી હયા (શરમ) કરતા નથી? વળી ફરમાવ્યું હયા નથી કરતા ? અને ગૈરત આણતા નથી ? કે તમારી ઓરતો બજારમાં જાય અને મારગ મળવા કુફ્ફારો સાથે ખભા અથડાવે.

**નાજી**ની કલમ જરા ચાલવાની રજા માગે છે કેમ મારા પ્રીય વાંચકો સાંભળ્યું !! કે ઇરાકવાળાની ઓરતોમાં ચાલતાં મારગ મળવા માટે મરદોને અથડીને ચાલતી હતી તેથી હઝરતે કેવી બાબત ફરમાવી ? આહ આહ આ ઝમાનાના રંગને તેઓ જુવે તો શું ફરમાવે ? બસ પરદો તે શું ! પરદો શામાટે ? શું ઓરતોને પરદો શામાટે ? શું ઓરતોનો જીવ નહીં ? તેણીયોએ શું ગુનાહ કર્યો ? ઓરત પરાયા મરદના હાથમાં હાથ આપે તેમાં શું થયું ? તેમજ પરાયા મરદ ભેગી સામી બેસીને પાના રમે તેમાં શું ? જરા હસી મશકરી હાથના ચાળા કરે તેમાં શું બગડી જાય ! દુન્યામાં શામાટે આવ્યા છીએ ? દુન્યામાં આવીને મોજમજાહ પણ કરી ન લઇએ ? આપણી ઓરત ખુબસુરત છે તે આપણા દોસ્તો જોવે તો કેટલા ખુશ થાય? આપણા કેવાં વખાણ થાય? આહા ! હા !! હા !!! ફલાણાની ઓરત તો પરી જેવી છે, અરે તેણીને જોઇને ચંદ્ર પણ શરમાઇ જાય, એવી વાતો જોયા વગર ક્યાંથી થાય ? તો આવી ચાલ અને રીત ભાત જે મરદો અને ઓરતોને પસંદ હોય તેને ઉત્તેજન આપનાર એક નહીં એકવીસ, અને ઓછામાં પુરૂં પાછા શયતાનસાહેબ આગે તેનું અસંખ્ય લશ્કર ! જ્યો પછી તો જોઇએ શું ! જ્યારે આપે આવી બાબતોને પસંદ કરવાવાળાઓને ઇસલામ બાલવાનું કહે અને તે જાણે પણ કે ઇસલામ હક છે પણ તેની સાથે એ પણ સમજે છે કે જો

ઇસલામની તાબેદારી કબુલ કરી કે અવી અવી મોજમજાહ કરવાની બંધી થશે અને સુખીએ જીવ દુઃખમાં પડશે તેથા ઇસલામથી છેટા ભાગે છે, જે તરીકો હસવા મશકરી કરવાનો અને એક બીજાની ઓરત સાથે રમવા ખેલવાનો નીકળે તે બહુજ જલદી પસંદ પડી જવાનું કારણ એજ છે કે તેમાં આઝાદી છુટાપણું અને દીલપસંદ બાબતો થઇ શકે છે, અને ઇસલામ વળી શીઆહ મઝહબમાં દાખલ થવા કે હસવા મશકરી કરવાને બદલે ગમી ગમી અને ગમીજ કરવાનું રોવા અને કુટવાનું નાપસંદ બાબતોને તજી દેવાનું છે. વળી એક નહીં હજારો ચીજોથી પરહેઝ કરવાનું, તેવો મઝહબ કયાંથી પસંદ આવે ?!! શીઆહ મુસલમાન થવા કે નમાઝ પડો, જો નહીં પડો તો સખત ગુનાહ થશે. ખુમસ કાઢો, હજ કરો, ઝકાત આપો, ઇલમ સીખો, ઓરતોને પરદો રાખો, જેઠકે દેર સાથે તડાકા ન મારો, બીચારીએ સાડાબસો રૂપીયાનો દરેસ અને સાડાબે હજારના દાગીના વળી માથા ઉપર પ્હેરવા મોતી જડેલી ડામણી કરાવી હોય તે પેહરી બપકો મારી ચાદર વીના રસ્તામાં ચાલવાની મનાઇ, હાય હાય ગઝબ થઇ જાય ના ! કે અવો બપકો છુપાવી દેવો અને કાળી ચાદર નાખવી !!! બ્યાજ ખાવું નહીં, હીંદુનો મસકો, પારસીના કેક, કીરસ્તાનના પાઉં, અંગરેજના બીસકુટ, ઇરાની (પારસી)નો ચા, ડયુકની સોડા, મથુરાના પેંડા, સુરતના કંદોઇની બરફી, ખંભાતના કંદોઇની સુતરફેણી, મુંબઇના કંદોઇનો બદામી હલવો, જાફરાબાદના કણબીનું ઘી, મોરીસના કીરસ્તાન ધોબીના સ્ત્રી કરેલાં કપડા, બુટલેરની ચાંપ, કીરસ્તાન બુવાના હાથનો પાણીનો ગલાસ, સુરતનો નીરો, લંડનના બુટ. આફ્રીકાના ગેંડાના ચાંબડાની લાકડી, એવી એવી ચીજોને તજી દેવી પડે, હાય હાય એટલુંજ નહીં પણ છોકરાના વીવા કરવા હોય તો નાચ ન કરાવવો, પાતરોને ન લાવવી, શરાબ અને કબાબ ન ઉડાડવી વાજા ન વગડાવવા. ગીત ન ગવરાવવાં, એતે વીવા કે ઘરઘરણું?!!! વળી ઓછામાં પુરૂં વેવાણ સાથે જરા ઠઠ્ઠા મશકરી પણ ન કરવી, સાળી તે અરધી બાઇડી જેવી તેને બેન સમાન સમજવી, હાય ગઝબ કેટલી બધી બંધી અરે કાંઇ હદ છે? અરે એટલેજ છુટકો નથી એતો ન કરવાની બાબતો પણ કરવાની તો સાંભળો કે મજલીસમાં જવું. ત્યાં જઇને રોવુ, ગમ કરવો, મોહરમમાં છાતી કુટવી માતમ કરવું, સોગ રાખવો, ઓલમા અને સાદાતની તાઝીમ કરવી, ખુદાના ખોફથી રોવું, ગુનાહથી તોબા કરવી, અરધી રાત્રે ઉઠીને વઝુ કરીને નમાઝે શબ પડવી, ઉજાગરા કરવા, માહે રમઝાનમાં રોઝા રાખવા.

હવે હે સાહેબો વીચારો જરા ઇનસાફ કરો કે જે મઝહબમાં એવી એવી બંધી અને એવી એવી સખતી હોય તે દીલ કેમ કબુલ કરે ? મન કેમ રાજી થાય ? તે કેમ પસંદ આવે ? અને જ્યાં એવી એવી બંધી ન હોય સંપુરણ આઝાદી હોય ત્યાં જવા દીલ કેમ ન લલચાય ? પણ જો ઉંડા વીચાર કરે અને શયતાનનો ફરેબ ન ખાય તો સમજે કે રંજ ખેંચ્યા શીવાય ગંજ મળતો નથી. દુન્યાની દોલત માટે કેટલી કેટલી સખતીયો વેઠીએ, ઘરબાર બાલબચ્ચા સગાવ્હાલાને મુકી જંગલોબાર દરયાપાર જાનનું જોખમ ખેડીને જઇએ પાંચ સાત વરસ મુસાફરીમાં રહીએ, ત્યારે બે પૈસા મેળવી શકીયે છીયે, તો જે કાયમ અને દાયમની હમેશાની જાવીદાની દોલત કે જેને જન્નત કહીએ છીએ તે શું રસ્તામાં પડી છે? તે મેળવવા માટે સંકટો અને દુઃખ ઉપાડવાં ન જોઇએ,

તે મેળવવા શું તકલીફ ન પડે ? હાય અફસોસ આ ઝમાનાએ તો ગઝબ કરી નાંખ્યો છે, અરે અવી અવી વાતો સાંભળે કોણ? અરે વાંચે કોણ ? અવા માસીકો અને કીતાબોને દુશમન કરતાં ખરાબ અરે સાંપ કરતાં પણ બદતર સમજે છે, અને છેટે ભાગે છે, અને ઇમાનને ખલલ પહોંચાડનારને માન સાથે બમણા ત્રણગણા પૈસા ખરચીને છાતી ઉપર રાખી ચશ્મા લગાડીને વાંચે છે ! ખેર ઈન્શા અલ્લાહ કાલે કયામત થશે ત્યારે ખબર પડશે કે રાહેનજાતથી ભાગતા નહતા બલકે જન્નતના રસ્તાથી ભાગતા હતા, વળી કોઇ નુકતે ચીનને બોલવાની બારી ન રહે તેથી અરજ કરૂં છું કે રાહેનજાતથી ખાસ આ માસીકનેજ ન સમજજો અરે જે કોઇ કીતાબ કે રીસાલો કે મજલીસ કે હીદાયતની બાબત હોય, મતલબ એ કે દીનદારી મળતી હોય તેવી બાબતથી ભાગવું તે જન્નતના રસ્તાથી ભાગવા સમાન છે.

જાણવું જોઇએ કે મજકુર બેગૈરતીની સીફતથી ઉલટી જે પસંદ કરવા લાયક સીફત છે તે ગૈરત અને હમીય્યત છે, અને આ સીફાતો શુજાઅત બહાદુરી અને નફસની કુવ્વતથી હાસીલ થાય છે, આ સીફાત ઊંચા દરજાની અને વખાણવા લાયક છે, અને જેમાં આ સીફાત ન હોય તે મરદોના ટોળામાંથી છેટે છે, અને તેના માટે નાગરદ કહેવું ધટારત છે, હ૦ ઇમામે જાઅફરે સાદેક અ૦ ફરમાવ્યું કે ખુદાવંદે તઆલા "ગયુર" છે અને ગૈરતની સીફતને દોસ્ત રાખે છે, અને તેણે જાહેર તેમજ છુપા જે ખરાબ ન છાજતા કૃત્યને હરામ કર્યા છે, તે તેની ગૈરતનું કારણ છે.

હવે તું સમજપો કે હમીય્યત અને ગૈરત એછે કે ઇનસાન પોતાના દીન અને ઇમાનને ઓલાદને માલને અને ઇઝ્ઝતને સાંચવે અને તેની નીગેહબાનીકરે, અને મજકુર દરેક ચીજને સાંચવવા માટે જુદા જુદા તરીકા અને જુદી જુદી રીત છે, અને ગયરતવાળો છે તેએ તરીકા અને રીતથી ઉલટો ચાલતો નથી.

૧—દીનમાં હમીય્યત અને ગયરત એ છે કે અગર કોઇ દીનમાં બીદઅત કરે તો તેને રદ કરવામાં કોશીશ કરે, અને જે દીનમાં હલકાઇ નાંખે તેને હલકો કરવામાં કોશીશ કરે, અને જે બાતીલ અને ખોટા દાવો કરે તેને દફે કરવામાં કોશીશ કરે, તેમજ દીનથી ફરી જાય તેના માટે શરાએ જે હુકમ આપ્યો હોય તે મુજબ અમલ કરવામાં કોશીશ કરે, અને દીન ઇસલામને વધારવા હલાલ અને હરામના મસાએલને સીખવાડવામાં કોશીશ કરે, અને અમ્રબીલમાઅરૂફ તથા નેહીઅનીલમુનકરમાં સુસ્તી ન કરે, અને જેઓ જાહેરમાં ગુનાહ કરેછે તેઓ સાથે દોસ્તી ન કરે, અને જરૂરત માટે તેઓ સાથે મેળાવટ રાખે તોપણ દીલમાં તેઓ ઉપર ગુસ્સો રાખે.

આમાં 'બીદઅત"ને દુર કરવાનું આવ્યું તો બીદઅતનો ટુંક ખુલાસો એકે શરામાં જે કામનો હુકમ વારીદ થયો ન હોય તે પોતાની અકલથી શોધી કાઢી શરામાં દાખલ કરવો, જેમકે કોઇ કહે કે મોહરમ મહીનો ગમીનો છે અને મોજ મઝાહનો નથી તો એવો ઠેરાવ કરે કે હમેશા બેકલાફ દસ દીવસ સુધી એક પગે ઉભો રહીને તસબીહ કાઢે કે તેમ કરવાથી સખતી પડશે તેથી વધારે સવાબ મળશે, પણ એવો તરીકો શરામાં વારીદ નથી તેથી તે બીદઅત ગણાશે, મતલબ એકે જે શરત અને ટેમ રીત કે ગણત્રી શરાથી વારીદ થઈ ન હોય તે પોતા તરફથી ઠેરાવવાને બીદઅત કહે છે, હા જે વીશે

ખુલ્લું છે તે કામ જમે એટલું વધારે કશી હરકત નથી; જેમકે કુરઆને શરીફ પડવું સલવાત પડવી વીગેરે

આમાં અઅમીઆ મબરૂફ આવ્યું તેમાં ખુલાસો એકે શરામાં જે કામ કરવાનો હુકમ હોય જેમકે નમાઝ પડવી રોઝા રાખવા, વીગેરે વીગેરે તે કોઇ મોઅમીન કરતો ન હોય તો તેને કરવા કહેવું ! અને નેહીઅઝમુનકરથી મતલબ એ છે કે જે બાબતની શરામાં મનાઇ હોય જેમકે વ્યાજ ન દેવું, ન ખાવું; શરાબ ન પીવી, ઝીના ન કરવી વીગેરે વીગેરે એવી બાબત કોઇ મોઅમીન કરતો હોય તો તેને મનાઇ કરવી હવે એ બાબતોમાં પણ શરતો છે, કે આપણાં કહેવાને માને અને આપણને ઇજા ન પહોંચાડે વીગેરે વીગેરે હરકત ન હોય તો મનાઇ કરે એ પણ ખુદાની અતાઅત અને મહેરબાની છે; હકીકતમાં આપણા મઝહબનો એકએક મસલો ગવાહી આપેછે અને તેના ઉપરથી જણાઇ આવેછે કે આ દીન હક અને ખરો છે. જુવો કે કોઇનો હક ડુબાવીને કે છીનવીને કે ચોરીને કે જુગાર રમી દગાબાજીથી લઇને તેનાં કપડાં કરાવે તો તે પહેરવાં હરામ તે પેહરીને નમાઝ પડે તો નમાઝ બાતીલ, મજલીસ કરે તો સવાબને બદલે ગુનાહ, એવા નાણાંથી હજ કે ઝીયારત કરે તેનો સવાબ નહીં મળે, એવા નાણાંથી ઘર બાંધીને રહે તો તેમાં રહેવું હરામ નમાઝ બાતીલ, સુબહાનલ્લાહ કેવી પાક પાકીઝા શરીઅત છે !!!

૨—ઇઝ્ઝત, અને ધરમા લોકોમાં ગેરત એ છે કે પોતાના ઘરના લોકોને શરૂઆતથીજ શરાથી પાબંદીમાં રાખે અને તેમાં ગફલત ન કરે, નામહરમ મરદો જોવાથી પોતાની ઓરતને મનાઇ કરે, તેઓને બજાર તેમજ ગલ્લીઓમાં નીકળવાની રજા ન આપે. હઝરતે રસુલે ખુદાએ જનાબે ફાતેમા અ૦ ને પુછયું કે ઓરતો માટે કઇ ચીજ બેહતર છે ? જવાબ આપ્યો કે કોઇ મરદને તેણીઓ ન જુવે, અને કોઇ મરદ તેણીયોને ન જુવે, આ સાંભળીને હઝરતે પોતાની દીકરીને પ્યાર કર્યો. હઝરતના અસહાબોએ પોતાના ઘરની ભીંતોમાંના બાકાં પુરી નાંખ્યા હતા કે ઓરતો પરાયા મરદોને જુવે નહીં, એક દીવસ હઝરતે રસુલે ખુદાસ૦ ફરમાવ્યું કે જે કોઇ પોતાની ઓરતના કહ્યાને માનશે તેને ઉંધે મોઢે જહન્નમમાં નાખશે, લોકોએ પુછયું એ કઇ વાત છે ? હઝરતે ફરમાવ્યું ઓરતો શાદીમાં ગમીમાં હમામમાં ઇદગાહમાં જવાની રજા માગે અને તેણીઓને રજા આપે અને તેણીયો નાજુક કપડાં પહેરે; અને મરદો રાજી હોય તેના માટે એ હુકમ છે. જાણવું જોઇએ કે સબિતામાં આવ્યું છે કે હઝરતે રસુલે ખુદા સ૦ ના ઝમાનામાં ઓરતો પરદો કરી મસજીદોમાં આવતીયો હતી અને હઝરતે તેણીઓને રજા આપી હતી તો જાણવું કે તે વખતની ઓરતોને ખાસ રજા આપી હતી કે હઝરત પોતાના ઇલમથી તેણીઓના અહવાલને જાણતા હતા કે તેણીઓ મસજીદમાં આવવાથી કાંઇ ફસાદ નહીં થાય, અને ખાસ આ ઝમાનામાં ઓરતોને મસજીદો વીગેરેમાં જવાની મનાઇ કરવી લાઝીમ અને વાજીબ છે, બજાર અને ગલ્લી હમામ અને રમત ગમતમાં જવાની તો વાતજ૦ ક્યાં ? !!! પણ જે ઓરતો બુઢ્ઢી થઇ ગઇ હોય અને જવાની થવાની હદથી નીકળી ગઇ હોય તેણી માટે હરકત નથી. હ૦ ઇમામે જાફરે સાદેક અ૦ ને પુછયું કે ઓરતો ઇદની અને જુમ્માની નમાઝ પડવા જાય તો જાએઝ છે ? ફરમાવ્યું કે નહીં, પણ જે ઓરત બુઢ્ઢી થઇ ગઇ હોય તે જાય.

હાસલકલામ જે શખ્સ આ ઝમાનાની ઓરતોનો હાલ જાણતો હોય અને ગૈરત અને હયા રાખતો હોય અને તેમાં મરદાઇની રગ હોય તો તે અલબત્તા ઓરતોને ફસાદની જગ્યોએ જવાથી અટકાવશે, અને પરાયો મરદ તેની ઓરતને જુવે તે પસંદ નહીં કરે, તો જ્યારે ઓરતને બાહેર નીકળવું વાજીબ થાય જેમકે હજ વાજીબ થાય ત્યારે હજની મુસાફરી માટે પરહેજગારીથી જવાની રજા આપે, અને હમામોની ઝીઆરત અને મજલીસમાં અને જમીમાં જવાં ફક્ત ઓરતોનાજ હોય અને એવી જગ્યોએ જવાથી કાંઇ ખરાબીનો ખોફ ન હોય તો જાહેર એ છે કે એવે વખતે એવી જગ્યોએ પરહેજગારીથી જવાની રજા આપવી જાએઝ થશે, અને જે બુઢીઓ પરાયા મરદો પાસે જતી આવતી હોય તેણીઓને ઘરમાં પેસવા દેવી નહીં, કેમકે એથી પણ ખરાબીનું કારણ છે "રૂ" ઉપર આગ રાખીને સળગાવવાથી આંખ મીચકારામાં ઘર બળી જાય છે, અને હઝરતે રસુલે ખુદાએ ફરમાવ્યું કે ઓરતોને બારીયોમાં ન બેસવાદીઓ, તેણીયોને લખતાં ન સીખવો તેણીઓને સુતર કાતતાં શીખવો અને સુરએ નુર તાલીમ કરો.

જાણવું જોઇએ કે ગૈરતવાળા મરદને સજાવારછે કે પોતાની ઓરતની સામે રોઅબ અને દબદબાથી રહે કે તેણી હમેશા તેનાથી ડરતી અને બીહતી રહે અને પોતાના નફસની ખાહીશની પૈરવી ન કરે, અને ઓરતને જરાએ નવરી રેહવા ન આપે, હરવખત ઘરના કામકાજમાં અથવા કોઇ કામમાં મશગુલ રાખે, કેમકે અગર નવરી રહે તો શયતાન ખરાબ વીચારોમાં ફસાવે છે, અને બાહેર જવા અને શણગાર કરવા રમત ગમતના કામો કરવા લલચાવે છે; અને એમ કરતાં કરતાં ઘણી ખરાબીઓ ઉતપન્ન થાય છે, અને ગૈરતવાળા મરદને જોઇએ કે ઓરતને દરેક જરૂરી ચીજ લાવી આપે. ખોરાકીપોશાકી વી૦ માટે તરસાવે નહીં, કે કોઇ જરૂરી જોઇતી ચીજ તેણીને ન મળે તો ગૈર રસ્તે મેળવવા પ્રયત્ન કરે.

જાણવું જોઇએ કે ગૈરત અને શરમ બહુજ ઉમદા સારી અને પસંદ કરવા લાયક સીફત છે પણ તે એ વખતે કે વચલે દરજે હોય તો, પણ તે તેવા દરજાથી વધારે કે ઘટારે થાય તે સારી નથી; હદથી વધીને એવું ન કરેકે પોતાની ઓરત ઉપર બદગુમાન લઇ જાય નકામી સખતી વાપરે, અને ખાનગી રીતે તપાસ કરતો રહે એવું ન કરે, કેમકે હદીસમાં વારીદ થયું છે કે ઓરત છે તે વાંકી પાંસળીની જેવી છે તેને પાંસરી કરવા જઇએ તો ભાંગી જાય છે, હઝરતે રસુલે ખુદા સ૦ થી મરવી છે કે ગૈરત અને શરમની કેટલીક એવી જાત છે કે તેને ખુદા અને રસુલ દુશમન રાખે છે, અને તે એકે મરદ વીનાકારણે પોતાની ઓરત વીશે ગૈરત કરે અને તેણીના હાલની તપાસ અને ખોજ કરે તે નાલાયક છે અને શરીઅતના તરીકા મુજબ નથી કેમકે એવી રીતે વરતવાથી ખરાબ ગુમાનથી ખાલી નહીં રહે, અને એવા ગુમાનની શરામાં મઝીમ્મત છે. અને સાંભળવા પ્રમાણે આ બાબત શરાની પાબંદ પરહેજગાર ઓરત માટે છે કે તેણીઓ સાથે એમ ન વરતે.

ઉ—અવલાદમાં ગૈરત એ છે કે—શરૂઆતમાં તેઓના અહવાલ તરફ ધ્યાન કરવું, નાના બચ્ચાંને સારી પાકદામન ઓરતનું દુધ પીવરાવવું, હલાલ ખોરાકી ખાનારી કેમકે બચ્ચાંને દુધ પીવરાવે તે દુધ હરામ ખોરાકીથી થયું હોયતો દુધની તાસીરથી બચ્ચાની તબી-

અઝુમાં ખબાસત પયદા થાય છે, જ્યારે તમીઝદાર થાય ત્યારે નેક લોકોના અદબ સીખ-
વવા તેમજ ખાવા પીવા બોલવા ચાલવા સુવા ઉઠવા વી૦વી૦ના આદાબ શીખવવા, અને
તાલીમ આપવી કે જમણે હાથે ખા, ખાતી વખતે "બીસમીલ્લાહ" કહે, પોતાની સામેથી
ખા ચારે તરફ હાથ ન લંબાવ, બીજાની સામેથી ન ખા, ખાતા હોય તેના મોઢા સામે ન
જો, ઊતાવળો ખા નહીં, લુકમો સારી રીતે ચાવીને ખા, કપડાને બગાડ નહીં, અને બહુજ
ખાવાની અને પેટજ ભરવાની આદત પાડવી નહીં, અને બચ્ચાઓ પાસે વધારે ખાવાની
મઝીમ્મત અને થોડું ખાવાની તારીફ કરવી, તેમજ જે કાંઈ મળે તેના ઉપર સંતોષ ક-
રવાની આદત પાડવો, અને એવી હાલતમાં રાખવા કે ખાવા પીવા અને પેરવા ઓઢવામાંજ
બેહતરી સમઝે નહી, અને સારો સારો પોશાક પહેરવો શણગાર કરવો રૂપાળુ થવું
એવી બાબતોથી છોકરાને અટકાવે અને સમજાવે કે એતો ઓરતો માટે છે નમરદો માટે
અને અમીરોના છોકરા જે નાઝ અને નેઅમતમાં પળાતા હોય એવાની સોહબતથી બચાવે
અને હલકા અને થોડી કીંમતના કપડા પહેરવાની આદત પાડવી, તેમજ સીખવાડવું કે
લોકો તરફ વાંસો કરીને બેસવું નહીં નાકમાં આંગળી નાંખવી નહીં, લોકોની સામે થુંકવું
નહીં દાઢીની નીચે હાથ મુકવો નહીં, આળસ મરડવી નહીં, માથું ઉઘાડુ રાખે નહીં, સાથે
બેસવાવાળાઓથી નરમાશ અને મીઠાશથી વરતવું, સારા શબ્દો બોલવા, ખરાબ શબ્દો
ઓચરવા નહી, અને બુઝુર્ગોની તાઅઝીમ તવકીર કરવા સીખવવું કસમ ખાવાથી બહુજ
બોલવાથી બડબડ કરવાથી મનાઇ કરવી, તેમજ નકામી વાતો ગાળો ગીબત મશકરી ઠઠ્ઠા
વીગેરેના મનાઇ કરવી, અને સમજાવવુ કે કાંઇ લેવામાં હલકાઇ અને દેવામાં બુઝુરગી છે,
આં અહકામેદીન એઅનેકાદ મસાએલ કુરઆને શરીફ વી૦ ની તાલીમ માટે લાયક
અને દીનદાર પરહેઝગાર મોઅલ્લીમને મુકરરર કરવો, અને છોકરાને કહેવું મોઅલ્લીમ મારે
ધમકાવે તે ઉપર સબર કરવી, રડવું અને ફરયાદ કરવી નહીં, કેમકે સબર કરવી તે બ-
હાદુરીનું કામ છે, અને રડવું અને ફરયાદ કરવી તે ઓરતોની ચાલ ચલણ છે, અને
જ્યારે મદરેસામાંથી આવે ત્યારે તેને રમવાની રજા આપવી કે તે ગમગીન ન રહે, અને
જેમ જેમ સમજદાર અને ઉમર લાયક થતો જાય તેમ તેમ તેની પાસે ખરાબ સીફાતોની
મઝીમ્મત અને નેક સીફાતોની તારીફ કરવી, અને બાલેગ થવાની પહેલે માહે રમઝાનનો
કોઇ કોઇ રોઝો રખાવી રોઝા રાખવાની આદત પાડવી, જ્યારે કોઇ સારૂં અને નેક કામ
કરે ત્યારે તેને શાબાશી આપવી અને તેનાં વખાણુ કરવાં અને તેના ઉપર એહસાન કર-
વો, અને અગર કોઇ ખરાબ બાબત કરે તો પહેલે આંખઆરૂ કરવું જાણે કે ખબરજ
નથી અને એ વાતનો ઝીકર પણુ તેની સામે કરવો નહીં, અને બીજી વખતે એવું કામ
થાય તો છુપી રીતે તેને ઠપકો આપવો અને ધમકાવવો, અને બાપને સઝાવાર છે
કે અવલાદની સામે પોતાને બેવકાર અને હલકો ન રાખે, અને માને જોઇએ કે અવલાદને
તેના બાપથી ડરાવતી રહે, જ્યારે વધારે મોટી ઉમ્મર થાય ત્યારે દીનદારી તરફ વધારે
શોખ અપાવવો, દુન્યા ફાની અને હીચછે તે ચોશે સમજાવવો, અને જેમ બને તેમ દીનદાર
બનાવવો જાણવું જોઇએ કે અવલાદ ખુદાની અમાનત છે, અને બચ્ચાનુ દીલ પાક અને
સાફ હોય છે તેને જેવું રીખવે જેવી તાલીમ આપે તેવો અસર થાયછે, માટે તેને બરબાદ
ન કરો બલકે નેક તાલીમ આપો, અને છોકરીને પણ છોકરાની જેમ તરબીયત કરવી,

પણ જે જે બાબતમાં ઓરત અને મરદ વચ્ચે તફાવત છે. તે ધ્યાનમાં રાખીને ઓરતોને લાયકની તાલીમ છોકરીયોને આપવી, જેમકે છોકરીયોને પરદા પોશીથી રહેવા હયા, અને શરમમાં રાખવાની તાકીદ કરવી અને આદત પાડવી, જ્યારે આવી રીતની તાલીમથી છોકરા હુશીયાર અને ઉમર લાયક થાયતો છોકરામાટે જોવું કે તે કયા કામમાં દીલ લગાડીને ધ્યાન આપે એમ છે અને કયું કામ તેનાથી થઈ શકશે [તે કામ તેને સીખવવું, પણ જે કામ તેનાથી થઇ શકે એવું હોય તેને મુકી બીજા કામમાં વળગાડવો નહીં, કેમકે તેમકરવાથી મેહનત બરબાદ થશે.

૪—માલ અને દોલમાં ગૈરત કરવાનુંછે, જાણવું જોઇએ કે દરેક શખસ દુન્યામાં રહે ત્યાંસુધી માલનો મોહતાજછે, અને આખેરત કમાવા માટે માલની પણ જરૂરત છે, કેમકે માઅરેફત અને ઇબાદત અંગ સારૂ અને તનદુરસ્ત હોવાથી થઇ શકે છે, અને ઇનસાનની તંન દુરસ્તી અને જીંદગી ખોરાકીથી છે, તો અક્કલ મંદને લાઝીમછે કે ખોરાકી માટે હલાલ રીતે નાણુ મેલવે, અને નાણુ મળે તેને શરાના હુકમ પ્રમાણે વાપરે, અને તેને સાંચવી રાખે, અને દીન તેમજ દુન્યાનો શરા મુજબ ફાયદો હોય તેમાં નાણું વાપરે, નક્કમું અને વાહીયાત કામમાં વાપરે નહી, મુસતહક નહોય તેને આપે નહીં. અને બડાઈ માટે પણ નાણું વાપરે નહીં, અને બેઈમાન લોકોથી સાંચવી રાખે, અને ગૈરત તો એ છે કે પોતે પોતાની જીંદગાનીમાં પોતાનું નાણું સારા અને નેકકામમાં વાપરી લીએ, અને વારીસો માટે પાછળ મુકે નહીં, પણ જો છોકરો દીનદાર અને નેક હોય તો તેના માટે મુકી જાય કે તે પણ તેનીજ જગ્યોએ છે અને તેના સવાબના કામમાં તેને ભાગમળશે. તેમજ ઓરત મોજમજા કરવાવાળી અને દીનથી બે પરવા હોય એવી માટે નાણું મુકી જવું ખરાબ છે, કે તેણી બીજો ધણીકરી તેને આ નાણું ખવરાવે અને બેધડક વાપરે અને મરનારને યાદ પણ નહીં કરે.

## ફસલ ૩૩ મી ઉતાવળ વીશે.



જાણવું જોઇએ કે ઊતાવળ કરવી ખરાબ છે, ઇનસાનના દીલમાં કોઇ બાબત ... જાય અને તેના પરીણામનું ધ્યાન ન આપે તે ટુંકા મનવાળાની અને કમ હીમ્મતવાળાની નીશાનીછે, અને શયતાનનો મોહટો રસ્તોછે કે એ રસ્તાથી ઘણા જણને ફરેબ આપેછે, અને હલાકતને દરજે પહોંચાડે છે, હ૦ રસુલે ખુદા સ૦ થી મરવી છે, કે આપે ફરમાવ્યું બહુજ ઊતાવળ કરવી તે શયતાન તરફથીછે, અને થાંતી અને નીશાતથી કરવું તે ખુદાવંદે મન્નાન તરફથી છે; અજમાવામાં આવેલ છે કે જે કામ વીચાર કર્યા વીના ઊતાવળથી થાય છે તેમાં નુકસાન ખમવું પડે છે, પસતાવું પડે છે, અને જે કામ ધીરે અને વીચારીને થાય છે તેમાં પસતાવું પડતુ નથી, અને આસીફતની મઝીમ્મત માટે એટલુંજ બસ છે કે એ સીફતવાળાની કદર હોતી નથી. લોકોની નજરોની સામે બેએતેબાર થઈજાયછે,

આ સીફત નાબુદ થવાનો ઇલાજ એછે કે જ્યારે કોઇ કામ ઉતાવળથી કરવા દીલ

આપ ત્યારે વીચાર કરવો જોઇયે કે આનું પરીણામ શું થશે? તેમાં કેવી અને કેટલી ખરાબી છે? અને અગર પાછળથી પસતાવું પડશે તો કેટલી શરમીંદગી ઊપાડવી પડશે? અને જો ધીરજ અને સબરથી પરીણામ તરફ નજર કરીને એ કામ કરીશ તો તેમાં વધારે ફાયદો થશે અને પસતાવું અને શરમાવું નહીં પડે, અને ધીરજ અને સબરની સીફત નબીયો અને અવલીયાઓની છે, તો દરેક કામ કરવામાં અથવા કાંઇ વાત કરવામાં બોલવામાં પહેલેથી ખુબ વીચારીને કરવું બોલવું, આ સીફત ગંભીર અને દ્રઢ મનવાળા હીમ્મતવાળાની છે, હઝરતે રસુલે ખુદા સ૦ ની તારીફમાં "સાહેબુલ વેકારે વસ્સકીનાહ" શબ્દો છે, અને અખબારમા છે કે મોઅમીન છે તે અલબત્તા વકારવાળો હશે, આ એવી સીફત છે કે ઇનસાનોની નજરોમાં બહુજ શોભાયમાન અને સારી લાગે છે, અને તેથીજ એ સીફતવાળાના વખાણ અને તારીફ થાય છે, માટે મોઅમીનને સજાવાર છે, કે આ સીફત મેળવે અને જેમ બને તેમ એ સીફતની આદતપાડે કે તેથી દીન બદીન તે સીફત કામાલ દરજાની હાસીલ થાય.

## ફસલ ૩૪ મી બદ ગુમાની વીશે.

જાણવું જોઇએ કે ખુદા તથા લોકો તરફ બદગુમાન (ખરાબ અનુમાન) કરવું તે સીફાતે રઝીલા (ખરાબ) માંથી છે, અને તેની ઘણી મઝીમ્મત છે, અને નામરદાઈ અને કમહીમ્મતીથી આ સીફત પેદા થાય છે, કેમકે જે કમ હીમ્મત અને હોચકારો હશે તેને કાંઇ ખરાબ બાબતનો વીચાર થાય કે તરત તેને તેમાં ખરાબ વેહમ થશે, અને કમ હીમ્મતીના સબબથી એ વેહમ ઊપર આધાર રાખીને બદગુમાન કરશે અને ખોટા ખીયાલ લઇ જશે. આ સીફાત ખબીસા અને બહુજ બુરી છે, ઇનસાનને હલાકતને દરજે પહોંચાડે છે, અને એ સીફાતવાળાની નજરમાં જરાક શક કે વહમવાળી બાબત આવી કે તેના ઊપરથી હજારો જાતના તોરીંગ ઊભા કરીને એવા એવા ખોટા ખીયાલ અને વીચાર કરશે કે જેની હદ નથી અને જે વીશે શક થયો હશે તેને યકીન કરીને બેસારી દેશે, ખુદાએ તઆલા કુરઆનમાં ફરમાવે છે, અએ એ લોકો કે જેઓ ઇમાન લાવ્યા છો તમો બહુજ ગુમાન કરવાથી બચો અને પરેહઝ કરો કેમકે કેટલાંક ગુમાન એવા છે કે તેથી ગુનાહ થાય છે, અને બીજી જગ્યોએ ફરમાવે છે તમો બદગુમાન લઇજઇને હલાક થયા; હઝરતે અમીરૂલ મોઅમેનીન અ૦ ફરમાવ્યું છે કે તમો તમારા બીરાદરે મોઅમીન સાથે નેક ગુમાન રાખો અને તેઓથી થતા કામને બેહતર ધારો, અને તેઓથી વાત નીકળે તે વાતથી જ્યાં સુધી તે વીશે સારો ગુમાન થઇ શકે ત્યાં સુધી બદ ગુમાન લઈ ન જાઓ, મરવી છે કે ખુદાએ તઆલાએ દરેક મુસલમાનના ખુનને તેની આબરૂને અને તેના ઊપર બદગુમાન કરવાને હરામ ઠરાવેલ છે, અને બદગુમાનની મઝીમ્મત માટે એટલીજ વાત બસ છે કે મુસલમાનનું ખુન કરવું તેની આબરૂ બરબાદ કરવી એની સાથે બદ ગુમાન કરવાને પણ ગણેલ છે.

## ફ઼સલ ૩૪મી નો બદગુમાનીનો બાકીનો અધુરો અહવાલ.

આ બાબતમાં કાંઇ પણ શક નથી કે જે શખસ બાતીનમાં કોઇ ઉપર બદગુમાન લઈ જાય તેને ખરાબ ગણુતો હશે, અને જાહેરમાં તેને હલકી નજરથી જોશે, અને તેને જેવું માન આપવું જોઇએ તેવું માન નહી આપે, અને તેના જે હક છે તે મુજબ વરતવામાં કોતાહી કરશે, અને તેની ગીબત કરવાથી અને જે વીશે બદ ગુમાન લઇ ગયો તે બાબત જાહેર કરવાથી ખચકાતો નથી, અને આવા કારણથી પોતે નકામો હલાકતમાં ફ઼સાઇ જાય છે, અને એ વાતમાં કશો શક નથી કે જે શખસ મુસલમાનો ઉપર બદગુમાન લઇ જાય છે તેનો નફ઼સ ખબીસ છે અને તેનો અંદરનો ભાગ ખરાબ છે, અને તેથીજ દરેકને પોતા જેવો જાણે છે અને તેની બાતીનના ખબાસત જાહેરમાં આવે છે.

હાસલ કલામ મોઅમીન તો એ છે કે તેનું દીલ બદ ગુમાનીથી પાક અને સાફ઼ હોવું જોઇએ અને પાક તબીઅતમાં હમેશા પાક સીફ઼ાતો અને ઉત્મ ગુણોજ હોય છે, અને તેથી તે બદ ગુમાન લઈ જતો નથી કુજામાંથી એજ બાહેર નીકળશે કે જે તેમાં ભર્યું હશે,

બદગુમાન લઇ જવાની શરામાં મનાઇ છે અને તેનું એજ કારણ છે કે તે નથી થતુ પણ શયતાનના ફ઼રેબથી, અને બાતીનનો હાલ "અલ્લામુલગોયુબ" સીવાય બીજો કોઇ જાણુતો નથી, કોઇ દીલ એવું નથી કે બીજાના દીલની અંદરની વાત સમજી શકે, તો એ કેમ બની શકે ? કે જે બાબત ન આંખે જોઇ ન કાને સાંભળી, તે બાબત બીજામાં છે એમ બેસારી દીએ, તો બદ ગુમાન એક એવી ચીજ છે કે જોયા કર્યા વીના બીજા ઉપર અટકળે લાગુ પાડી દેવું, અને તે શયતાની રસ્તો છે, કે તે બદગુમાન શયતાન દીલમાં નાખે છે, તો બદગુમાન શયતાને ખબર આપેલી ચીજ ઠરી, તો વીચારવા અને ઇનસાફ઼ કરવાની બાબત છે કે શયતાન મરદુદ જે વાતની ખબર આપે તેના ઉપર ભરોંસો કેવી રીતે રખાય ! ! ! ! કેમકે તમામ બદમાં બદ તમામ ફ઼ાસેકમાં વધારે ફ઼ાસેક શયતાન છે, અને ખુદાએ ફ઼રમાવ્યું છે કે અગર કોઇ ફ઼ાસેક કાંઈ પણ ખબર લાવે તેને ખરી માનશો નહીં, તો ઈમાનદારને જાએઝ નથી કે તે મલઊનની વાતને ખરી માને, અગર બીજી કેટલીક બાબતથી એ વીશે ટેકો મળે તો પણ તેની વાત માનવી નહીં. જેમ કે કોઇ ઝાલીમને ઘરે કોઇ આલીમને જુવે તો શયતાન એવું બદ ગુમાન નાંખે છે કે આ કાંઈ લાલચ અને તમાથી તેને ઘરે ગયો હશે, તો એવું બદ ગુમાન લઇને તે આલીમને ખરાબ ગણવો નહીં, બલકે સમજવું કે કોઇ મઝલુમની મદદ કરવા માટે તે ઝાલીમની પાસે એ આલીમ ગયો હશે. તેમજ કોઇ મુસલમાનના મોઢામાંથી શરાબની દુરગંધ આવે તો શયતાન ફ઼રેબ આપીને બદ ગુમાન કરાવશે કે તેણે શરાબ પીઇ હરામ કામ કરયું, પણ ના અએ બાઇજાન એવું બદ ગુમાન લઈ નજા. બલકે એવો ખીયાલ કર કે કાંઇ દવા માટે શરાબનો કોગળો કર્યો હશે, અથવા કોઇ એબીજ બીમારી હશે કે શરાબથી તેનો ઇલાજ કરવો લાઝીમ થયો હશે, હાસલ કલામ મોઅમીનના માલમાં જેવી રીતે હુકમ કરે છે કે જ્યાં સુધી આંખે જોયું હોય અથવા તે શખસે ઈકરાર કર્યો હોય અથવા

બે આદીલ માણુસે ગવાહી આપી હાય અને હુકમ કરે છે. તેમજ તેના કત્લ માટે પણ આવી બાબતોથી ખાત્રી થયા વીના બદ ગુમાન લઇ જઇ ખરાબ સમજવો નહી.

હવે એવો જોગ બને કે કોઇ મોઅમીન વીશે કોઈ આદીલ શખસ કાંઇ ખરાબ બાબત કહે તો તેમાં બે બાબત છે, એક તો એ કે જો તેના કહેવાને ખોટું માનીએ તો તેના ઉપર બદ ગુમાન થાય છે કે હસદ અથવા દુશમની વીગ્નાના સબબથી કહેતો હશે, અને તેના કહેવાને ખરૂં માનીએ તો તે મોઅમીન ઉપર બદ ગુમાન લઇ જવું પડે છે. તો એવા વખતે જુદોજ રસ્તો લેવો, કે ન તો આદીલને ખોટો ગણવો ન તે મોઅમીનને ખરાબ સમજવો બલકે એ વીશે તવકકુફ કરવું અને એમ સમજવું કે રખેને તે આદીલની ગફલત અથવા ભુલ થઇ હશે.

જાણવું જોઇએ કે બદ ગુમાન લઇ જવું હરામ છે અને શરામાં મઝીમ્મત છે તે અને તેની મનાઈ છે તે એ છે કે તેને દીલમાં રસ્તો આપે અને તે તરફ વલણ કરે, અને તે બદ વાતને પાયાવાળી જાણે, અથવા તેને જાહેર કરે, પણ ફકત દીલમાં એવો વીચાર થાય અથવા શક થાય અને તેના ઉપર ભાર ન આપે તો તેની હરકત નથી, અને બદ ગુમાન તથા દીલમાં વીચાર થવો એમાં ફરક એ છે કે એક શખસ વીશે કોઇ બદ કામનો વહેમ થયો હવે એ વહેમ થતાં કે વીચાર ઉત્પન્ન થતાંજ એ બાબત ઊપર ધ્યાન ન આપે તેમજ એ વહેમ પડવાથી તેને ખરાબ ન સમજે તેનાથી અણગમો ન રાખે તેની સાથે હમેશની જેમ વરતે તેને હલકી નજરથી ન જુવે તો બદગુમાન કર્યો નહીં ગણાય, અને જો તેને ખરાબ સમજે તેનાથી અણગમો રાખે તો બદ ગુમાન લઇ ગયો ગણાશે, અને તેને દફે કરવું લાઝીમ છે,

જ્યારે બદ ગુમાન લઈ જવાની સખત મનાઇ છે અને તે હમેશાની હલાકતનું કારણ છે તેથીજ શરામાં એવા કામની બહુજ જણાઇ થઇ છે કે જે કામથી તોહમત આવે અને લોકો બદ ગુમાન કરે તે નકરવું, જેમકે હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે "ઈત્તકૂ મવાકેઅ ત્તોહમહ" એટલે તોહમતની જગ્યોથી બચો, અને હઝરતે અમીરૂલ મોઅમેનીન અ૦ ફરમાવ્યું કે જે કોઇ પોતાને તોહમતની જગ્યામાં લાવે અને તેથી લોકો તેના ઉપર બદગુમાન લઇ જાય તો તેઓને ઠપકો ન આપે. હઝરતે ઇમામે ઝયનુલ આબેદીન અ૦ થી મરવી છે કે હઝરતે રસુલે ખુદા સ૦ની બીબી સફીયાહ બીનતે હય્યાન અખતબે હીકાયત કરી કે એક વખત હ૦ રસુલે ખુદા સ૦ મસજીદમાં એઅતેકાફ માટે રહયા હતા હું હઝરતની મુલાકાત માટે ગઇ, સાંજ પછી પાછી આવી, તે વખતે હઝરત થોડે છેટે મારી સાથે આવ્યા અને કાંઈ વાતો કરતા હતા, ત્યાં અનસારમાંનો એક શખસ ત્યાં થઇને નીકળ્યો. હઝરતે તેને હાંકમારીને ફરમાવ્યું આ મારી ઓરત સફીયાહછે, આ સાંભળીને તે શખસે અરજ કરી કે યા હઝરત આવી વાત શામાટે ફરમાવી? શુ એ માનવા જોગ છે? કે હું આપ ઉપર બદગુમાન લઇ જાઉં! આપે ફરમાવ્યું ઇનસાનની રગ રગ અને લોહીમાં શયતાન ફરેછે તેથી હું ડર્યો કે તમોને ફરેબ આપીને હલાક કરે, જાણવું જોઇએ કે હઝરતની આ વાતથી ઉમ્મતને શીખામણ માટે મ્હોટી બે બાબતછે, એકતો એકે બદગુમાન લઇ જવાથી, બહુજ પરહેઝગારી કરવી, અને બચવું, બીજી એ કે દરેક જણે જોઇએ

તે હોય અને ગમે તેવો પરહેઝગાર હોય બલકે પયગમ્બર જેવો હોય તો પણ તેણે પોતાને તોહમતની જગ્યોથી બચાવવો જોઇએ તો જે કોઇ આલીમ અને પરહેઝગાર હોય અને લોકોમાં મશહુર હોય કે ઘણો નેક છે તો પણ એ વાત ઉપરથી મગરૂર ન થાય કે કોઇ તેના ઉપર બદગુમાન કરતુ નહીં હોય, કેમકે ગમે તેવો બુઝુર્ગ પરહેઝગાર અને દીનદાર હોય તો પણ તમામ જણ તેના ઉપર એક સરખી નજરે નહીં જુવે, કેમકે અગર ઘણા લોકો તેને જાહેર તેમજ બાતીનમાં સારો અને નેક જાણતા હશે, અને વહેમ પડે તેવા કામ ઉપર નેક ગુમાન લઇ જતા હશે તોપણ કેટલાક એવા હશે કે તેના એેબ શોધતા હશે અને તેના ઉપર સંપુર્ણ ખાત્રી નહીં રાખતા હોય અને એવા લોકોને તોહમતની જગ્યો મળ્યા કે બદગુમાન લઇ જતા હશે, અરબીમાં એક શેઅર છે તેનો ખુલાસો એ કે જે દોસ્ત છે તેની આંખ એેબ ભાળતી નથી અને જે દુશમન છે તેની આંખો બદીનેજ જુવે છે જે દુશમન હસદખોર છે તે દુશમનીની આંખથી જોશે અને તેની નજરે જે જે ખુબી અને નેક ચીજ પડશે તેનાથી તે આંખને મીચી લેશે અને અચાનક તેની ભલાઇ અને નેકી નજરે પડશે તે તેમે છુપાવી દેશે, અને બદીને શોધશે કે કોઇ જગ્યોથી કાંઇ પણ એેબ મળી આવે; અને જ્યારે જાહેરમાં કોઇ બદી જેવું કામ દેખાય તો તરત તેને પોતા જેવો ગણી તેના ઉપર બદગુમાન લઇ જઇ તેને રૂસવા અને ફજેત કરશે, અને એમ કરવાથી મતલબ એ હોય છે કે પોતે બદનામ હોય છે તે સાથે તે પણ બદ નામ થાય તો તેને થોડું શરમાવું પડે અને લોકો એવા શખસની ખરાબ વાત સાંભળી આ ભાઇ-સાહેબને ઠપકો થોડો આપે એટલે જ્યારે અવા અવા પરહેઝગારથી આવું કામ થાય ત્યારે બીચારા અવામઓથી થાય તેમાં શુ નવાઇ ? આતો એમ કર્યું કે પોતાનું કાળું મોઢું થયું તો તેને ધોઇ સાફ કરીને ધોળું કરવાની કોશીશ ન કરતાં બીજા ધોળા મોઢાવાળાને જબરાઇથી ચડીને તેને પણ કાળો ડાગ લગાડે કે તેથી લોકોના ધ્યાન તેના તરફ ખેંચાવાથી આની તરફ થોડી નજર થાય.

હાસલ કલામ દરેક મોઅમીનને લાઝીમ છે કે તોહમતની જગ્યોથી બચીને ચાલે કે તેથી લોકોને બદગુમાન લઇ જવાનો રસ્તો ન મળે, "નાજી" અરજ કરે છે હકીકતમાં આ વાત ઘણીજ પ્રસંદ કરવા લાએક છે અને એમજ કરવાથી ઘણે ભાગે તોહમતથી મુક્ત રહેવાય છે, પણ એટલું તો છે કે જ્યારે કોઇને કોઇ સાથે દુશમની હોય છે ત્યારે તેની નેક વાતને પણ બદ સમજે છે જેમકે કોઇ હાથમાં તસબી રાખી ઝીકરે ખુદા કરતો હોય અથવા સવાબ માટે હાથમાં તસબીહ રાખ્યા કરે, તો દુશમન તો એમજ કહેવાનો કે જોયું ભાઇ જોયું ? આ સાહેબતો આબીદ બની ગયા છે હાથમાંથી તસબીહતો મુકતાંજ નથી કેવી પરહેઝગારીનો ડોળ ઘાલે છે આ તમામ લોકોને ઠગવા માટે છે કે લોકો ઇમાનદાર અને પરહેઝગાર સમજીને તેને કાંઇ ધીરે તો ભાઇસાહેબ હોઇયાં કરી જાય; અને જો દોસ્તી હોય તો તેની ખરાબ વાતને સારી કરી બતાવેછે, જેમકે શરાબ પીધી હોય તો કહેશે કે ભાઇ તેને કાંઇ એવીજ બીમારી હશે કે શરાબ પીધા વીના બીજો કાંઇ ઇલાજ નહીં હોય, ખેર ટુકમાં એકે દરેક શખસે ખુદા અને રસુલના હુકમ મુજબ વરતવુ; જે જગ્યોએ તોહમત આવે તેથી બચવું, તે છતાં પણ કોઇ તોહમત નાંખે તો

તેનો ઇલાજ નથી પણ સાથે એ પણ છે કે સાચને આંચ નથી, ખરૂં તે ખરૂંજ છે, અને ખોટું તે ખોટુંજ છે, સોનાને ગમે તેવા કચરા માટીમાં નાંખી આપે જ્યારે સાફ કરશે ત્યારે તેની સચ્ચાઇ છુપી નહીં રહે, પીતળ ઉપર જુવે તેવી ગીલટ ચડાવશે આખર પીતળનું પીતળજ રહેવાનું, અમીર અને લાયક માણસ ગમે તેવા ખરાબ અને ફાટેલા કપડા પેહરશે તે છુપો નહીં રહે, લોકો બદગુમાન લઈ જાય એવું કામ કરવામાં ગુનાહ છે, કેમકે આગલો બદગુમાન લઇ ગયો તેનું કારણ આ શખસ થાય છે, તેથી તેના ગુનાહમાં આ પણ શરીક છે..

હવે બદગુમાની તરક થાય એવો ઇલાજ એ છે કે પહેલે તો બદગુમાનીના નુકશાન અને ગેરફાયદા ધ્યાનમાં રાખવા, પછી જ્યારે કોઇ વીશે બદગુમાન આવે ત્યારે તે વીશે કાંઇ પણ ધ્યાન કરવુંજ નહીં, તે શખસ પ્રત્યે અણગમો રાખવોજ નહીં, અને હમેશા જેવી રીતે તેની સાથે વરતતો હોય તેથી વીરૂધ્ધ ન વરતે; તેની જે તાઝીમ તવકીર કરતો હોય તેમાં કમી ન કરે, અને તેની દોસ્તીમાં વધારો કરે, અને તેની પાછળ ખાનગીમાં તેના માટે દોઆ કરે. કે તેથી શયતાન ગુસ્સામાં આવીને બદગુમાન લઇ જવાનો ફરેબ ન આપે, કેમકે તે એમ સમજશે કે આને બદગુમાન આવવા છતાં આતો તેની સાથે વધારે મોહબ્બત રાખે છે અને તેના માટે નેક દોઆ કરે છે, અને વખતે કોઇની ખતા કે ભુલ જેવામાં આવી તો તેને ફજેત ન કરતાં ખાનગીમાં નસીહત કરવી અને સમજાવવો કે એ કામ તરક કરે, પણ તેને બદલે તેની ગીબત અને બદગોઈ કરવા વળગી જવું નહીં, અને તેને ખતા કરતો જોઇને એવી રીતે ગમગીન થવું કે જેવી રીતે પોતાથી ખતા થઈ જાય તો ગમગીન થાય છે અને આગલાને નસીહત કરવાથી એ મતલબ રાખવો કે તે એ હલાકતમાંથી મુકત થાય અને નજાત પામે, અને એમ કરવાથી ત્રણ સવાબ મળશે, ૧—સવાબ તેની ખતા ઉપર ગમગીન થવાનો, ૨—જો સવાબ નસીહત કરવાનો, ૩—જો સવાબ તેને નજાત અપાવવાનો.

---

## ફસલ ૩૫ મી હુસ્નેઝન (નેકગુમાન)નું બયાન.



જાણવું જોઇએ કે હુસ્નેઝન (નેકગુમાનન) ની ઘણીજ તારીફ છે, અને નેકગુમાન ખુદા અને ખલક સાથે રાખવાના ઘણા ફાયદા છે, અને તેનાં મીઠાં અને નેક ફળ એટલાં તો ઉત્પન્ન થાય છે કે જેની હદ નથી, ખુદાની સાથે નેકગુમાન રાખવાની ફઝીલતની ઘણી હદીસો વારીદ થઇ છે જેમાંની આગળ બયાન થઈ ચુકી છે, અને તેના ફાયદા પણ લખાઇ ચુકયા છે કે તે નજાત મળવા અને ખુદાની મોહબ્બત વધારવાનું કારણ છે, તો લાઝીમ છે કે દરેક ઉપર હજાર મરતબા મેહરબાની રાખે અને માબાપ કરતાં વધારે મેહરબાન સમજે, અને તેમજ લાઝીમ છે કે કોઇ મુસલમાન ઉપર બદગુમાન લઇ ન જાય, અને તેઓના કૃત્ય અને વાતોને ખરાબ ન સમજે, અને વખતે બદીનો વહેમ જાય તોપણ તેને ખરાબ ન સમજે, બલકે પોતાને ખતાકાર જાણે અને જયારે કેટલીક મુદ્દત એ મુજબ પસાર થશે ત્યારે એ ઉમદા સીફત હાસીલ થશે અને બદગુમાની દીલથી દુર થઇ થઇ જશે, હા—અગર કોઇ ઉપર બદગુમાન જાય અને વખતે એ બદગુમાન ખરૂં અને સાચું ઠરે તો દીન અથવા દુન્યાની કોઈ

બાબતમાં નુકશાન થાય એવું હોય તો લાઝીમ છે કે એ વખતે એહતીયાતનો રસ્તો ઇખ-તીયાર કરે, એટલે તેને ખરાબ ન સમજે તેમ જે બાબતમાં બદગુમાન થયું તે દીનૂ અથવા દુન્યાની બાબત તેને ન સોંપે, એટલે તેના ઉપર નેક ગુમાન રાખી ભરોંસો ન કરે, જેમકે કોઇ ઉપર બદગુમાન થયું કે અમાનતમાં ખયાનત કરે છે તો શરા મુજબ ખાત્રી થયા વીના તેને અમાનત હજમ કરનાર સમજી ખરાબ ન સમજે, પણ તેને ભલો માણસ ગ-ણીને કાંઇ અમાનત પણ તેની પાસે ન મુકે એટલે આ એહતીયાત થઇ કે જો તે હકી-કતમાં સારો છે અને અમાનતમાં ખયાનત નથી કરતો તો તેને ખરાબ નહીં સમજ્યો અને તેની મઝીમ્મત નહીં કરી તેથી એ બદગુમાની વી૦ ના ગુનાહથી નજાત પામ્યો અને બચી ગયો, અને વખતે હકીકતમાં એવોજ હતો કે અમાનત હજમ કરી જતો હતો તો એહતીયાત કરીને તેની પાસે અમાનત નહીં મુકી તેથી માલ પણ બચી ગયો, એહતીયાતમાં એ ફાયદો છે કે બન્ને તરફથી નુકસાનમાં ફસાવાથી બચાય છે, હવે કેટલીક વખત એવું બને છે કે કોઇ અમાનત જાહેરમાં ખાઈ જતો હોય અને એ વાતની પરવા રાખતો ન હોય તો એ બાબત બીજાઓને જાહેર કરવી કે બીચારા મોઅમીન એવાના ફંદામાં ફસાય નહીં કોઇ છુપી રીતે એવું કામ કરતો હોય અને જાહેરમાં ન કરતો હોય તો આપણે તેના ઐબ ઉઘાડા કરવા ન જોઇએ પણ કોઇ સલાહ ત-રીકે પુછે કે ફલાણા સાથે મારે ભાગ કરવો છે તેને ઘરે મારે છોકરી આપવી છે વી૦ હવે તેને જો ખાનગી ભેદ ન કહીએ તો તે આપણા ન કહેવાથી તેના ફંદામાં ફસાય છે તેથી જરૂરત પ્રમાણે કહેવું જાએઝ થાય છે કે આગલો મોમીન ફસાય નહીં વી૦ અને બીજી બાબતો ગીબતના બયાનમાં ઇ૦ ખુલાસાથી આવશે.

## ફસલ ૩૬ મી, ગઝબ (ગુસ્સો) વીશે.

ગુસ્સો છે તે નફસાનીયતથી થાય છે અને તે રૂહે હયવાની અંદરથી બાહેર એટલા માટે નીકળે અને જોશમાં આવે છે કે કોઇ ઉપર સત્તા મેળવે અથવા બદલો લીએ, અને બહુજ જોશમાં ગુસ્સો આવે છે તો ધુમાડો નીકળે છે અને રગ તથા નાક ફુલી જાય છે, અને અક્કલના નુરને ઢાંકી દીએ છે, કુવ્વએ આકેલા (અક્કલની શક્તી)ને નબળો કરી નાંખે છે, અને તેથીજ બહુજ ગુસ્સાવાળાને નસીહત અને વાએઝ અસર કરતી નથી, બલકે જેમ વાએઝ અને નસીહત વધારે કરે તેમ તેમ ગુસ્સો વધતો જાય છે.

કેમકે ગુસ્સો છે તે કેટલીક બાબત માટે થાય છે, ૧—કોઇ બાબત હજુ થઇ ન હોય પણ તે થવાનો કોઇ પ્રકારનો વહેમ હોય કે ફલાણી બાબત થશે જેમકે કોઇ મારશે એવો વહેમ હોય તો એ થનાર બાબતને અટકાવવા માટે થઇને ગુસ્સો આવે છે, ૨—કોઇ બાબ-ત બની ગઇ જેમકે કોઇએ માર્યો, તો તેનો બદલો લેવા માટે ગુસ્સો ચડે છે, હવે જો તેને બદલો લેવાની શક્તી હોય અને બદલો લઇ શકે એવું પણ હોય તો લોહી ઉછળીને બાહેર દેખાવ આપે છે અને તેથી તેનો રંગ લાલ બની જાય છે, અને જો બદલો લઇ શકે એવું ન હોય અને બદલો લેવાથી નાઉમ્મેદ થઇ જાય તો લોહી અંદર ચાલ્યું જાયછે અને તેથી તેનો પીળો રંગ થઈ જાય છે.

---

જાણવું જોઇએ કે ગુસ્સાની અંદર ઇનસાન ત્રણ પ્રકારના હોય છે, ૧—"અફરાત" માં હોય છે એટલે હદથી વધી જાય છે, તેઓને ગુસ્સાની વખતે વીચાર અને હોશ રેહતો નથી, એટલુંજ નહીં પણ અક્કલ અને શરાની તાબેદારીથી નીકળી જાય છે, ૨—"તફરીત"માં હોય છે, એટલે હદથી ઘટી જાય છે, તેઓમાં "કુવ્વએ ગઝબીય્યાહ" (ગુસ્સો કરવાની શકતી) હોતો નથી, એવો શખસ ગુસ્સામાં આવતો નથી, એટલે સુધી કે જે ઠેકાણે શરા અને અક્કલની રૂએ ગુસ્સો કરવો લાઝીમ અને જરૂર છે ત્યાં પણ ગુસ્સો કરતો નથી. ૩—"એઅતેદાલ"માં છે, એટલે વચલે દરજ્જે છે, કે જ્યાં ગુસ્સો કરવો ન જોઇએ ત્યાં ગુસ્સો કરતા નથી, અને જ્યાં ગુસ્સો કરવો જોઇએ ત્યાં ગુસ્સો કરે છે, એ ગુસ્સો શરા અને અક્કલથી સારો અને પસંદ કરવા લાયક બલકે જરૂર અને લાઝીમ છે, કેમકે તેઓ શરાની હદથી વધીને ગુસ્સો કરતા નથી, તો શરા મુજબ ગુસ્સો કરવો તે હકીકતમાં ગુસ્સો નથી બલકે શુજાઅત અને કુવ્વતે નફસછે, અને જે હદથી વધી જાયછે તે ખરાબ હયવાની સીફત છે, અને હદથી ઘટી જાય તે નાહીમ્મતી અને નામરદી છે, અને એવો શખસ બેગૈરત અને બેશરમ છે, અને તેથીજ કહે છે કે ગુસ્સાને વખતે ગુસ્સો ન કરે તે ખર (ગધેડો) છે, હઝરતે અમીરૂલ મોઅમેનીન અ૦ થી મરવી છે કે હઝરતે રસુલે ખુદા સ૦ દુન્યા માટે હરગીઝ ગુસ્સે થતા નહીં, પણ દીન માટે ગુસ્સો કરતા હતા ત્યારે કોઇને ઓળખતા નહતા, અને જ્યાં સુધી હકની મદદ કરતા નહતા ત્યાં સુધી તેઓનો ગુસ્સો નરમ પડતો નહતો.

જાણવું જોઇએ કે હદથી વધેલો ગુસ્સો બહુજ હલાક કરનાર અને આફત લાવનાર બાબત છે, અને કોઇ કોઇ વખત એમ પણ બને છે કે તેથી હમેશા માટે હલાક અને શકી થાય છે, કેમકે ગુસ્સામાં આવી કોઇને નાહક મારી નાંખે અથવા કોઇ અવયવ ભાંગી નાંખે કે તેથી દીન અને દુન્યાની બદબખતીએ પહોંચે છે, અને કોઇ કોઇ વખતે અનહદ ગુસ્સાથી અચાનક મરી પણ જાય છે, હકીમોએ કહેલ છે કે જે કશ્તી વમળમાં આવી પડી હોય તુફાની હવા ચાલી રહી હોય ચારે તરફથી મોજા ઉછળતા હોય તેમાં સલામત રહેવાની જેટલી આશા હોય તે કરતાં જે હદથી વધી ગીએલાવાળાને હલાકતમાંથી બચવાની આશા થોડી હોય છે, હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે બહુજ સખત ગુસ્સો છે તે ઇમાનને ખરાબ કરી નાખે છે જેમકે સીરકો મદને ખરાબ કરી નાખે છે, હઝરતે ઇમામે જાઅફરે સાદેક અ૦ થી મરવી છે કે ગુસ્સો છે તે દરેક બદીની ચાવી છે, અને એજ હઝરતથી મરવી છે કે ગુસ્સો છે તે દાના માણસના દીલને હલાક કરે છે અને જે શખસ પોતાના ગુસ્સા ઉપર કાબુ રાખતો ન હોય તે પોતાની અક્કલ ઉપર પણ કાબુ રાખતો નથી, ગુસ્સાથી ખરાબીઓ ઉત્પન્ન થાય છે, જેમકે કોઇને બદ બોલવું મ્હેણાં મારવાં કોઇના ભેદ ખોલી દેવા પરદા ફાડી નાંખવા, અને ગુસ્સાની ખાસીયત એ છે કે જ્યારે તેની ભડકેલી આગ ઠંડી પડે છે ત્યારે તે પસ્તાય છે, અને ગુસ્સો એવો છે કે દોસ્તો સાથે દુશમની કરાવે છે, અને દુશમનો સાથે લડાઈ કરાવે છે, સગાઓ સાથે જુદાઇ નખાવે છે, અને ગુસ્સો એવો છે કે ઝાડ પત્થરને ગાળો આપે છે, ઠામ પછાડે છે, કાંઇ ન ચાલે તો પોતાનુંજ માથુ કુટવા લાગે છે, કપડાં ફાડી નાંખે છે, અને બેહોશ પણ થઇ જાય છે,

તો આવા કામ બહાદુરી અને મજબુત દિલ વાળાનાં ન હોય, જેમકે હઝરતે રસુલે ખુદા સ૰ ફરમાવ્યું કે શુજાઅ (શુરવીર) એ છે કે ગુસ્સાને વખતે પોતાને સંભાળે.

## ફસલ ૩૭ મી ગઝબ (ગુસ્સો) નો ઇલાજ.

ગુસ્સાની ખરાબી અને તેથી થતા નુકશાન ધ્યાનમાં આવ્યા તો હવે તેનો ઇલાજ જાણવો જોઇએ કે તે થકી ગુસ્સાને થંડો પાડવો અને ગુસ્સા વખતે પોતાને સંભાળવું, ગુસ્સાનો ઇલાજ કેટલીક ચીજથી છે. ૧—ગુસ્સો ઉત્પન્ન થવાની ચીજો જેમકે બડાઇ, ફખર, ખુદપસંદી, મશકરી, અતીશે લોભ, દુશમની મનની ઇચ્છા વી૰ વી૰ ખરાબ સીફાતોથી ગુસ્સો આવે છે માટે પહેલે એ બુરી ચીજોને દુર કરવી, કેમકે જ્યાં સુધી આ ચીજોને તરક ન કરે ત્યાં સુધી ગુસ્સાથી મુક્ત નહીં થવાય, ૨—ગુસ્સાની મઝીમ્મતની જે હદીસો વારીદ થઇ છે તેને જુવે અને વીચારે, જેમકે તેમાંની થોડીક હદીસો આગળ બયાન થઇ ગઈ. ૩—ગુસ્સાને અટકાવવા અને રોકવાની તારીફમાં જે હદીસો આવી છે તેને જુવે જેમકે હઝરતે રસુલે ખુદા સ૰થી મરવી છે કે જે શખસ પોતાનો ગુસ્સો લોકોથી અટકાવે તેનાથી કયામતમાં ખુદા અઝાબ અટકાવશે, હઝરતે ઇમામે મોહમ્મદે બાકેર અ૰ થી મરવી છે કે તવરેતમાં જે બાબતો લખી છે તેમાં એ પણ છે કે ખુદાએ મુસા અ૰ ને ફરમાવ્યું કે જેના ઉપર મેં તને ઇખતીયાર આપ્યો છે તેના ઉપર ગુસ્સો કર નહી, કે તેથી હું પણ તારા ઉપર ગુસ્સો ન કરૂં, હઝરતે ઇમામે જાઅફરે સાદેક અ૰ ફરમાવ્યું કે ખુદાએ બાઅઝે પયગમ્બરને વહી મોકલી કે ગુસ્સાને વખતે મને યાદ કર કે હું પણ ગુસ્સાને વખતે તને યાદ કરૂં અને તને હલાક ન કરૂં, એજ જનાબથી મરવી છે કે ગામડાનો રેહવાશી એક શખસ હઝરતે રસુલે ખુદા સ૰ ની ખીદમતમાં આવ્યો અને અરજ કરી કે યા હઝરત હું ગામડાનો રહેવાશી છું માટે મને નસીહતનો કોઈ એવો કલેમો ફરમાવો કે તેમાં દીન અને દુન્યાની ભલાઇ હોય, આપે ફરમાવ્યું હરગીઝ કદી ગુસ્સો કરીશ નહીં, તેણે ત્રણ વખત એજ સવાલ કર્યો અને હઝરતે તેજ જવાબ આપ્યો. અને એજ હઝરતથી રેવાયત થઇછે કે જે કોઇ કોઇ ઉપર ગુસ્સે થતા અટકે તો ખુદા તેના એબને છુપાવે છે. અને આ વીશે ઘણી હદીસો વારીદ થઈ છે, ૪—ગુસ્સાથી વીરૂધ હીલ્મ (સહનશીલતા) છે તેના ફાયદા ધ્યાનમાં લાવે, અને હીલમનો જે તારીફ છે તે જુવે, જેમકે આગળ એ વિશે બયાન થશે, તો બને તેમ કરીને પોતાને ગુસ્સાથી અટકાવવો અને નરમાસ ઇખતીયાર કરવી, અને ગુસ્સો આવે તો પણ જાહેર ન કરવો, તો જે કોઇ એ પ્રમાણે કેટલીક મુદત સુધી કરે તો એ મુજબ વરતવાની આદત પડી જશે, ૫—જે કામ કરે જે બાબત બને જે સુખુન નીકળે તેની શુરૂઆતમાં વીચાર કરવો અને એવે વખતે ગુસ્સાથી પોતાને બચાવવો, ૬—જેઓને વધારે ગુસ્સો હોય એવા લોકોની સોહબતથી બચવું, કેમકે સોહબત તેવી અસર એ વાત મશહુરછે અને સરવે જાણે છે, જાણવું જોઇએ કે કેટલાંકમાં નરમાસ હોતી નથી ગુસ્સો હોય છે. છતાં પોતાને બહુજ સારા અને ઉતમ ગણે છે અને બદલો લેવા અને ગુસ્સો કરવા તૈયાર થઇ

જાણે છે અને એને શુજાઅત અને મરદપણું સમજે છે અને કહે છે અમો એવા છીએ કે કોઇની જરા વાત પણ સાંભળી શકતા નથી ગમે તેવો હોય તેનો મુકાબલો કરીએ છીએ, તો એવા લોકો નાદાન અને સમજ વીનાના સમજવા. એવાની સાથે પણ સોહબત રાખવી નહીં, ૭—ખુદા તરફથી થતા બનાવો જેમકે બલા બીમારી તંગી વી૦ ને સમજે કે આ બાબતો ખુદાએ બંદાને માટે પોતાની મસલેહતથી મુકરરર કરી છે, તો એવી એવી બાબતો માટે ગુસ્સે થવું નકામુ છે, ૮—ગુસ્સો છે તે દીલની બીમારી અને અક્કલની કમીના સબબથી છે, તો વીચારવું કે ગુસ્સો કરવો તે કાંઇ અક્કલમંદી અને પહેલવાનીનું કામ નથી, એ તો જાહેર છે કે કમ અક્કલને ગુસ્સો વધારે હોય છે જેમકે દીવાના અને બહુજ ઘરડા અને બીમાર જરા જરા વાતમાં ગુસ્સે થઇ જાય છે, ૯—એ પણ ધ્યાનમાં રાખવું કે ખુદાનું જોર તેની સત્તા અને કુદરત ઇનસાન ઉપર ગાલેબ છે, તો જે ગરીબ અશકત હોય તેના ઉપર ગુસ્સો કરવો નહીં અને વીચારવું કે આજે નબળા ઉપર ગુસ્સો કરીશ તો કાલે કયામતમાં અથવા દુન્યામાં તે ખુદાવંદે કહ્હાર અને જબ્બાર ગુસ્સો કરશે તેથી શી વલે થશે? આગળની તવારીખોમાં લખ્યુંછે કે બની ઇસરાઇલના દરેક બાદશાહની પાસે અક્કલવાળો હકીમ રહેતો અને તેના હાથમાં સહીફા રહેતો તેમાં લખેલું હોતું કે તાબાના માણસો ઉપર રહમ કર, મોતથી ડર, કયામતના દીવસને ભુલ નહીં, અને જ્યારે બાદશાહ ગુસ્સે થતો ત્યારે તે હકીમ એ સહીફા તેના હાથમાં આપતો તેથી તે વાંચતો અને તેનો ગુસ્સો થંડો પડી જતો. ૧૦—એ વાતનો પણ ખીયાલ રાખવો કે જેના ઉપર આજે સખતાઇ વાપરે છે તે શખસ કાલે એવો શકતીવાન અને ઝબરદસ્ત થાય કે તેની તાબેદારી કરવી પડે તો તે પોતા ઉપર ગુજરેલી સખતીનો કેવો અને કેટલો બદલો લેશે ? !!! ૧૧—દરેક હલીમ અને સહનશીલ સરવે ઉપર ગાલેબ અને જબરદસ્ત રહે છે અને લોકોની સામે માનવંત અને ઇજ્જતવાળો હોય છે, અને દરેક ગુસ્સાવાળો અને ઘબરાઇ જનાર હારેલો અને વકર વીનાનો હોય છે. ૧૨—એવો વીચાર કરવો કે ગુસ્સાને વખતે ઇનસાનની કેવી ખરાબ અને અણગમો ઉપજાવનારી સુરત થઇ જાય છે! અને તેના અવયવ કેવા વાંકાચુકા દેખાય છે !!!

ગુસ્સો દફે કરવા માટે આ બાર ઇલાજ બયાન થયા ઉપરાંત ગુસ્સો દુર થવાનો ઇલાજ એ પણ છે કે ગુસ્સો ચડી આવે તે વખતે “શયતાન” થી પનાહ માગવી અને કહેવું **“અઊઝો બીલ્લાહે મેનરશયતાનિર રજીમ”** અને જો ગુસ્સાને વખતે ઉભો હોય તો બેસી જાય, અને બેઠો હોય તો સુઈ જાય, અને ગુસ્સો આવે તે વખતે થંડા પાણીથી ગુસલ કરવું વઝુ કરવું ફાયદાકારક છે કે તેથી ગુસ્સો થંડો પડી જાય છે, અને એકબીજા ઉપર રહમ કરવી જોઇએ એવા સગા ઉપર ગુસ્સો આવ્યો હોય તો તેના અંગને હાથ અડાડે તો પણ ગુસ્સો દુર થઈ જાય છે જેમકે હદીસોમાં વારીદ થયું છે.

## ફસલ ૩૮.મી હલ્મ (સહનશીલતા) નું બયાન.



જાણવું જોઇએ કે ગુસ્સાથી ઊલટું **હીલમ** છે અને હીલમ એ છે કે ગુસ્સાને વખતે મનને ઘબરાવા ન આપે અને દ્રઢ રાખે, અને ઝમાનાના અણગમાના બનાવોથી

જલદી બેચેન ન કરે, અને ગુસ્સાને પીઈ જવો તે અગરચે હીલમ નથી તો પણ ગુસ્સાથી વીરૂધ બાબત છે અને તે પણ પસંદ કરવા લાયક છે, તો આ બન્ને સીફાત ઘણી ઉમદા અને નેક ખસલતો છે, પણ હીલ્મ છે તે બહુજ ઉમદા અને અઅલા સીફત છે, ઇલમની પછી ઉમદા સીફત હીલ્મ છે, બલકે હીલમ વીના ઇલમથી ફાયદો થતો નથી, અને તેથી જ્યારે ઇલમનું બયાન થાય ત્યારે હીલમનું પણ બયાન થાય છે – હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે ખુદાવંદા મને ઇલ્મના સબબથી બેનયાઝ કર અને હીલમ થકી મને ઝીનત આપ, અને એજ હઝરતે ફરમાવ્યું કે પાંચ ચીજો મુરસલ પયગમબરોનો તરીકો છે અને તે પાંચમાંથી એક હીલમની સીફત છે એજ હઝરતે ફરમાવ્યું કે ખુદા પાસે મ્હોટો બુલંદ મરતબો તલબ કરો, અરજ કરી કે કઇ ચીજથી હાસીલ થાય છે? ફરમાવ્યું કે જે તમારાથી દોસ્તી તોડી નાંખે તેની સાથે દોસ્તી કરો, જે તમારાથી નેકી ન કરે તેની સાથે નેકી અને એહસાન કરો, જે નાદાનીથી વરતે તેની સાથે હીલ્મથી વરતો અને ફરમાવ્યું કે બંદો હીલ્મના સબબથી એવે મરતબે પહોંચે છે કે જાણે દીવસના રોઝા રાખે અને રાતના ઇબાદત કરીને જાગે, અને ફરમાવ્યું ખુદાવંદે કરીમ હીલમવાળાને દોસ્ત રાખે છે, અને બેપરવાઇથી બદલો લેનારને દુશમન રાખે છે, અને ફરમાવ્યું કે ત્રણ ચીજ એવી છે કે જેમાંની એક પણ જેમાં ન હોય તેને કોઈ અમલ ફાયદો નહીં પહોંચાડે, ૧—એ પરહેઝગારી કે તેને ગુનાહથી બચાવે. ૨—એ હીલ્મ કે તેના સબબથી બેવકુફોની જીભ ટુંકી થાય, ૩—હુસ્ને ખુલ્ક (નેક વર્તણુંક) કે જે થકી લોકોમાં જીંદગી ગુજારે, એજ હઝરતથી મરવી છે કે જ્યારે ખલાએક ભેગી થશે ત્યારે આવાજ આપવામાં આવશે કે ફઝલવાળા લોક કયાં છે? આ સાંભળીને એક ટોળું ઉભુ થઇને બેહીસ્ત તરફ જલદીથી રવાના થશે, મલાએકા તેઓને પુછશે કે શામાટે ઉતાવળથી બેહીસ્ત તરફ જાઓ છો? તો તેઓ કહેશે કે અમો ફઝલવાળા છીએ, તેઓ પુછશે તમારા માટે કઈ ફઝીલત અને ઇઝ્ઝત હતી? તેઓ કેહશે કે જ્યારે અમારા ઉપર ઝુલમ થતો હતો ત્યારે સબર કરતા હતા, અને જે કોઇ અમારી સાથે બદી કરતું તેને માફ કરી આપતા હતા, જે કોઇ અમારી સાથે નાદાની કરતું તેઓ સાથે હીલ્મથી વરતતા હતા; તે વખતે મલાએકા કહેશે કે ખરી વાત છે તમે ફઝલવાળા છો જાઓ બેહીસ્તમાં દાખલ થાઓ, અને એજ હઝરતે ફરમાવ્યું કે કોઇ પણ જહાલત અને નાદાની વાળાને હરગીઝ ખુદાએ માનવંત કરેલ નથી, તેમજ કોઇ પણ હીલ્મ અને નરમાસ વાળાને બેઇઝ્ઝત અને ઝલીલ કરેલ નથી, હઝરતે અમીરૂલ મોઅમેનીન અ૦ ફરમાવ્યું કે માલ અને અવલાદ વધારે હોવામાં ખૈર અને ખુબી નથી, બલકે હીલ્મ અને અમલ બહુજ વધારે હોય તેમાં ખેર અને ખુબી છે, હઝરતે ઇમામે જાફરે સાદેક અ૦ થી મરવી છે કે દરેકને માટે હીલ્મ છે તે મદદગાર અને કુમક કરનાર બસ છે, અને અગર કોઇમાં હીલ્મ ન હોય તો હીલ્મવાળો થાય, અને એજ હઝરતે ફરમાવ્યું કે જ્યારે બે જણમાં તકરાર અને કજીયો થાય ત્યારે બે ફીરીશ્તા નાઝીલ થાય છે, અને જે બેવકુફી અને નાદાની કરે છે તેને કહે છે કે બસ બસ તેં જે કહ્યું તે કહ્યું અને જે કાંઇ બોલ્યો તેને લાયક તુંજ છે અને તેની તને સજા મળશે, અને જેણે હીલ્મ ઇખ્તીયાર કર્યું અને સબર કરી તેને કહે છે કે અગર હીલ્મને તું નભાવી રાખીશ

તો ખુદાએ તઆલા જલદીથી તને બખશી આપશે. જાણવું જોઇએ કે ગુસ્સો પીઇ જવાની ઘણીજ ફઝીલત વારીદ થઈ છે. એક દીવસ એ હઝરતે એક ગુલામને કાંઇ કામ માટે મોકલ્યો પણ તે ગુલામને વાર લાગી તેથી તેની પાછળ ગયા તો જોયું કે એક જગ્યોએ સુઇ ગયો છે તેથી હઝરત તેને સીસહને બેસી ગયા અને એટલી હવા નાખીકે તે ઉઠી ગયો, તે વખતે આપે ફરમાવ્યું કે અએ ગુલામ ખુદાની કસમ આટલો બધો ઇખતીયાર તને નથી કે રાત અને દીવસ સુવે રાત તારા માટે છે અને દીવસ અમારા માટેછે, ખુદાએ કુરઆને શરીફમાં ગુસ્સો પીઇ જવાની ઘણી તારીફ કરી છે, અને તે વીશે હદીસો પણ ઘણી વારીદ થઇ છે, હઝરતે રસુલે ખુદા સ૦ થી મરવી છે કે જે કોઇ ગુસ્સો ઉતારી શકતો હોય તે પોતાનો ગુસ્સો પીઈ જાય તો કયામતના દીવશે તેના દીલને ખુદા ખુશનુદ કરશે.

## ફસલ ૨૯ મી ઇન્તેકામ (બદલો) લેવા વીશે.



કોઇ બદી કરે તેનો બદલો લેવાને ઇન્તેકામ કહે છે, બદલો કેટલીક જાતનો હોયછે, જેટલી બદી કરી તેટલો, અથવા તેથી વધારે, અથવા તેથી ઓછો, કેટલાક બદલા લેવા હરામ છે, જેમકે કોઇએ ગાળ આપી તો તેને બદલે ગાળ દેવી હરામ છે, કોઇએ ગીબત કરી તો તેની ગીબત કરવી હરામ છે, કોઇએ બોહતાન કર્યું તો તેના ઉપર બોહતાન કરવું હરામ છે, તેમજ બીજી હરામ બાબતોનો હરામ બાબતથી બદલો લેવો હરામ છે, હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે અગર કોઇ તને એવા ઐબ વીશે ઠપકો આપે કે જે ઐબ તારામાં હોય, તો તું તેને તેનામાં જે ઐબ હોય તે વીશે ઠપકો આપ નહીં, અને ફરમાવ્યું કે બે જણ એક બીજાને ગાળો આપે તો તે બે શયતાન છે કે તમામને નડે છે, એક દીવસે હઝરતે રસુલે ખુદા સ૦ ની સામે એક શખસ એક અસહાબને ગાળો દેતો હતો અને અસહાબ ચુપ હતો, તે પછી અસહાબ પણ તેને ગાળો દેવા લાગ્યો, તે વખતે ઉભા થઇને ફરમાવ્યું તું ચુપ હતો તે વખતે તારા તરફથી ફીરસ્તો જવાબ આપતો હતો, પણ તું જવાબ દેવા લાગ્યો તેથી ફીરસ્તો ચાલતો થયો અને શયતાન આવ્યો, અને જ્યાં શયતાન આવે ત્યાં હું બેસતો નથી.

દીનદારને જરૂર છે કે જ્યારે કોઇ તેના ઉપર ઝુલમ કરે અને તે ઝુલમ હાથ વડે અથવા જીભવડે હોય અને તેનો બદલો શરામાં લેવાનું મુકરરર હોય તો તે મુજબ બદલો લીએ અને તેટલાજ ઉપર બસ કરે, અને તેથી વધી ન જાય, અગરચે બેહતર તો એ છે કે બદલોજ ન લીએ બલકે માફ કરી આપે, અને અગર એ વીશે શરામાં કાંઈ બદલો લેવાનું મુકરરર ન હોય તો શરાથી વધીને પોતાની ખુશી મુજબ બદલો લીએ નહીં, અને વખતે કાંઈ જવાબ આપવો હોય તો એવા શબ્દો કાઢે કે જે હરામ ન હોય જેમકે કોઇ ગાળો આપે અથવા મઝીમ્મત કરે વી૦ કે તેનો બદલો શરામાં ન હોય તો તેને એટલુંજ કહે કે અએ બેહયા અએ બેશરમ અએ બદમીઝાજ આમ શામાટે વરતે છે? અગર મજકુર બાબતો તેમાં હોય તોજ એવા શબ્દો કહે, અથવા કહે કે ખુદા તારી પાસેથી બદલો લીએ, તને તેનો બદલો આપે, અથવા કહે કે તું કોણ છે? કે તને હું જવાબ આપું!

અએ જાહીલ અએ અહમક, અને આ શબ્દો કહેવા તે જુદા નથી કેમકે કોઇ શખ્સ જહલ અને અહમકપણાથી ખાલી નથી, જેમકે મરવી છે કે ખુદાની જાતને ઓળખવાથી તમામ જણ જાહીલ છે, અને વધારે સારૂં તો એજ છે કે એવા શબ્દો પણ કહે નહીં, બલકે ખુદાને હવાલે કરે, કેમકે ઇનસાન જ્યારે જવાબ આપવા લાગે છે ત્યારે પછી પોતાને સંભાળવું મુશકીલ થઇ પડે છે અને જે ધાર્યું ન હોય તે બોલાઇ જવાય છે, અને ઘણા લોકો ગુસ્સાને વખતે પોતાને રોકવાથી અશકત હોય છે, અને અગર એવો મવકો હોય કે જવાબ ન આપે તો બેગૈરત અને બેહમીયત થાય તો એવી જગ્યોએ શરીઅત મુજબ બદલો લીએ, અને થોડો બદલો લીએ કે તરત રાજી થઇ જાય, હજરતે રસુલે ખુદા સંથી મરવી છે કે ઇનસાન કેટલીક જાતના છે. કેટલાંક ઝાઝીવારે ગુસ્સે થાય છે અને જલદીથી તેઓ ગુસ્સો ઉતારી રાજી થાય છે, અને કેટલાક જલદી ગુસ્સે થાય છે અને જલદી તેઓ ગુસ્સો ઉતારી રાજી થાય છે, અને કેટલાંક જલદી ગુસ્સે થાય છે અને ઝાઝીવારે તેઓ ગુસ્સો ઉતારી રાજી થાય છે, અને કેટલાંક ઝાઝીવારે ગુસ્સે થાય છે, અને તેઓ ગુસ્સો પણ ઝાઝીવારે ઉતારી રાજી થાય છે, તો આટલી જાતમાંથી એ લોક સારા છે કે જેઓ ઝાઝી-વારે ગુસ્સે થાય છે અને તેઓ ગુસ્સો જલદી ઉતારી રાજી થાય છે, અને મજકુર લોકોમાં વધારે ખરાબ એ લોક છે કે જેઓ જલદી ગુસ્સે થાય છે અને તેઓ ગુસ્સો ઝાઝીવારે રા-ખ્યા પછી રાજી થાય.

જાણવું જોઇએ કે નરમાશ કરવા અને ગુસ્સો ન કરવાની તેમજ બદલો ન લેવાની ઘણી તારીફ થઇ છે; પણ બેહયા થવાની પણ મનાઈ છે, અને એકદમ એવું પણ થઇ ન જવું કે લોકો માથે ચડી જાય, જેમકે તે વીશે દુન્યાદારોની પણ એક નકલ સાંભળવામાં આવી છે કે એક વખત એક સાંપ ગુરૂનો ચેલો થયો, ગુરૂએ સીખામણ આપી કે કોઇને પણ કરડીશ નહીં કોઇને સતાવીશ નહીં, તેણે એ વાત કબુલ કરી, પછી તે સાંપ કોઇ કોઈ વખતે રસ્તામાંથી નીકળે તો કોઇને સતાવે કે કરડે નહીં, તેથી લોકો તેની આદતથી વાકેફ થઇ કોઇ પુછડી ખેંચે, કોઇ લાકડી મારે, કોઇ કાંકરા ફેંકે પણ તે બીચારો કાંઇ બોલે નહીં, એક વખત ગુરૂની મુલાકાતે ગયો તો ગુરૂએ જોયું કે ચેલા તો સુકાઈ ગયા અને જખમી થઇ ગયા છે તેથી પુછયું અરે તારો હાલ એવો કેમ થયો ? તેણે અરજ કરી લોકો મને બહુજ સતાવે છે કોઇ કાંકરા મારે છે કોઈ ઢેફાં ફેંકે છે કોઇ પુછડી તાણે છે, ગુરૂએ કહ્યું તુ કાંઇ બોલતો નથી ? ચેલાએ કહ્યું સાહેબ આપે મના કરી છે તેથી હું કાંઇ બોલતો નથી, ગુરૂએ કહ્યું મેં તને કરડવાની મનાઇ કરી પણ ફુંફાડો કરવાની કાંઇ મનાઇ કરી નથી, માટે તારે કરડવું નહીં પણ ફુંફાડો તો જરૂર કરવો જો એમ કરીશ તો લોકો ડરીને ભાગી જાશે નહી તો હેરાન કરશે.

બદલો ન લેવાની આદત પડવાનો ઇલાજ એ છે કે બદલો લેવાના ગેરફાયદા વીશે વિચાર કરવો કે તેથી દુન્યા તેમજ દીનમાં ઘણું નુકસાન પહોંચે છે, અને જાણવું કે બદલો લેવાનું ખુદાને સોંપીશ તો તે માલીક "મુનતકીમે હકીકી" છે તે બરાબર બદલો લેશે, અને એ વિશે જોએલું સાંભળેલું છે અને હદીસોથી પણ સાબીત છે, અને જો બદલો ન લઇએ અને આમલો જરા પણ અક્કલ રાખતો હોય તો તેને સદમો થશે અને પસ્તાશે,

અને એ તેનું શરમાવું અને પસતાવું તે બદલો લીધા કરતાં વધી જશે, અને જો તેને સમજ નથી તો બદલો લેવાથી પણ વધારે અસર નહીં થાય, અને જેમ જેમ બદલો લઈએ તેમ તેમ આપણને વધારે સદમો પહોંચવાનો, અને તેને તો કાંઇ પણ થવાનું નહીં. ઇાંસલકલામ જ્યારે બદલો લેવાનું દીલ થાય ત્યારે એ મુજબ દીલને સમજાવીને અટકાવી રાખવું, કે એમ કરવાથી બદલો ન લેવાનો આદત પડી જશે.

## ફસલ ૪૭ મી અફ્‌વ (માફ કરવું) વીશે.

જાણવું જોઇએ કે માફ કરી આપવું તે ઊમદા અને બહુજ પસંદ કરવા લાયક સીફ્‌ત છે, કુરઆન અને હદીસોમાં માફ કરી આપવાની ઘણી તારીફ વારીદ થઇ છે, ખુદા કુરઆનમાં ફરમાવે છે અગર માફ કરી આપો તો તે પરહેઝગારી અને તકવાની બહુજ નજીક છે, હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે એ ખુદાની કસમ જેના કુદરતના હાથમાં મારી જાન છે ત્રણ ચીજ એવી છે કે તે વીશે કસમ ચાહે તો કસમ ખાઉં,

૧—સદકો આપવાથી માલમાંથી કાંઇ પણ ઓછું થતું નથી. ૨—જે કોઇ પોતા ઉપર થીએલા ઝુલમને બખશી આપે તેની ઇજ્જત કયામતમાં ખુદા વધારશે, ૩—જે કોઇ માગવાનો એક દરવાજો ખોલશે તેના માટે મોહતાજી અને ફકીરીનો એક દરવાજો ખુલ્લો થશે, એટલે માગશે તો પૈસાવાળો નહીં થાય પણ ઉલટો ભીખારી થશે. એજ હઝરતે ફરમાવ્યું કે માફ કરવાથી ઇજ્જતમાં વધારો થાય છે માટે તમો માફ કરો કે ખુદા તમોને માનવંત કરે, એજ હઝરતે એક શખસને ફરમાવ્યું કે તું ચાહે છે કે દુન્યા અને આખેરતના અફ્‌ઝલ અખલાકની ખબર આપું ?! પછી આપેજ ફરમાવ્યું તે એ છે કે જે તારાંથી છેટે ભાગે તેનાથી નજીકી કર, જે તને મહરૂમ રાખે તેને આપ, જે તારા ઉપર ઝુલમ કરે તેને માફ કરી આપ.

ગરવી છે કે હઝરતે મુસા અ૦ અરજ કરી કે ખુદાવંદા તારા બંદા માટે સરવેથી વધારે કોણ માનવંત છે ? જવાબ મળ્યો કે જેના ઉપર ઝુલમ થાય અને તે બદલો લેવાની શકતી રાખતો હોય છતાં માફ કરી આપે તે, હઝરતે ઇમામે મોહમ્મદે બાકેર અ૦ ફરમાવ્યું કે બદલો લઇને પસતાવા કરતાં માફ કરીને પસતાવું બેહતર અને સારૂં છે, માફ કરવું તે સીફ્‌ત ઉમદા હોવા વીશે એટલીજ વાત બસ છે કે તે સીફ્‌ત ખુદાવંદે ગફ્ફારની છે.



## ફસલ ૪૨ મી સખતાઇ વીશે.

જાણવું જોઇએ કે સખતાઇની સીફ્‌ત ખબીસ અને ખરાબ છે, કેમકે કાંઇ પણ કરવા બોલવામાં સખતાઇ વાપરવી અને ભવાં ચડાવવી તેથી લોકો નફરત કરે છે, અને એવી સીફ્‌તવાળાને જીંદગી પણ કડવી અને ભારે થઇ પડે છે, નરમી એવી ઉમદા ચીજ છે કે નરમીના સબબથી દુશમનનો ચામડી પણ ખેંચી શકાય છે, અને સખતી અને કડવાસ એવી બુરી ચીજ છે કે તેથી દોસ્ત પણ દુશમન થઇ જાય છે, બાઅઝે અખબારથી સાબીત થાયછે

કે બહુજ સખતી અને કડવાસથી પ્રમાન પણ ચાલ્યું જાય છે, અને શયતાનનું લશકર દાખલ થાય છે, માટે દરેક અક્કલમંદને લાઝીમ છે કે એ બદ સીફાતેથી બહુજ પરેહેઝ કરે અને દરેક કામ કરે અથવા સખતી કરવા ચાહે તો પહેલે જરા વીચાર કરે કે તેનું પરીણામ શું થશે, અને એ બાબતથી પોતાને બચાવે, અને મહેરબાનીની સીફતના ફાયદા તરફ ધ્યાન કરીને એ સીફત ઈખતીયાર કરે.

આ સીફતથી ઉલટી જે નેક સીફત છે તે નરમી અને મેહરબાની અને મીઠાસ છે, આ સીફાત મોઅમેનીન અને નેક લોકોની છે, અને તેથીજ હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે રીફક ( નરમાસ ) જોવામાં આવે એવી ચીજ હતે તો કોઈ મખલુક તે કરતા સારી દેખાતે નહીં,

અને ફરમાવ્યું રીફક અને નરમીને જ્યાં રાખે ત્યાં ઝીનત થાય છે, અને જ્યાંથી ઉપાડી લીએ ત્યાં અયબ દેખાય છે, અને ફરમાવ્યું કે ખુદા મહેરબાન અને રીફકવાળો છે અને જેમાં એ સીફાત હોય તેને દોસ્ત રાખે છે, નરમાસથી ઈનસાનને જે મળે છે તે સખતાઈથી મળતું નથી, રીફક અને નરમાસ મુબારક અને ઉત્તમ છે, સખતાઈ ખરાબ અને શુમ છે, બીજી રીવાયતમાં છે કે જેની પાસે રીફક અને નરમાસ હશે તે જે ચાહશે તે કરી શકશે, અને મરવી છે કે જેઓને ખુદા દોસ્ત રાખે છે તેઓને રીફક અતા કરે છે, અને એજ જનાબથી મરવી છે કે જેને રીફક અને નરમી આપવામાં આવી તેને દીન અને દુન્યાની ખેર આપવામાં આવી છે અને જેને તેનાથી મહરૂમ રાખવામાં આવેલ છે તેને દીન અને દુન્યાની ખેરથી મહરૂમ રાખવામાં આવેલ છે. હઝરતે ઈમામે મુસીએ કાઝીમ અ૦ ફરમાવ્યું કે રીફક અને નરમાસ છે તે ઈનસાનની જીંદગીની અરધી રાહત અને આરામ છે, જે બાદશાહ લશકર અને રઈયત સાથે નરમાસ અને મીઠાસથી વરતે છે તેની બાદશાહત લાંબી મુદ્દત સુધી ચાલે છે અને લોકો તેનાથી રાજી રહે છે, અને જે બાદશાહ સખતી કરે છે અને કડવાસ રાખે છે તેની બાદશાહત ટુંક મુદ્દતમાં ચાલી જાય છે, લોકો તેનાથી રાજી રહેતા નથી, અને એજ હાલ છે તમામ લોકોના એટલે સુધી કે આલીમો હકીમો કારીગરો વી૦ વી૦ માટે પણ એજ મુજબ સમજવું, જાણવું જોઈએ કે રીફક, નરમાસ, અને મુદારા, એ ત્રણે બાબતો એક બીજાને મળતી છે, અગરચે થોડો થોડો ફેર છે, મુદારા એ છે કે કોઈ અણગમાની બાબત થાય તેને સહન કરવી અને જીભ ઉપર તે બાબત ન લાવવી, અને આ એવી ઉમદા સીફત છે કે તેથી ઈનસાન દીન અને દુન્યામાં મોટે દરજ્જે પહોંચે છે, અને જેઓ મોટે દરજ્જે પહોંચ્યા છે તેઓ ઘણે ભાગે આ સીફાતના સબબથી પહોંચ્યા છે, હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે વાજીબ ચીજો બજાવી લાવવાની માફક મને ખુદાએ લોકો સાથે મુદારા કરવાનું ફરમાવ્યું.

---

## ફસલ ૪૨ મી કજખુલ્કી (બદમીઝાજ) વીશે.

કજખુલ્કી હુસ્ને ખુલ્કથી વીરૂધ્ધ છે, અને કજખુલ્કીથી મતલબ સારી રીતે અને નરમાસથી ન વરતતા છણકા કરવા આડા અવળા જવાબ દેવા લાયકીથી ન વરતવું વી૦

છે. કજખુલ્કીની ઘણી મઝીમ્મત વારીદ થઇ છે, અને આ ખરાબ સીફ્ત પણ કુવ્વએ ગઝબીઆથી ઉત્પન્ન થાય છે, અને આ સીફ્ત એવી છે કે ઇનસાનને ખુદા અને ખલ્કે ખુદાથી દુર કરે છે અને લોકોની નઝર સામે હલકા થઇ જાય છે અને લોકો તેનાથી નફરત અને અણગમો રાખે છે, અને એવો શખસ લોકોની સાંમે મસખરો હોય છે લોકો તેની મસખરી કરે છે અને તેને ચીડાવે છે, અને તેથી તે ગમગીન અને દીલગીર રહ્યા કરે છે, અને એવું પણ બને છે કે એવો માણસ મહામ્હોટા નફાથી મહરૂમ રહેછે અને ઘણું નુકસાન વેઠવુ પડે છે, અને છેવટે આખેરતના અઝાબમાં ગીરફતાર પણ થાય છે, મરવી છે કે એક દીવસ હઝરતે રસુલે ખુદા સ૦ પાસે વાત થઇ કે એક ઓરત દીવસના રોઝા રાખે છે અને રાતના ઇબાદત કર્યા કરે છે, પણ તેણી કજખુલક છે તેથી પાડોસીઓને ઇજા આપે છે, આ સાંભળીને હઝરતે ફરમાવ્યું તેને એ અમલ કાંઈ કામ નહીં આવે અને તેણી જહન્નમીઓમાંની છે, અને એજ હઝરતે ફરમાવ્યું કે કજખુલકી ઇનસાનને જહન્નમના છેલ્લા તબકામાં પહોંચાડશે, અને એજ હઝરતે ફરમાવ્યું કે ખુદાએ ફરમાવ્યું છે કે કજખુલકની તવબા કબુલ નહીં કરૂં. અરજ કરી કે શા માટે ? તો આપે જવાબ આપ્યો કે એવો શખસ એ ગુનાહથી તવબા કરે તો વળી તે કરતા ખરાબ બીજા ગુનાહમાં ફસાય છે, અને ફરમાવ્યું કજખુલકી એ ગુનાહ છે કે માફ થતો નથી, બાઅઝે બુઝુરગોએ કહ્યું છે કે આબીદ કજખુલકની પાસે બેસવા કરતા ફાસીક અને ફાજર નેકખુલક હોય તેની પાસે બેસવું વધારે પસંદ કરછું.

આ બદ સીફ્તનો ઇલાજ ઉપર ૪૧ મી ફસલમાં આવેલ બદ સીફ્ત જેવો છે, કે તેથી થતા દીન અને દુન્યાના નુકસાન તરફ ધ્યાન આપે અને વીચારે કે આ એવી ખરાબ સીફ્ત છે કે તેના સબબથી ખુદા અને લોકો તેના દુશમન થાય છે, માટે આ સીફ્ત પોતાથી દુર કરવી અને હર વખત તે વીશે ધ્યાન રાખવું કે બોલવા ચાલવામાં કજખુલકી થવા પામે નહી, અને કજખુલકીથી પોતાને બચાવે અને નેક ખુલકની આદત પાડે કે રફતે રફતે સારી આદત પડી જવાની.

કજખુલકની વીરૂધ્ધ હુસ્ને ખુલ્ક છે, હુસ્ને ખુલ્કથી મતલબ નેક આદત સારી વર્તણુક નરમાસ અને મીઠાસથી બોલવું સારો જવાબ દેવો માયાળુપણાથી વરતવું વી૦ હુસ્ને ખુલ્કની ઘણી તારીફ વારીદ થઈ છે, હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે કયામતના દીવસે અમલનામાના ત્રાજવામાં હુસ્ને ખુલ્કથી બેહતર કોઇ ચીજ નથી, એક વખત પોતાના કાકાઓના ફરઝંદોને હઝરતે ફરમાવ્યું કે અએ અબદુલ મુત્તલીબના ફરઝંદો અગર લોકોને માલ આપવાની શક્તિ ન હોય તો તેઓ સાથે હસ્તે મોઢે મળતા રહો, અને ફરમાવ્યુ કે ખુદાએ દીન ઇસલામને પોતા માટે ખાલીસ કરેલ છે, અને દીનને માટે સલાહીયત નથી પણ સખાવત અને હુસ્ને ખુલ્ક, માટે પોતાના દીનને આ બન્ને ચીજથી શોભાયમાન કરશો, એ હઝરતને પુછ્યું કે કયા મોઅમીનનું ઇમાન અફઝલ છે ? જવાબ આપ્યો જે વધારે ખુશ ખુલ્ક હોય તેનું, અને ફરમાવ્યું કે તમારામાંનો વધારે ખુશ ખુલ્ક છે તે મારી પાસે વધારે દોસ્ત અને કયામતમાં મારી વધારે નજીક છે, અને ફરમાવ્યું કે હુસ્ને ખુલ્ક ગુનાહને એવી રીતે ગાળી નાખે છે કે જેવી રીતે બરફને સુર્ય ગાળી નાખે છે, અને એજ બુઝુરગવારથી મરવી છે કે બંદાની ઇબાદત ઓછી હોય છે પણ હુસ્ને ખુલ્કના

સબબથી આખેરતમાં મ્હોટે દરજ્જે પહોંચે છે, હઝરતે ઇમામે મોહમ્મદે બાકેર અ૦ થી મરવી છે કે એક શખસ હઝરતે રસુલે ખુદા સ૦ ની ખીદમૈતમાં આવ્યો અને અરજ કરી કે યા રસુલલ્લાહ મને વસીયત કરો, તેથી હઝરતે તેને કેટલીક વસીયતો કરી તેમાંની એ પણ હતી કે બીરાદરે મોઅમીનની સાથે હસ્તે મોઢે મળતો રહે, હઝરતે ઇમામે જાઅ. ફરે સાદેક અ૦ ફરમાવ્યું કે ખુશ ખુલ્કીથી શહરો આબાદ થાય છે, ઉમ્મરમાં વધારો થાય છે, અને ફરમાવ્યું કે ખુદાએતઆલા બંદાને હુસ્ને ખુલ્કના સબબથી એના જેવો સવાબ અતા કરે છે કે જે રાત અને દીવસ રાહે ખુદામાં જહાદ કરતો હોય, અને એજ હઝરતે ફરમાવ્યું કે લોકોની સાથે નેકી અને એહસાન કરવું અને હસ્તે મોઢે રહેવું તેથી લોકો સાથે મોહબ્બત થાય છે, અને ઇનસાનને બેહીશ્તમાં દાખલ થવાય છે, અને બખીલી તથા ભવાં ચડાવીને રહેવું તે ખુદાથી દુરીનું અને જહન્નમમાં દાખલ થવાનું કારણ છે.

હાસલ કલામ જે કોઇ એ વીશે વીચાર કરે અને જાણે કે ખુશ ખુલ્કમાં કેવા કેવા અને કેટલા ફાયદા છે અને કજખુલ્કમાં કેવા કેવા અને કેટલા નુકશાન છે તો ને સમજે કે દરેક કજખુલ્ક ખુદાની રહમતથી દુર અને લોકોની મોહબ્બતથી છેટે છે, અને હુસ્ને ખુલ્કવાળો ખુદાની રહમતની નજીક છે અને લોકો તેનાથી ફાયદો ઉપાડે છે અને ખુદાના બંદાઓના મતલબ તેનાથી પુરા થાય છે અને એજ સબબથી ખુદાએ દરેક પયગમબરને એ બે સીફાત અતા કરી છે એક હુસ્ને ખુલ્ક બીજું એહસાન કરવું, અને હુસ્ને ખુલ્ક પયગમબરોની અફઝલ સીફતછે અને એજ કારણથી ખુદાવંદે આલમે પોતાના હબીબ માટે પોતાની નેઅમત જાહેર કરવા તારીફમાં ફરમાવ્યું કે "ઇન્નક લઅલા ખોલોકીન અઝીમ" એટલે તહકીક કે તુ અલબત્તા મ્હોટા ખુલ્ક ઉપર છે, મતલબ એ કે હઝરતનુ હુસ્ને ખુલ્ક સર્વે કરતા વધારે હતું, એટલુંજ નહી પણ એ વીશે છેલ્લે દરજ્જે પહોંચ્યા હતા, એટલે સુધી કે વારીદ થયું છે કે એક વખત એ હઝરત મસજીદમાં અસહાબોની સાથે બેઠા હતા અને વાતો કરતા હતા, એટલામાં એક અનસારની કનીઝ આવી તેણીએ છુપી રીતે હઝરતની ચાદરનો છેડો પકડયો તેથી હઝરતે એવું અનુમાન કર્યું કે તેણીને કાંઇ ખાનગી વાત કહેવી હશે તેથી ઉભા થઇ ગયા, પણ તેણી તો કાંઇ બોલી નહી તેથી હઝરત બેસી ગયા, વળી તેણીએ હઝરતનો છેડો પકડયો વળી હઝરત ઉભા થઇ ગયા તો પણ તેણી કાંઈ બોલી નહીં, એ મુજબ ત્રણ વખત કર્યું, વળી ચોથી વખત એ મુજબ વરતવાથી હઝરત ઉભા થઇ ગયા તે વખત તેણી હઝરતની પાછળથી જામાનું થોડું કપડું ફાડી લઇ ચાલતી થઇ, તે વખતે લોકોએ પુછયું ઓજારીયા તેં આ શું કર્યું ? હઝરતને ત્રણ વખત ઉભા કરયા અને કાંઇ વાત પણ કરી નહીં તેનું શું કારણ છે ? આથી તારો શો મતલબ હતો ? તેણીએ કહયું અમારા ઘરમાં એક બીમાર છે તેથી મને મોકલી કે હઝરતના જામાનો એક કડકો ફાડીને લઇ જાઉ કે તે બીમારને બાંધે તો તેને શીફા થાય, તો હઝરત જ્યારે ઉભા થતા ત્યારે એ વાત કહેવામાં મને શરમ લાગતી હતી તેથી હું કાંઇ બોલી શકતી ન હતી છેવટે મેં કટકો ફાડી લીધો.

## ફસલ ૪૩ મી અદાવત અને દુશમની વીશે.



અદાવત અને દુશ્મની બે જાતની છે, એક તો છુપી અને ખાનગી અદાવત, બીજી જાહેરમાં અદાવત; છુપી અદાવત એટલા માટે રાખે છે કે કોઇ મવકા અને વખતની રાહ જુવે છે કે બરાબરનો મવકો આવે તે વખતે દુશમની કાઢે, અને જાહેરમાં દુશમની કરે છે તે તો ઇજા પહોંચાડવા અને દુઃખ આપવાની ગોઠવણમાંજ રહયા કરે છે અને એ વાત કરતો ફરે છે, પહેલી જાતને કીનો અને બીજી જાતને અદાવત કહે છે, અને કીનો તથા અદાવત આખરે એકજ છે કે કીનામાંથી અદાવત થાય છે, કેમકે જ્યારે કીનો બહુજ વધી જાય છે અને દીલની દેગમાંથી ઉભરાઇ બાહેર નીકળે છે તે અદાવત છે, અને કીનો છે તે કુવ્વએ ગઝબીયાહમાંથી ઉત્પન્ન થાય છે, કેમકે જ્યારે કોઇ ઉપર ગુસ્સો આવે અને તેનો બદલો લેવાની શકતી ન હોય અથવા મસલેહત ન હોય તો તેથી બદલો લેતો નથી તેમ તેને જાહેર કરતો નથી અને ગુસ્સો છુપાવી દીએછે અને તેથી કીનો થાય છે.

આ બન્ને જાતની દુશ્મની ખરાબ અને બદ હલાક કરનારી સીફાત છે, હદીસોથી સાબીત છે કે મોઅમીનને કીનો હોતો નથી, અને કીના અને અદાવતથી બીજી ખરાબ અને ખબીસ સીફાતો નીકળે છે જેમકે હસદ ગીબત, તોહમત, જુઠ, મેહણા મારવા, અને એબ જાહેર કરવા વી૦ વી૦ કે અવી નાપાક સીફાતોથી દીન અને દુન્યાની હજારો ખરાબીઓ થાય છે, અને જ્યારે કોઇના દીલમાં કોઇનો કીનો ઉત્પન્ન થાય છે ત્યારે તેની ભલાઇ ઇચ્છતો નથી તેની હાજત પુરી કરતો નથી બલકે બનતા સુધી તેની બુરાઇ ચાહે છે અને તેની હાજતો તોડી પાડવાના ઉપાય કરે છે, અને તેથીજ હદીસો અને અખબારમાં દુશમની અને કીનાની ઘણીજ મઝીમ્મત વારીદ થઈ છે, એટલે સુધી કે હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે જ્યારે મારી પાસે જીબરઇલ આવતા ત્યારે કહેતા કે અએ મોહમ્મદ સ૦ લોકો સાથે અદાવત અને દુશમની કરવાથી પરહેઝ કર, અને ફરમાવ્યું કે જીબરઇલ સર્વેથી વધારે તાકીદ ભરેલી વસીયત દુશમની ન કરવાની કરતા હતા, હઝરતે ઇમામે જાઅફરે સાદેક અ૦ ફરમાવ્યું કે જે કોઇ દુશમનીનું બી વાવે છે તેજ લણે છે.

આ સીફતે ખબીસાનો ઇલાજ એ છે કે પહેલે વીચાર કરે કે દુશમની અને અદાવતના ઝાડમાંથી જે ફળ નીકળશે તે રંજ મુસીબત અને સદમો છે, તે એવો પ્યાલો છે કે તે ઝેરથી લબરેઝ છે, અને એવી આગ છે કે કુસંપના ધુમાડા વીના બીજું કાંઇ નીકળતું નથી. અદાવત એવી બુરી બલા છે કે તેના સબબથી સેકડો ખાનદાન બરબાદ થઇ ગયા છે, ગામ ઉજાડ અને વીરાન થઇ ગયા છે, અનહદ દવલત અને મીલકત બરબાદ થઇ ગઇ છે, ઘણે ભાગે એવું પણ બને છે કે જેની સાથે દુશમની કરે છે તેને નુકશાન પહોંચે તે કરતા પોતે વધારે નુકશાનીમાં ઉતરી જાય છે. અને છેવટે આખેરતનો અઝાબ વેચાતો લીએ છે, તો જ્યારે આવી આવી બાબતો ધ્યાનમાં લાવે ત્યારે એ બદ સીફાતથી નફરત થાય છે અને તેથી બચે છે, અક્કલમંદ એ વાતને પસંદ નહી કરે કે પોતાના

દુશમન કરતા પોતાને વધારે નુકસાન થાય; તો એવી રીતભાત રાખવી કે જેથી દુશમન પોતેજ શરમાઇને દુશમની તરફ કરે, જેમકે તેની હાજતો પુરી કરવી તેની સાથે મોહબ્બત રાખવી, નરમાસથી બોલવું, બલકે સર્વેથી વધારે તેની ખાતર બરદાસ્ત રાખે, કે તેથી શયતાન પોતાનું નાક ભોંય સાથે ચોળે અને નફસ પણ પાંસમે થાય, અને એમ કરવાથી અદાવત ચાલી જશે.

મજકુર બદસીફતથી ઉલટી સીફત ખૈર ખ્વાહી અને ભલું ઇચ્છવાનું છે અને એની પણ બે જાત છે, એક છુપી રીતે, અને બીજી જાહેર રીતે, છુપી રીતે એ છે કે મુસલમાનોની ખૈર અને ભલાઇ ખાનગીમાં ચાહયા કરે, અને જાહેર રીતે એ છે કે લોકોની હાજતો પુરી કરે તેઓની ભલાઇના કામમાં કોશીશ કરે અને મદદ આપે, અને આ સીફતની ઘણી તારીફ છે જેમકે તે વીશે હ૦ આગળ બયાન થશે,

જાણવું જોઇએ કે અદાવતથી જે માઠા ફળ નીકળે છે તેમાંથી મારકુટ અને ગાળો દેવી એ પણ છે, અને આવી બાબતો હલકા અને નીચ લોકો તેમજ જાહીલ નાદાન અને ફાસીકોની સોહબતથી થાય છે, કેટલાંક તો એવા છે કે તેઓની આદત અને ટેવ હોય છે કે અદાવત વીના ગાળો આપે બદ બોલે છે, તો એમાં કાંઇ પણ શક નથી કે આ તમામ બાબતો મઝીમ્મત કરવા અને ધીક્કારવા જેવી છે, અને શરીઅતે ગરરાગમાં હરામ છે, અને તેથી નેક અઅમાલ બરબાદ થઇ જાય છે, અને દીન દુન્યાની નુકશાની થાય છે, અકલ અને "શરા" બન્ને ખરાબ હોવાની ગવાહી આપે છે, હવે જે મારકુટ છે તે હાથવડે અથવા લાકડી વડે અથવા કોઇ ચીજવડે છે, અને શરાની રજા વીના મારવું હરામ હોવામાં કશો શક નથી, વારીદ થયું છે કે જે કોઇ કોઇને તાઝીયાનો મારશે તેને ખુદાએ તઆલા આગનો તાઝીયાનો મારશે. અને લાઅનત શરાના હુકમ સીવાય કરવી તેની પણ મઝીમ્મત છે—હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે જે કોઇ લાઅનત અને તાઅન કરે અને ગાળો આપે અને જેમ તેમ બકે તે મોઅમીન નથી, અને ફરમાવ્યું કે ગાળો આપનાર ઉપર બેહીશ્ત હરામ છે, એજ હઝરતથી મરવી છે કે ચાર શખસ એવા છે કે તેઓથી દોઝખવાળાઓને ઇજા પહોંચશે, અને તે ચારમાંનો એક એ હશે કે દુન્યામાં લોકોને ગાળો આપતો હશે, અને તેના મોઢામાંથી દુર્ગંધવાળુ પાણી વેહતું હશે, અને એજ હઝરતથી મરવી છે કે ગાળો દેવાવાળો, જેમ તેમ બકવા વાળો, અને થોડી શરમવાળો કે જે કાંઇ પોતે કહે તેની તેમજ તેના માટે બીજા જે કાંઇ કહે તેની પરવા ન રાખતો હોય તેના માટે બેહીશ્ત હરામ છે, અને એવો શખસ કાંતો હરામજાદો હશે અને કાંતો તેના નુતફામાં શયતાન શરીક થયો હશે, અને એજ હઝરતથી મરવી છે કે બદ અને ખરાબ એ શખસ છે કે તે ગાળો આપતો હોય તેથી લોકો તેની પાસે બેસવાથી અણગમો રાખતા હોય, અને તેઓથીજ મરવી છે કે મોમીનને ગાળો દેવી ફીસ્ક છે અને તેને કતલ કરવો કુફ્ર છે, અને તેની ગીબત કરવી માઅસીયત (ગુનાહ) છે, અને જેમ તેનું ખુન કરવું હરામ છે તેમ તેનો માલ ખાઇ જવો પણ હરામ છે, અને ફરમાવ્યું કે ખુદા પાસે ખરાબમાં ખરાબ કયામતમાં એ શખસ છે કે જેની ઇજાની બીકથી લોકો તેની તાઝીમ અને તવકીર કરતા હોય; હઝરતે ઇમામે જાઅફરે સાદેક અ૦ ફરમાવ્યું કે જેની જીભથી લોકો ડરતા હોય તે જહન્નમી છે, હઝરતે ઇમામે મુસીએ કાઝીમ અ૦ ને પુછયું કે બે જણ એક બીજાને

સામ સામી ગાળો આપે તેઓ વિશે શું હુકમ છે? આપે ફરમાવ્યું કે જેણે પહેલ કરી તે વધારે ઝાલીમ છે, અને બન્ને જણના ગુનાહ તેના ઉપર છે જો બીજો તેના કરતાં વધી ન જાય તો, જાણવું જોઇએ કે ગાળોથી મુરાદ એ છે કે ખરાબ શબ્દો ન છાજે તેવા ચોખે ચોખા ઓચરવા, અને ઘણું કરીને ભુંડા બોલવાને કહે છે, અને ઇનસાનને જોઇએ કે બોલ ચાલમાં ઉઘાડા શબ્દો ન વાપરે બલકે મોહગમ અને ઈશારાથી કહે, એટલેસુધી કે જાજરૂ અને પેશાબ માટે પણ એવા મોહગમ શબ્દ વાપરે, તેમજ જાહેરમાં લોકોની અંદર જે હલકા અને લજ્જા ભરેલા દેખાય તે પણ વાપરે નહીં એટલેસુધી કે એમ પણ ન કહે કે મારી ઓરતે આમ કહ્યું તમારી ઓરતે તેમ કહ્યું, બલકે કહે કે મારા ઘરની પરદાવાળીએ આમ કહ્યું તમારા ઘરની પરદાવાળીએ તેમ કહ્યું, અથવા કહે કે બચ્ચાઓની "મા" આમ કહે છે, અથવા કહે અમારા ઘરમાં આમ કહે છે. એટલુંજ નહીં પણ લોકોની પાસે ઓરતોનાં નામ પણ લીએ નહીં કેમકે આ ઝમાનામાં ઓરતોના નામ લેવાને નાપસંદ કરે છે, અને પયગમ્બરો અને ઈમામોની બીબીઓનાં નામ બયાન થએલ છે તો જાણવું કે તે ઝમાનામા એ બાબત અણગમાની નહતી, અગરચે આગળ આ બાબત અણગમાની નહતી તેથી આ ઝમાનામાં પણ નામ લીએ તો હરકત તો નથી, અને અગર કોઇના અંગમાં કાંઈ એબ હોય અને તે જાહેરમાં બોલવાથી તેને શરમ લાગતી હોય અને તે વીશે પુછ-વાની જરૂરત હોય તો મશાગાથી મોહગમ રીતે પુછે, જેમકે કોઇ કાણો હોય તો તેને એમ ન કહેવું કે તમારી આંખ કેમ કાણી થઇ? આંખ કેમ ફુટી ગઇ? બલકે પુછવું કે આપની આંખે શું ઇજા હતી? શા કારણથી આપને એવી તકલીફ પડી? મતલબ એ કે એવા શબ્દો વાપરવા કે તેને દુઃખ ન લાગે અને મતલબ નીકળી આવે.

જાણવું જોઇએ કે જેટલી બાબતો અને શબ્દો બેશરમવાળા અને ન છાજે તેવા છે તે તમામ ખરાબ છે, પણ તેમાં કેટલાક વધારે ખરાબ છે કેટલાક થોડા ખરાબ છે. કોઇ વખતે તકરારને મવકે બોલાય છે કોઇ વખતે મશકરીને મવકે બોલાય છે વી૦ તો જેવા શબ્દ અને જેવો મવકો તેવા શબ્દો ગણાય છે, કોઈ વખતે હરામ ગણાય છે, કોઈ વખતે મકરૂહ ગણાય છે, બાઆઝે આલીમોએ ફરમાવ્યું છે કે ગાળો દેવા અને ઇજા પહોંચાડવા ન છાજે એવા શબ્દો બોલવા હરામ છે, પણ મશકરીમાં અથવા આદતના સબબથી હરામ નહીં થાય, તો પણ જે શબ્દો કે એકદમ ભુંડા અને બદ ગાળોવાળા છે તેતો હરામ છે અગરચે મશકરીમાં અને આદતથી બોલે.

હવે **લાઅનત** વીશે જાણવું કે લાઅનતના અર્થ ખુદાની રહમતથી હાંકી મુકવા અને દુર કરવાના છે, અને **લાઅનત** કરવી ખરાબછે તેમાં શક નથી, અને કોઇને લાઅ-નત કરવી શરામાં જાએઝ નથી, પણ શરામાં જેના માટે "લાઅનત"નો હુકમ આવ્યો હોય તેને લાઅનત કરવો જોઇએ, પણ જે લાઅનતને કાબીલ ન હોય તેના ઉપર લાઅનત કરવાથી તે લાઅનત લાઅનત કરનાર ઉપર પાછી ફરે છે, જેમકે હઝરતે ઈમામે મોહમ્મદે બાકેર અ૦ ફરમાવ્યું કે જ્યારે કોઇ શખસના મોઢામાંથી લાઅનત નીકળે છે ત્યારે લા-અનત તે બન્નેની વચે રહે છે, જો જેના ઉપર લાઅનત કરી તે તેને લાયક હોય તો તેના ઉપર પડે છે, અને અગર આગલો શખસ લાઅનતને કાબીલ નહોય તો તે લાઅનત

કરનાર તરફ પાછી ફરે છે, માટે જેમ બને તેમ લાઅનત કરવાથી પરહેઝ કરવી અને જેનેતેને લાઅનત કરવી નહીં, પણ એમ પણ ન કરવું કે કેટલાંક કહે છે લાઅનત કોઇને પણ કરવી નહીં, એટલે સુધી કે ઝાલીમોને પણ લાઅનત કરવી નહીં, ગમે તેવો ખરાબ અને ઝાલીમ અને બદરોય પણ આપણે લાઅનત કરવી નહીં, એટલે સુધી કે કેટલાંક કહે છે કે "શીમર" અને "યઝીદ"ને પણ લાઅનત કરવી નહીં કેમકે એ લોકો એ જે ખરાબ કૃત્ય કર્યા તેના તેઓએ તવબા કરી હશે, અને અગર તવાબ નહીં કરી હોય તો ખુદા તેઓને સજા કરશે કે મુકત કરશે તે ખુદા જાણે ખુદા ઉપર સોંપી દેવું, આપણે નાહક કોઇને ખરાબ બોલીને પોતાની જીભ શામાટે બગાડી લેવી? તેમાં આપણને શું મળે છે? તેથી શું ફાયદો થાય છે! તો તેના જવાબમાં જાણવું કે અહલેબેત અ૦ ઉપર સલવાત પડવામાં આપણને શું ફાયદો? તેથી શું વળે છે? એનો જે જવાબ આપે તેજ જવાબ આનો પણ છે, એનો જવાબ એજ છે કે અહલેબૈતની મોહબ્બતની નીશાની છે અને તેથી સવાબ મળે છે, તો તે શીમર અને યઝીદ ઉપર લાઅનત કરવી તે પણ સવાબનું કામ છે, કેમકે તે અહલેબૈતના દુશ્મનો સાથે દુસમની રાખી તેની નીશાની અને સાબેતી છે, અને જો ઝાલીમો ઉપર લાઅનત કરવી ખરાબ હોય તો કુરઆન પણ પડવું ન જોઇએ કેમકે તેમાં ઝાલીમો, કાફેરો અને ફાસેકો ઉપર લાઅનત આવેલી છે. જેમકે એક ટોળા વીશે ખુદાએ ફરમાવ્યું છે કે **ઓલાએક અલયહીમ લઅનતુલ્લાહે, વલમલાએકતે, વન્નાસે અજમઈન."** એટલે એ લોકો ઉપર ખુદાની મલાએકાની અને તમામ ઇનસાનોની લાઅનત છે, તેમજ હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું છે કે ખુદા જુઠ બોલનારને લાઅનત કરે અગરચે મશ્કરીમાં જુઠ બોલે, અને અબુસુફયાને હઝરતે રસુલે ખુદાસ૦ની મઝીમ્મતમાં એક હજાર શેઅર કહ્યા, તો હઝરતે ફરમાવ્યું કે અએ મારા પરવરદીગાર હું શેઅર કહેતો નથી અને શેઅર કહેવા તે મારી લાયક પણ નથી તો આ શખસે જેટલા હરફ શેઅરમાં કહ્યા છે તે દરેક હરફને બદલે તેને એક એક લાઅનત કર, અને શીમર તથા યઝીદ વી૦ લાઅનતી અને દોઝખી હોવામાં કશો શક નથી કેમકે હદીસોથી સાબીત છે, અને લાઅનત શબ્દ ખુદાએ પહેલે કાઢેલ છે જેમકે કુરઆનમાં છે કે શયતાને હ૦ આદમ અ૦ ને તાઅઝીમનો સીજદો કર્યો નહીં. તેથી ખુદાએ તેના ઉપર લાઅનત કરી છે. હવે એટલી બાબત તો ધ્યાનમાં રાખવી જરૂર છે કે ફસાદ અને તકરાર અને બલવો થવાનો ખોફ હોય ત્યાં શીમર વી૦ ને પણ લાઅનત ન કરવી, કેમકે સવાબને બદલે અઝાબનું કારણ છે, ફીતનો ફસાદ થવાથી ઇનસાનની જાનમાલની હાણી થાય છે અને જાન માલની હાણી થાય તે કામ કરવું હરામ છે, તેમા પણ તમામ માટે સરખો હુકમ નથી કેમકે પયગમ્બરો અને ઇમામો અને બીજા લોકો માટે એકજ હુકમ નથી એ બુઝુરગવારો નુરે ખુદા હતા તેઓ હરવખત અને હરઝમાનાને અનુંસરી ખુદાના હુકમ મુજબ અમલ કરતા અને ચાલતા, આપણને જે હુકમ મળ્યો છે તે પ્રમાણે આપણે ચાલવું અને વરતવું જોઇએ.

જેઓ ગુજરી ગયા છે અને લાઅનતને લાયકછે કે નહીં તે ખબર ન હોય છતાં કોઇ લાઅનત કરે તો તેનો ગુનાહ વધારે છે, હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે મુરદાઓને

બુરું ન કહો કેમકે તેઓએ જે કર્યું તેને તેઓ પહોંચ્યા, અને જડ પદાર્થ તેમજ હયવાનોને લાઅનત કરવી ઠીક નથી, મરવી છે કે જે કોઈ જમીનને લાઅનત કરેછે તો જમીન કહે છે કે આપણામાં જેણે વધારે ગુનાહ કર્યા હોય તેના ઉપર લાઅનત થાય, એક ઓરતેં સાંઢણીને લાઅનત કરી તેથી હઝરતે તેણીને મનાઇ કરી કે લાઅનત કરીશ નહીં, તેમજ એક શખ્સે શેરને લાઅનત કરી તો તેને પણ મનાઇ કરી.

ધ્યાનમાં રહે કે મુસલમાનો માટે બદદોઆ કરવી તેમજ નફરીન કરવી તે પણ લાઅનત કરવાની જેમ ખરાબ છે અને મનાઈ છે, અને ઝાલીમના ઝુલમ અને બદીથી ઇનસાન લાચાર અને પરેશાન થાય તો બદ દોઆ કરે અને કોઇ કોઇ વખતે એવું પણ બને છે કે મઝલુમ ઝાલીમ માટે બહુજ નફરીન કરે છે તો તે ઝુલમનો બદલો વળી રહેછે બલકે વધારો પણ થાય છે, અને તે વખતે લેનેકો દેનો થઈ પડે છે, એટલે તે ઝાલીમે કરેલા ઝુલમના બદલાથી પણ નફરીન વધી જાય તો કયામતમાં તે ઝાલીમ આ મઝલુમ પાસેથી બદલો માગશે, શક ન પડે કે ઇમામે હુસયન અ૦ ના કાતીલો ઉપર આજ સુધી લાઅનત થાય છે તેથી રએને બદલો થઇ જાય, નાના અએ બીરાદરે જાન તે મલાઇનોતે કયામત થનાર છે તેવી લાખો કયામત થાય ત્યાં સુધી લાઅનત તો એક તરફ અઝાબ થયા કરે તોપણ બદલો નહીં થાય અને એ મલાઇનો હમેશા અબદુલ આબાદ જહન્નમમાં રહેવાના.

હવે આથી ઉલટું દોઆએ ખૈર છે, તો બીરાદરે મોઅમેનીન માટે દોઆએ ખૈર કરતે ઉમદામાં ઉમદા અને અફઝલમાં અફઝલ ઇબાદત છે, અને તેનો ફાયદો અને સવાબ ઘણો બેશુમાર છે, હકીકતમાં જો વીચારે તો બીજા માટે નેક દોઆ કરવી તે પોતા માટે દોઆ કરવા સમાન છે, હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે જ્યારે બીરાદરે મોઅમેનીન માટે છુપી રીતે નેક દોઆ કરે છે ત્યારે એક ફીરીસ્તો કહે છે કે જે તેં બીરાદરે મોઅમીન માટે ચાહ્યું તે તારા માટે પણ હોજો, અને ફરમાવ્યું કે જે દોઆ પોતા માટે કબુલ થતી નથી તે બીરાદરે મોઅમેનીન માટે કબુલ થાય છે. હઝરતે ઇમામે ઝયનુલ આબેદીન અ૦ થી મરવી છે કે જ્યારે મલાએકા સાંભળે છે કે બંદએ મોઅમીન પોતાના બીરાદર માટે દોઆ કરે છે તો કહે છે કે તું તારા બીરાદર માટે સારો બીરાદર છો કે તેની પાછળ તેના માટે દોઆએ ખૈર કરે છે અને તેને ખૈરથી યાદ કરે છે, તેના માટે દોઆએ ખૈર કરે છે તેને ખૈરથી યાદ કરે છે, તો તેના માટે તેં જે માગ્યું તેથી બમણું તને ખુદાએ આપ્યું, અને તેની તેં તારીફ કરી તેથી તારી બમણી તારીફ કરી, અને તારા માટે તેના ઉપર ફઝીલત છે, અને ગુજરી ગીએલા મોઅમેનીન માટે દોઆએ ખૈર અને બખ્શીશ ચાહવાની ઘણી ફઝીલત વારીદ થઇ છે, અને એ કરતાં કઇ બાબત વધારે સારી હશે? કે તારો બીરાદરે મોઅમેનીન જમાનની નીચે સુતો હોય તેના માટે દોઆ વી૦ નો હદીયો મોકલે ! અને તેથી તેની રૂહ કેટલી રાજી થતી હશે ? કે તેના સગા વ્હાલા તો વીરસાનો માલ વેંહચવામાં અને ઐશ તથા આરામ કરવામાં હોય અને તું તેને અંધારી રાતમાં યાદ કરે અને ખુદા પાસે તેની બક્ષીસ ચાહે અને તેના માટે હદીયો મોકલે !!! હ૦ રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે કબરની અંદર મય્યીત એની જેમ છે કે જે દરયામાં પડી ગયેલ

હોય અને નીકળવા માટે જે કાંઇ ચીજ જુવે તેને પકડે, તે પ્રમાણે મય્યીત જીવતાંઓની દોઆ વી૦ ની રાહ જોયા કરે છે; અને મઇયીત માટે દોઆ કરવાથી તેની કબરમાં પ-હાડ જેવા નુર દાખલ થાય છે, અને જેમ ઇનસાન કોઇને હદીયો મોકલે છે તેમ આ હદીયો છે તો જ્યારે કોઇ મઇયીત માટે ઇસતીગફાર કરે અથવા દોઆ કરે તો તેને ફીરીસ્તો એક થાળમાં મુકીને મઇયત માટે હદીયો લઈ જાય છે અને કહે છે આ હદીયો તારા માટે ફલાણે મોકલ્યો છે અને તેથી એ મઇયીત ખુશ થાય છે.



## ફસલ ૪૪ મી ઊજબ (હુંપત) વીશે.

-O-

ઊજબ છે તે દુબ્બએ મઝઅીયાહથી ઉત્પન્ન થાય છે અને ઊજબ એ છે કે ઇનસાન પોતામાં કાંઇક માલ હોવાના સબબથી પોતાને બુઝુરગ જાણે, અને ખરેખર તે કમાલ તેમાં હોય, અથવા ન હોય પણ પોતે સમજતો હોય કે એ કમાલ તેનામાં છે, અને બાઅઝે કહે છે કે ઊજબ એ છે કે કોઇ સીફત અથવા નેઅમત તેની પાસે હોય તેને બુઝુરગ જાણે અને તે આપનારને ભુલી જાય અને તકબ્બુર (અહંકાર) અને ઊજબમાં ફરક છે, તકબ્બુરવાળો એ છે કે પોતાને બીજા કરતાં મોટો સમજે અને પોતાનો મરતબો વધારે સમજે, અને ઊજબમાં બીજા કરતા પોતાને માનવંત વી૦ સમજવાનું નથી તેને બીજાથી કાંઇ કામ નથી તે તો પોતાનેજ મોટો સમજી ખુશ થાય છે, અગર કોઇને કાંઈ નેઅમત મળી હોય અથવા એવી કોઇ સારી સીફત મળી હોય અને તેથી ખુશ થાય અને સમજે કે આ ખુદા તરફથી છે અને જ્યારે ચાહશે ત્યારે તે લઇ શકે છે અને તેણે ફકત પોતાની મેહરબાનીથી અતા ફરમાવેલ છે તે વીશે કાંઇ મારો હક ન હતો તો એ વખતે ખુશ થવું "ઊજબ" નહીં ગણાય, અને કોઇ નેઅમત મળી હોય તેથી એમ સમજે કે ખુદા ઉપર મારો હક હતો તેથી મને અતાકરી અને ખુદા તેને લઈ શકે છે તેની ખાત્રી ન રાખે અને પોતાના અમલના સબબથી કરામતની ઉમ્મેદ રાખે તો એ ઉજબ કરતા પણ ખરાબ છે.

છુપુ ન રહે કે આ સીફતે બખીલા પણ ઘણીજ બદ અને ખરાબછે, હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે ત્રણ ચીજ હલાક કરવાવાળીઓમાંથી છે, ૧–બખીલી કે તે મુજબ વરતે, ૨—મનોવીકારની પયરવી, ૩—પોતાને મોટો ગણી ઉજબ કરવું; તો જ્યારે આ ત્રણ સીફાતો લોકોમાં જુવો ત્યારે પોતાને સાંચવજો અને લોકો સાથે બેસ ઉઠ રાખશો નહીં, મરવી છે કે એક દીવસ હઝરતે મુસા અ૦ બેઠા હતા ત્યાં શયતાન આવ્યો અને તેના માથા ઉપર જુદા જુદા રંગીન વાળની ટોપી હતી તે કાઢી ઉભો રહી હઝરતને સ-લામ કરી, હઝરતે પુછ્યું તુ કોણ છે ? તેણે કહ્યું હું ઇબલીસ છું તમારો મરતબો ખુદા પાસે મ્હોટો છે તેથી તમોને સલામ કરવા આવ્યો છું, હઝરતે પુછ્યું આ કેવી ટોપી છે? તેણે કહ્યું આતો હઝરતે આદમની ઓલાદના દીલ ખેંચવાનો હથીયાર છે, હઝરતે પુછ્યું એ કયો ગુનાહ છે કે તે ઇનસાન કરે તો તુ તેના ઉપર ગાલેબ થાય છે ? તેણે કહ્યું જ્યારે ઉજબ કરે અને પોતે જે ઇબાદત કરી છે તે તેની નજરની સામે બુઝુરગ દેખાય

અને ગુનાહ હલકા દેખાય, તે વખતે હું તેના ઉપર ગાલેબ થઇ જાઉં છું, હઝરતે દાઉદ અ૦ ને વહી થઇ કે ગુનેહગારોને ખુશખબરી આપ અને સીદીકોને ડરાવ, અરજ કરી કે ગુનેહગારોને કેવી રીતે ખુશખબરી આપું ? જવાબ મળ્યો તેઓને એવી ખુશખબરી આપ કે હું તવબા કબુલ કરવાવાળો છું અને ગુનાહોને માફ કરી આપુછું, અને સીદીકોને એવી રીતે ડરાવ કે તેઓ પોતાના નેક અઅમાલના સબબથી ઉજબ ન કરે, કેમકે દરેક બંદાનો હીસાબ લઉં તો કોઈ પણ હલાક થયા વીના બચે નહીં, હઝરતે ઈમામે મોહમ્મદે બાકેર અ૦ ફરમાવ્યું કે એક વખત મસજીદમાં બે જણ દાખલ થયા તેમાં એક આબીદ અને બીજો ફાસીક હતો, જ્યારે તેઓ બાહેર નીકળ્યા ત્યારે આબીદ હતો તે ફાસીકોમાંનો હતો, અને ફાસીક હતો તે આબીદોમાંનો હતો, અને તેનુ કારણ એ હતું કે આબીદ જ્યારે મસજીદમાં ગયો ત્યારે તેના મનમાં પોતાની ઇબાદત વીશે ઉજબ થયું એટલે અહંકાર આવ્યો કે ઓહો હું આબીદ છું તેથી તે ફાસીકોમાંનો થઇ ગયો, અને ફાસીક જ્યારે મસજીદમાં ગયો તો તે પોતાનાં મનમાં પસતાણો કે હું તો ગુનેહગાર ફાસીક છું તેથી ગુનાહોથી તોબા કરી તે કારણથી આબીદોમાંનો થયો, મરવી છે કે એક આલીમ એક આબીદની પાસે આવ્યો અને પુછયું તારી નમાઝ કેવી છે ? તેણે કહ્યું મારી નમાઝનું શું પુછવું ? અરે હું તો આવી અને આવી ઇબાદત કરૂં છું, આલીમે પુછયું તારૂં રડવું કેવું છે ? તેણે કહ્યું એટલું તો રડુંછું કે મારી આંખોમાંથી આંસુ વેહવા લાગે છે, આ સાંભળીને આલીમે કહ્યું તુ તારી ઇબાદત ઉપર અટલો ફખર અને ઊજબ કરે છે, તો એ તારા રડવા કરતાં અગર ખુદાથી ડરતો રહી હસે તે બેહતર છે, હકીકતમાં ફખર અને બડાઇ બુરી બલા છે, શયતાન મલાએકાઓનો ઉસતાદ હતો અને બે રકાત નમાઝ એવી રીતે પડયો કે ચાર અથવા છ હજાર વરસે એ નમાઝ તમામ કરી, એટલી બધી ઇબાદત છતાં અહંકાર કરવાથી રાન્યો ગયો અને ખુદાની લાઅનતનો સજાવાર થયો, ઊજબ એવું “ઝાડ” છે કે તેનું બી કુફર, જમીન નીફાક, પાણી ફસાદ, ડાળો જહાલત અને નાદાંની, પાંદ ગુમરાહી, અને મેવો લાઅનત છે, છેવટે જહન્નમમાં દાખલ થવાનું છે, તો જેણે ઉજબ કર્યું તેણે જાણે બી વાવીને ખેતી કરી અને જ્યારે ખેતી કરી તો મેવો પણ જરૂર થશે અને મેવો થાય ત્યારે તે લણવો પણ જરૂર જોઇએ, અને તે મેવો કેવો અને શું તે ઉપર આવી ગયું. મરવી છે કે હઝરતે ઈસાબીન મરયમ અ૦ ની શરીઅતમાં શહેરોમાં સયાહત (ફરવું) કરવાનું હતું, એક વખત આપ મુસાફરીએ નીકળ્યા તેઓની સાથે તેઓના અસહાબોમાંથી એક ઠીંગણો માણસ હતો, ચાલતા ચાલતા દરયાને કીનારે ગયા, તે વખતે હઝરતે ઇસા અ૦ બીસમીલ્લાહ કહીને પાણી ઉપર ચાલ્યા, તે માણસે જોયું કે હઝરત બીસમીલ્લાહ કહીને પાણીની ઉપર ચાલ્યા તેથી પોતે પણ બીસમીલ્લાહ બોલીને પાણી ઉપર ચાલવા લાગ્યો, રસ્તામાં તેના દીલમાં ઉજબ આવ્યું કે આ ઈસા રૂહુલ્લાહ છે તે પાણી ઊપર ચાલે છે અને હું પણ પાણી ઉંપર ચાલુ છું તો તેઓને મારા ઉપર કઈ ચીજની ફઝીલત છે ? જ્યારે અવી ખોટી અટકળ કરી ત્યારે તરત પાણીમાં ડુબવા લાગ્યો તેથી હઝરત પાસે ફરયાદ કરી હઝરતે તેનો હાથ પકડીને બાહેર કાઢીને પુછયું ઓ ઠીંગણા તેં કેવો ખીયાલ કર્યો હતો ? તેણે પોતાના દીલમાં કરેલ વીચાર જાહેર કર્યો, આપે ફર-

આવ્યું તું હદથી વધી ગયો તેથી ખુદાએ તારા ઉપર ગઝબ કર્યો .હવે તોબા કર, તે વખતે તેણે તોબા કરી તેથી વળી પાણી ઉપર ચાલવા લાગ્યો, ઉજબ પૈદા થવાનું કારણ એ છે કે ગુનાહોને ભુલી જાય અને ગુનાહ થાય તે ઉપર કાંઇ ધ્યાન ન આપે અને વખતે ધ્યાન આવે તો તેની પરવા ન કરે, અને એવો વીચાર કરે કે ખુદા માફ કરી આપશે. અને જો કોઈ નેક કામ કર્યું હોય તો તેને મોટું સમજે અને તેથી ખુશી થાય અને ખુદા ઉપર જાણે એહસાન કર્યું હોય ! એમ સમજે, અને ખુદાની આપેલી તવફીકથી થયું તે તો ધ્યાનમાં ન લાવે, એવા એવા કારણોથી ઊજબ ઊત્પન્ન થાય છે, અને જયારે ઇનસાનને પોતાના ઇલમ અને અક્કલ ઉપર ઊજબ થાય છે ત્યારે તો ન કોઇને કાંઇ પુછે છે ન મશવેરો કરે છે પોતાને જેમ ઠીક લાગે તેમ કરતો જાય છે, એટલુંજ નહીં પણ એટલે દરજે વધી જાય છે કે વખતે ભુલ કરે તો પણ તેજ મુજબ કરેજ જાય છે અને કોઇ નસીહત કરે તો માનતો નથી અને તેથી પુરેપુરા નુકસાનમાં ઉતરી પડે છે અને ફજેત થાય છે.

ઊજબનો ટુંક ઇલાજ એ છે કે ઊજબથી થતા નુકસાન તરફ ધ્યાન આપે તેની મઝીમ્મતની હદીસો અને હીકાયતો જુવે, અને હરહાલમાં પોતાને તુચ્છ અને હકીર સમજયા કરે પોતાને ખતાકાર જાણે, અને ગમે તેવું સારૂં કામ કરે તેથી અહંકાર ન કરે અને પોતે કર્યું ન જાણે બલકે ખુદાએ તે કરવાની શકતી અને તૌફીક આપી જાણે, અને પોતાના માલીક અને ખાલીકને ઓળખે અને જાણે કે અઝમત જલાલ અને તમામ બુઝુર્ગી ઇઝ્ઝત તેનાજ માટે છે અને તેનેજ એ સીફાતો છાજે છે, અને પોતે કેવો અને કોણ છે તે વીશે વીચાર અને ફીકર કરે કે હું કોણ અરે એક નજીસ કતરાથી પૈદા થીએલો, અરે જરા મુસીબત આવે કે ઘભરાઇ જવાનો આખર માટીમાં સડી જવાનો, એવો નબળો અને અશકત ઇનસાન કઇ ચીજ ઉપર બડાઇ અને ફખર કરે ? તેને બડાઇ અને ફખર છાજેજ નહીં, ઇનસાન ઝઇફુલ બુનયાન કોઇ પણ ફખર કરવાને લાયક નથી તેનાથી શું થઇ શકે છે? જો આંખોનુ તેજ લઈ લીએ તો શું કરે? બેરો થઇ જાય તો શું કરે, લુલો લંગડો કે મુંગો થાય તો શું કરે ? સાંપ કે બીછુ કરડે તો શું કરે ? રોઝી બંધ થાય તો શું કરે ? બીમાર થાય તો શું કરે ? પાણી ન મળે તો શું કરે ? હાસલ કલામ જરા જરા વાતમાં જરા જરા બાબતમાં ઇનસાન લાચાર અને અશકત છે તેનો કશો ઇલાજ નથી, અગર તમામ દુન્યાનો બાદશાહ હોય પણ લશકર અને રઇયત ફરી જાય તો તે શું કરે ? એવા કેટલાક બનાવો બન્યા છે કે બાદશાહો લશકર અને રઇયત ફરી જવાથી બેઇઝ્ઝત અને ઝલીલ થઇ ગીએલ છે, તો જ્યારે ઇનસાન દરેક રીતે આજીઝ અને નબળો છે ત્યારે તેણે ફખર અને બડાઇ અને હુંપત કરવી તે કેવી રીતે તેને શોભે ? એ અક્કલમંદીનું કામ નથી બલકે બેવકુફી અને નાદાનીનું કામ છે, આ બાબતો નજીવી બયાન થઇ પણ એ કરતાં વધારે મોટી અને ભારે બાબત તો કયામતની છે કે ત્યાં નેક અમલ વીના કેવી રીતે એકદમ જન્નત મળશે ! અરે કબરમાંથી બુરે હાલે બાહેર કાઢશે ફીરીશ્તા ધમકાવતા અને ખેંચતા લઈ જશે અને તે વખતે એટલો તો પસતાશે કે જેની હદ નથી, અરે સુવ્વર અને કુતરાને પણ પોતા કરતાં સારા સમજશે કે તેઓ અઝાબમાં ગીરફતાર

નહીં હોય અને પોતે અઝાબમાં ગીરફતાર થશે, અને કહેશે કે "યાલયતની કુન્તો તોરાબા" એટલે કાશહું માટી હતે તો અવો વખત મારા માટે ન આવતે!! તો હરઇનસાનને લાઝીમ છે કે આખેરતનો ખૌફ રાખી નેક અમલ કરે, એવા થોડા બંદા હશે કે ગુનાહ કર્યા નહીં હોય, અને દરેક ગુનેહગાર સજાને લાયક છે જો તે માલીક ગુનાહ બખશી આપે તો તેની મેહરબાની છે, અને બખશીશ થશે તે ખરી વાંત પણ દરેક જણને શું ખાતરી કે મને પણ બખશી આપશે અને રહમ કરશે, અને બક્ષીસની ઉમ્મેદ રાખવી જરૂર છે પણ તેના ઉપર ભરોંસો રાખીને બેપરવા થવાય નહીં તો હમેશા મહઝુન અને ગમગીન અને બીહતા રહેવું જોઇએ, કેમકે જયારે કોઇ દુન્યાના હાકીમનો ગુનોહ કરે છે અને તેને પકડીને નજરકેદ રાખે છે અને મુકદ્દમો ચાલવાનો હોય છે તો જયાં સુધી તે મુકદ્દમાનો ચુકાદો થતો નથી ત્યાંસુધી ગુનેહગારનો કેવો હાલ રહે છે? ન ખાવું ગમે ન પીવું ન સુવું, બલકે રાત દીવસ તેને વીચાર અને ફીકર રહે છે કે હાકીમ કેવી અને કેટલી સજા કરશે? તે મારી સાથે કેવી રીતે વરતશે? તો એવી હાલતમાં કદી તેને મગરૂરી નહીં આવે બલકે હકીર અને ઝલીલપણું ઇખ્તીયાર કરશે, તો જયાંસુધી **નજાત** ન મળે ત્યાં સુધી દરેક ઇનસાને ખૌફ અને બીહકમાં રહેવું જોઇએ, અને આ દુન્યાને કાચી જેલ સમજવી જોઇએ, અને વિચારવું કે મેં ગુનાહ કર્યા છે અને હાલ કાચી જેલમાં રાખ્યો છે, અને કયામતના દીવસે મુકદ્દમો ચાલશે તે વખતે ખુદા જાણે કેવો ફેસલો થશે અને શું હાલ થશે !!!

હાસલ કલામ એ ઇલાજ તો ટુંકમાં હતો, અને તફસીલ એ છે કે ઉજબ થવાનાં કારણ ઘણા છે તેમાં ઇલમ ઈબાદત પરહેઝગારી સખાવત શુજાઅત વી૦ તથા હસબ નસબ રૂપ કુવ્વત પૈશો રોઆબ હુકુમત સગા વહાલાનું જોર દોસ્તો મદદગાર વી૦ છે, કે તે સીફાતોના સબબથી ઇનસાન પોતાને સારો સમજી ઊજબમાં ફસાઇ જાય છે, અને તે દરેકના જુદા જુદા ઇલાજ છે.

ઇલમના સબબથી ઊજબ થયું હોય તો તેનો ઇલાજ એ છે કે જાણે કે ઇલમે હકીકી છે તે ઇનસાનને પોતાને ઓળખાવે છે, અને ખુદાની અઝમત અને જમાલ તથા ઇઝ્ઝતથી માહીતગાર કરે છે, અને તેથી જાહેર થાય છે કે બુઝુરગી અને કીબરીયાઇ તેનેજ લાયક છે અને તેના સીવાય તમામ જણ હીચ છે, અને એવી બાબતો ઇલમથી સમજે તો ઊજબ ન કરતા નમ્રતા અને ખાક સારી કરવામાંજ ખુબી સમજશે, અને જો આ મુજબ ન વરતે તો સમજવું કે તેનો નફસ ખબીસ છે અને તે ખબાસત દુર કર્યા વીના ઇલમ રીખ્યો છે, અને પાક દીલમાં ઇલમ દાખલ થાય તો દીલ નુરાની થાય છે, ખુદાને ખાકસારી પ્યારી છે, હદીસે કુદસીમાં છે કે ખુદાએ ફરમાવ્યું કે જયાં સુધી તું પોતાને બેકદર સમજીશ ત્યાં સુધી અમારી પાસે તારી કદર અને મરતબો છે, અને જો પોતાને કદરવાળો જાણીશ તો અમારી પાસે તારી જરા પણ કદર નથી, અને ફરમાવ્યું છે કે પોતાને હલકા અને નાના સમજે તો હું તમારા માટે મ્હોટી જગ્યો બનાવું, જાણવું જોઇએ કે આલીમ ઉપર ભાર વધારે છે અને તેના ઉપર હુજજત બહુ વધારે સખત છે, જાહીલ કરતા આલીમને ઘણું વધારે પુછાશે, કેમકે અગર આલીમનો કદમ લપસે તો ઘણાજણના

પગ લપસી જવાના, અને જે સમજી અને જાણીને ગુનાહ કરે છે તો અલબતા તેની અંદરની ખબાસત વધારે હશે, હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે એક આલીમને લાવીને જહન્નમમાં નાંખી દેશે અને તેની અંદરનાં આંતરડાં બાહેર નીકળી પડશે અને ઘાણીના બળદની જેમ તે તેની ફરતો ફરશે, અને તેને દોઝખની અતારાફ ફેરવશે કે તમામ લોકો જુવે, તેને પુછવામાં આવશે કે તારો આવો હાલ કેમ થયો ? તો તે કહશે કે હું લોકોને નેક કામનો હુકમ કરતોહતો અને પોતે કરતોજ નહતો, અને લોકોને બદીની મનાઈ કરતો હતો, હઝરતે ઈમામે જાઅફરે સાદેક અ૦ ફરમાવ્યું કે આલીમનો એક ગુનાહ માફ નહીં થાય ત્યાં જાહીલના સીત્તેર ગુનાહ માફ થઇ જશે, જાણવું જોઇએ કે આ ઉપરથી કોઇએ એમ ન સમજવું કે ઇલમ સીખીને પીડામાં કયાં પડવું જાહીલ રહેવુંજ સારૂં છે, ના ! ના !! એમ નથી જાહીલને ઇલમ ન સીખવા વીશે પુછાશે અઝાબ કરવા જેવાને અઝાબ થશે, આલીમો હજારોની શફાઅત કરશે આલીમોની તાઅરીફ બેશુમાર છે ઈન્શાઅલ્લાહ તેના મવકા ઉપર એ બયાન આવશે, આતો જે ઇલમ સીખીને જાહીલ કરતા બદતર થઇ જાય તેવાનું બયાન છે, અને ખુદાએ આવી લગામ જો રાખી ન હોય તો લોક બેપરવા થઇ જાય, પણ આલીમ તે આલીમ અને જાહીલ તે જાહીલજ છે, આલીમ ગુનાહ કરીને તરત પસતાશે અને તેથી એટલી તોબા અને આજેઝી કરશે અને રોશે માફી ચાહશે કે તે ગુનાહ માફ થઇ જવા ઉપરાંત પણ વખતે સવાબનો હકદાર થશે, અને જાહીલ તો ગુનાહ કર્યા કરશે તેને તવબા કરવાનું અને પસતાવાનું આલીમની જેમ તરત સુજવું તે થોડું બનવા જોગ છે, તેમજ આલીમની જેટલો બદલો કરતાં પણ નહીં આવડે, લખે છે કે એક દીવસ "હોઝએફાએ" જમાઅતની નમાઝ પડાવીને લોકોને કહ્યું કે હું હવેથી જમાઅતની નમાઝ નહીં પડાવું તમો બીજા કોઇની પાછળ પડો અથવા એકલા પડો, લોકોએ કારણ પુછયુ તો કહ્યું કે હું નમાઝ પડાવું છું તેથી મારા દીલમાં આવ્યું કે હું બીજાઓ કરતાં સારો છું તેથી હવેથી નમાઝ નહીં પડાવું, જેમ બને તેમ ખાકસારી કરવી અને દરહા-લમાં પોતાને હીચ સમજવો કે તેથી બેડો પાર થવાનો, એક પહેલવાન શુરવીર જે મશ-હુર હતો તે એક વખતે કોઇની સામે લડવા ગયો તો તેનો ચેહરો પીળો થઇ ગયો અને ધ્રુજવા લાગ્યો, તેને પુછવામાં આવ્યું કે તું તો મશહુર નામીચો પહેલવાન છે છતાં શામાટે તારો આવો હાલ છે ? તેણે કહ્યું આની સાથે કોઇ દીવસ મુકાબલો થયો નથી વખત છે ને તે મારા કરતાં વધારે જોરવાળો હશે એમ ધારી હું પોતાને તેના કરતાં ઉતરતો સમ-જ્યો તેથી મારો આવો રંગ થયો, ખરેખર ઇનસાને પોતાના જોર ઉપર મગરૂર રહેવું નહીં બલકે હમેશા પોતાને હલકો સમજવો કે તે ફાવવાની નીશાની છે, ખુદા તુટેલા દીલવાળાને દોસ્ત રાખે છે, અને ઇનસાન ગમે તેટલી આજેઝી કરે ગમેતેટલી સબર કરે ગમે તેટલા આમાલ કરે પણ તેના ઉપર મગરૂર ન થાય તેમ તે વીશે કાંઇ ખીયાલ પણ ન કરે કે બાઅઝે રીવાયતમાં વારીદ થયુંછે કે હઝરતે અય્યુબ પયગમ્બર અ૦ જયારે બલામાં મુબતેલા થી અને લાંબી મુદ્દત સુધી ઘણી મુસીબતમાં ગીરફતાર રહ્યા તો અરજ કરી ખુદાવંદા તેં મને મુબતેલા કર્યો અને જે જે બનાવ બન્યો તે સર્વે ઉપર મેં સબર કરી અને તારી રઝા ઉપર રાજી રહયો અને મારી મરજી વીરૂધ વરતીને તારી મરજી મુજબ વરત્યો, આ પ્રમાણે કહેવા-થી તેઓના માથા ઉપર વાદળનો એક કટકો આવીને ઉભો રહયો અને તેની અંદરથી બે હજાર આવાજ આવી કે અએ અય્યુબ આ સીફત તને કયાંથી મળી ? આ સાંભળીને હઝરતે થોડી રાખ પોતાના માથા ઉપર નાખીને અરજ કરી કે અએ પરવરદીગાર તારી

પાસેથી અને એજ કારણ હતું કે હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે કોઇ પણ એવું નથી કે પોતાના અમલ અને ઇબાદતના કારણથી નજાત પામે, લોકોએ અરજ કરી શું આપ"માટે પણ તેમજ છે ? આપે ફરમાવ્યું હા મારા માટે પણ એમજ છે પણ જો ખુદાની રહમત ઘેરી લીએ તો નજાત મળે.

**હસબ અને નસબ** વીશે ઉજબ કરવું તે પણ નકામું છે, અને તેનો ઇલાજ એ છે કે વીચારવું કે ફખર અને બુઝુરગી બીજાના ગુણથી નથી પોતામાં જે કમાલ અને બુઝુરગી હોય તે કામનીછે બાકી બાપદાદામાં કમાલ અને બુઝુરગી હોય તે શા કામની? અને વડવાઓના કમાલ અને બુઝુરગી ઉપર નાઝ કરવો તે શા મેળનો ? એતો બેવકુફી અને નાદાનીછે, જવાંમરદી એ છે કે પોતે કહે કે હું અવો બળવાન છું નકે કહે કે મારો બાપ બળવાન હતો તેમાં તારૂં શું વળ્યું ? તારો બાપ હજારને પોચતો હતો તું એકને પણ પોચી શકતો નથી તો વીચાર કે તારા બાપનું જોર તારા શા કામનું ? મરવી છે કે હઝરતે રસુલે ખુદા સ૦ની સામે જનાબે અબુઝરે એક શખસને કહ્યું ઓ કાળા માણસના છોકરા ! હઝરતે ફરમાવ્યું ઓ અબાઝર ધોળા માણસના છોકરાને કાળા માણસના છોકરા ઉપર કાંઇ ફઝીલત નથી, આ સાંભળીને અબાઝર ઊંધા પડી ગયા અને તે શખસને કહ્યું આવ મારા ગાલ ઉપર તારો પગ અડાડ, લખે છે કે મક્કા ફતેહ થયું તે દીવસે બીલાલ હબશીએ ચડીને અઝાન આપી, તેથી કેટલાંકોએ કહ્યું આ કાળા માણસે અઝાન કહી ? તે વખતે આ આયત નાઝીલ થઇ "ઇન્ન અકરમકુમ ઇંન્દલ્લાહે અતકાકુમ એટલે તમારામાંનો વધારે પરહેઝગાર ખુદા પાસે માનવંત છે. યુનાનના રેહવાશી એક મોટા માણસે એક ગુલામ ઉપર ફખર કર્યો તેથી તે ગુલામે કહ્યું આ ફખર કરે છે તે અગર તારા બાપદાદાના સબબથી છે તો તેમાં તને શું ? અગર સારા વસ્ત્રોથીછે તો એ ફખર એ વસ્ત્રો માટે છે, અને અગર ઊમદા ઘોડા ઉપર બેસવાના કારણથી ફખર કરે છે તો તે ફખર ઘોડા માટેછે તેમાં તને શું? એથીજ હઝરતે રસુલેખુદાસ૦ ફરમાવતા હતા કે હસબ નસબના કારણથી ફખર કરવો છાજતો નથી, અને જો ખરેખરા હસબ નસબ તરફ ધ્યાન કરે તો તે થકી પણ ફખર કરવાનું કાંઇ નથી કેમકે ખરૂં નસબ તો ઇનસાનની પૈદાઇશ છે અને તે સર્વે કોઇ જાણે છે કે એક ગંદા નાપાક પાણીથી પૈદા થાય છે, અને તેની અસલ માટી છે. તો તેનું શું નસબ પુછવું ? એ શીવાય બુઝુર્ગો તરફ નજર કરે અને તેઓના અહવાલ જુએ કે કેવા મોહટા મરતબાવાળા હોવા છતાં કેવી કેવી આજેઝી અને ખાકસારી કરતા હતા? તો જો ઊજબ સારી અને ઉમદા ચીજ હતે તો તેઓ કરતે, કેટલાક પરાયો માલ હજમ કરી ઝુલમ કરી ફખર અને અહંકાર કરે છે એવા ફખર અને અહંકાર ઉપર ઊફ અને હૈફ છે, એ ફખર શા કામનો કે બે દીવસ બડાઇ કરી લીએ આખર જહન્નમમાં બળે, લખે છે કે હઝરતે મુસા અ૦ ની પાસે બે શખસ બેઠા હતા તેઓ એક બીજા ફખર કરતા હતા તેમાંનો એક બોલ્યો કે હું ફલાણાના છોકરાનો છોકરો છું એવી રીતે તેણે પોતાની નવ પેઢી ગણી બતાવી, તે વખતે ખુદાએ હઝરત મુસા અ૦ ઉપર વહી મોકલી કે તેને કહે કે તારા બાપદાદા જે નવ જણ ગણ્યા તે નવે જણ જહન્નમી છે અને તું દસમો પણ તેઓમાંનો છે.

**ખુબસુરતી** વીશે ઉજબ હોય તો તેનો ઇલાજ એ છે કે જરા વીચારે કે ખુબસુરતી હમેશા રહેતી નથી, અને એક રાતનો તાવ કે એક વખતનું ગુમડું ખુબ સુરતીને

પાયમાલ કરી નાંખે છે, ઉપરાંત જાહેરી ખુબસુરતી શા કામની ? જરા અંદરના ભાગ તરફ નજર કરે કે પેશાબ ઝાડો લોહી પરૂ વી• ભરેલ છે, હમેશા જાજરૂ જાય તે વખતે નાક બંધ કરે છે તો એવો ઇનસાન જરા ઉપરની ખુબસુરતી ઉપર શા મેળનો ફખર કરી શકે?

**માલ દોલતના** સબબથી ઉજબ હોય તો તેનો ઇલાજ એ છે કે વીચારે કે માલ કેટલી જલદી ફના થઇ જાય છે? માલનો ભરોંસો કાંઇ કામનો નથી, ઇનસાન પલમાં ભીખારી થઇ જાય છે, મોટા મોટા અમીરો પાઇ પાઇ માટે મોહતાજ થઇ ગયા છે, આગથી બળતા પાણીમાં બુડી જતાં કાંઇ વાર લાગતી નથી, તો એ ફના થનાર ચીજ ઉપર અહંકાર શા કામનો ? એ સીવાય માલથી થતી ખરાબી તથા ગુનાહ અને આફતો તરફ ધ્યાન કરે, હદીસોમાં માલની ઘણી મઝીમ્મત વારીદ થઈ છે, માલ વીશે પુછાણું થશે કયાંથી અને કેવી રીતે મેળવ્યો ? કયા કામમાં વાપર્યો ? વાજીબ હકો અદા કર્યા કે નહીં? ટુંકમાં એ કે માલમાં એક રાહત તો હજાર આફત છે, અને માલવાળાના દુશમન પણ ઘણા હોય છે એટલે સુધી કે જેણે કાંઈ માગ્યું અને ન આપ્યું તે દુશમન થઇને ઉભો રહે, અને ફકીરી તથા ગરીબીની તારીફ જુવે કે હદીસોમાં ઘણી તારીફ વારીદ થઇ છે.

**અક્કલના** સબબથી ઉજબ હોય તો તેજ બેવકુફી અને કમ અક્કલની નીશાની છે, કેમકે અક્કલમંદને ઉજબ હોય નહીં, બલકે અક્કલમંદ પોતાને હકીર સમજે છે, અને કોઇ લાયક કામ થઇ ગયું અથવા કોઇ છુપો ભેદ માલુમ થયો તો તેથી બડાઈ ન કરતાં તેને ખુદા તરફથી સમજી તેનો શુકર કરે છે, અને ખરાબમાં ખરાબ ઉજબ એ મત અને તદબીરમાં છે કે જે લોકોની સામે જાહેર કરે અને અક્કલવાળાઓ નાપસંદ કરે, તો જે શખસ પોતાના મતને સારો સમજે અને અક્કલવાળા તેને ખરાબ સમજે તો તે પોતાનો મત નાદાનીનો સમજવો, જે લોકો ગુમરાહ થાય છે અને બીદઅતો કરે છે અને જુદા જુદા ધર્મ કાઢતા જાય છે તેનાં કેટલાંક કારણ છે તેમાંનું મુખ્ય કારણ આ પણ છે કે પોતાને અક્કલમંદ સમજી બીજાની વાત સાંભળતા પણ નથી, અને એવું જાણે છે કે તમામ જહાનની અક્કલ અમારામાંજ છે, અને તેથીજ પોતપોતાના મઝહબને વખાણે છે અને બીજાના મઝહબ ઉપર ધ્યાન પણ આપતા નથી અને તપાસતા પણ નથી, "નાજી" અરજ કરે છે કે આ ઠેકાણે એક નુકતો બયાન કરવાનો છે અને તે એ છે કે આપણુ શીઆઇ મઝહબમાં પોતાનો મઝહબ જાહેર કરવાની અને બીજાનો મઝહબ તપાસવાની છુટ બલકે તાકીદ છે બલકે બાઅઝે વખતે વાજીબ પણ છે, તો આ મઝહબ ચોખો અને સાફ પાક પાકીઝા અને ખરો હોવાની એ નીશાની છે, જેમકે કોઇ શખસ પાસે ખરો રૂપીયો હોય અને તે પોતાના છોકરાને આપે તો તેને કોઇ પણ જાતની મનાઇ નહીં કરે કે અજવાળામાં આપીશમાં છાનોમાનો ભીડ અને ગડબડમાં આપીદેજે કોઇને દેખાડીશમાં તેમ નહીં કહે બલકે કહેશે કે છનનનન વગાડીને આપજે અને એક પાઈ પણ ઓછી લઇશ નહીં, અને જો ખોટો રૂપીઓ હશે તો કહેશે કે આ રૂપીઓ છુપો રાખજે કોઇને બતાવીશ નહીં વગાડવા દઇશ નહીં એતો જ્યાં બહુજ ગરદી અને ભીડ હોય ત્યાં રાતના વખતે જઇ ગડબડમાં ઝટ આપીને વટાવીને ચાલ્યો આવજે, પૈસા પણ પુરા ગણીશ નહીં ઝાઝીવાર ઉભો પણ રહીશ નહીં, અને સીધે રસ્તે આવીશ નહીં આડી અવળી ગલી અને ખાંચામાંથી ચાલ્યો આવજે, તો આપણુને સંપુરણ ખાત્રી છે કે આપણો મઝહબ છે તે છુપાવવો નહીં અને બીજાનો મઝહબ તપાસવો, બલકે તમામ મઝ-

હબ તપાસીને પોતાના મઝહબને હક સમજે તો તેનો મ્હોટો મરતબો છે, કેમકે તેણે કાંઈ બાપદાદાના કહેવા ઉપર અમલ કર્યો ન કહેવાય, બલકે તપાસ કરીને હક મઝહબ ઇખતીયાર કર્યો કહેવાય; અને કેટલાક મઝહબ એવા છે કે તેઓ પોતાના એતેકાદ વી૦ વીશે કાંઈ પણ વાત કરતા નથી અને આપણે મઝહબની વાત કરીએ તો સાંભળતા પણ નથી, તો વીચારવાનું કે જ્યારે પોતાને ખાત્રી છે કે મારો મઝહબ હક છે અને બીજાના મઝહબ બાતીલ છે ત્યારે પોતાનો મઝહબ જાહેર કરવામાં અને બીજાના મઝહબની વાત સાંભળવામાં શામાટે આનાકાની કરે છે ? કેમ છુપાવે છે ? હવે આનો જવાબ મારે લખવાની જરૂરત નથી કેમકે તેનો જવાબ ખુલ્લો છે જરા પણ સમજ રાખતો હોય તે સમજી શકે છે, અને જ્યારે એવીજ બીક હોય કે મારા મઝહબમાં ગોટાળો છે અને કોઈ સાંભળશે તો મશ્કરી કરશે અથવા હસશે અથવા મને ફેરવી નાંખશે ત્યારેજ છુપાવે છે, જો પોતાને સંપુરણ ખાત્રી હોય કે મારા મઝહબની મજબુત દલીલો છે અને ચોખો અને ખરો છે તો જરૂર બતાવશે. હવે એ પણ જાણવું કે અક્કલમંદોથી મુરાદ એ લોકો નથી કે કેટલાક આ ઝમાનામાં પોતાને સુધરેલા સમજી એકદમ વધી જઇ ખુદપસંદી ઇખતીયાર કરે છે, જેમકે કહે છે નમાઝ તે શું ? રોઝા શા માટે ? પરદો શા કામનો ? બસ ખાવ પીઓ મોજ મજા કરો દીલને બાળો નહીં મનને રાજી રાખો, જો એમજ હતે તો પછી ખુદાએ ઇનસાનને કોઇ કામ માટેજ પેદા કર્યો નહીં ગણાય, અને ધારો કે ઇનસાનને કોઇ કામ માટે પેદા કર્યો ન હોય તો રમત ગમત હરવા ફરવા મોઝ મઝા કરાવા અને પોતાને જે પસંદ પડે તે કરવા પેદા કર્યો હોય તો તેમાં એક મ્હોટો વાંધો આવે છે કે ખુદાએ ગાય ભેસ હાથી ઘોડા બકરાં વીગેરે વીગેરે ઘણા હયવાનો પેદા કર્યા છે. તેમજ જાતજાતના મેવા ખાવા પીવાની પેહરવા ઓઢવાની રહેવા બેસવાની હજારો ચીજો પયદા કરીછે તે સર્વે ઇનસાનના ઉપયોગમાં આવે છે અને ઇનસાનનાજ ફાયદા માટે છે તો આમાં બારીક નજરે જોવાનું છે કે ઘોડો બીચારો જંગલનું પરભારૂં ઘાંસ ખાઇને ઇનસાનને પીઠ ઉપર બેસારીને લઇ ચાલે, ભેંસ બીચારી જંગલમાં ચરી મીઠું ખુશગવાર દુધ પીવરાવે, મધ માંખીઓ હજારો ઝહમત ખેંચીને ઉમદા શીરીન શહદ બનાવી ખવરાવે, આસમાનથી વરસાત વરસે હજારો ફીરીશ્તા કામ કરે ત્યારે અનાજ અને મેવો ઊગીને ઇનસાન માટે તઇય્યાર થાય એ સર્વે ખાસ ઇનસાન માટેજ હોવાનું કાંઇ પણ કારણ હશે કે નહીં ? જો જરા પણ વીચાર કરે તો એક ટુંકી અકકલવાળો પણ કહેશે કે અલબત્તા ઇનસાન માટે એ તમામ હયવાનો વી૦ કરતાં હજારો ગણું ભારે કામ હોવું જોઇએ જો એમ નહતે તો ઇનસાન માટે આવી લાખો ચીજો પૈદા ન કરતે, કોઇ બાદશાહ કોઇ રાજ્ય ઉપર ચઢાઇ કરે છે તો લશકરના માણસો માટે કરોડો રૂપીયાની ચીજો ખરીદ કરે છે એટલે સુધી કે એક પૈશાનું બેદુ એક રૂપીયામાં પણ લીએ છે, તો બાદશાહ જ્યારે ઇનસાનની જાન ચાહે છે ત્યારે તેના માટે અવો મ્હોટો સામાન કરે છે, તો ખુદાએ ઇનસાન માટે કરોડો જાતનો સામાન તૈયાર કર્યો છે તો તે પણ તેની જાન ચાહતો હશે, અને હકીકતમાં એમજ છે કે તમામને ઇનસાન માટે પેદા કર્યા અને ઇનસાનને પોતા માટે પેદા કર્યો કે તેની મરજી અને ખુશી મુજબ વરતે અને જાન કુરબાન કરે, એટલે જે જે મવકે જે જે ફરમાવ્યું હોય તે સાચે એટલે સુધી કે જાન માગે તો જાન પણ આપી દીયે.

## ફસલ ૪૫ મી પોતાને હકીર (તુચ્છ) સમજવા વીશે.



જાણવું જોઇએ કે ઊજબ (હુંપત) ની વીરૂદ્ધ હકીરપણું છે, એટલે પોતાને ઝલીલ તુચ્છ અને નાચીજ સમજે, અને એ સીફ્ત બહુજ ઉમદા અને પસંદ કરવા લાયક છે, તેનો ફાયદો દુન્યા તેમજ આખેરતમાં એટલો છે કે તેની ગણત્રી થઇ શકતી નથી, જેણે મોહટો મરતબો મેળવ્યો અને આલી દરજે પહોંચ્યો તે આ સીફતના કારણથી છે, જેણે પોતાને ઝીલીલ અને હકીર ગણ્યો તેને ખુદાએ અઝીઝ અને માનવત કર્યો, જેણે પોતાને ભોંય પછાડયો તેને ખુદાએ ઉંચે ચડાવ્યો. ફારસી કેટલાંક શેઅરનો ખુલાસો એકે આસમાનથી વરસાદનું એક ટીપુ પડયું તેણે દરયાને જોઇને પોતાને કહ્યું અરે આ દરયાની સામે મારી શી હકીકત છે ? તો એ પ્રમાણે આજેઝી કરવાથી છીપે તેને પોતામાં છુપાવી લીધુ અને તેમાં તેનું મોટી કીમતનું મોતી થયું તો એજ પ્રમાણે ઇન્સાનનો પણ હાલ છે કે જે પોતાને હકીર જાણે અને તકબ્બુરાઇને તજી દીએ તેને પાક પરવરદીગાર બહુજ માન અને ઇજ્જત અતા ફરમાવે છે, બાગેઝા દીલમાં ખુદાની રહેમત છે, અને નમ્રતા કરનારને ખુદા દોસ્ત રાખે છે

હઝરતે રસુલે ખુદા મોહમ્મદે મુસતફા સ૦ ફરમાવ્યું કે દરેક ઇનસાનની સાથે એ મલક રહે છે જ્યારે ઇનસાન અહંકાર કરે છે અને પોતાને બુઝુર્ગ જાણે છે અને ઉંચે ચડાવે છે ત્યારે તે ફીરીશ્તા કહે છે ખુદાવંદા આને નીચે પછાડ ને ઝલીલ કર, અને અગર પોતાને ઝલીલ અને હકીર ગણે અને નીચે પાડે છે તો તે ફીરીશ્તા કહે છે ખુદાવંદા આને ઉંચો કર, એટલે માનવંતો કર. મરવી છે કે હઝરતે મુસા અ૦ને ખુદાએ વહી મોકલી કે અએ મુસા તને કાઇ ખબર છે ? કે શા માટે તને માનવંતો કરીને તારી સાથે વાતો કરવા તને પસંદ કર્યો ? ! અરજ કરી કે ખુદાવંદા તુજ કહે કે શા કારણથી તેં એવી મેહરબાની કરી ? જવાબ મલ્યો કે મેં તમામ બંદાઓના જાહેર અને બાતીનને જોયા પણ તું જેવી રીતે નમ્રતા અને આજેઝી મારી સામે કરે છે તેવી રીતે કોઇ કરતું નથી, અએ મુસા તુ હમેશા નમાઝ પડે છે તે વખતે પોતાના ગાલ માટી ઉપર રાખે છે, બાઅઝે રીવાયતોમાં વારીદ થયું છે કે જ્યારે ખુદાએ પહાડો ઉપર વહી મોકલી કે હું નુહ અ૦ ની કીશ્તીને એક પહાડ ઉપર રાખીશ તે વખતે તમામ પહાડોએ પોતાને ઉંચા કર્યા અને ટોચ બાહેર કાઢી, પણ "જુદી" નામના પહાડે કાંઇ કર્યું નહીં અને પોતાને તુચ્છ સમજીને કહ્યું આવા આવા પહાડો હોવા છતાં મારા ઉપર કશ્તી કયાંથી ઠેહરે ! તો ખુદાએ તેનાજ ઉપર કસ્તી ઠેરાવી, અને એ શીવાય નમ્રતાનો એ ફાયદો છે કે તમામ લોકોની નજરોમાં માનવંત અને બુઝુર્ગ રહે છે, અને તમામ દીલ તેને દોસ્ત રાખે છે. જે બડાઇ અને અહંકાર* રાખે છે તેનાથી લોકો દુર ભાગે છે, અને દીલ તેનાથી અણગમો રાખે છે.

---

* તકબ્બુરાઇ કરવાની મનાઈ છે પણ તકબ્બુર કરે તેની તાઝીમ ન કરવી અને તેની સાથે તકબ્બુર કરવો વી૦ બાબતો ૪૮ મી ફસલમાં આવશે.

## ફ્સલ ૪૬ મી કીબ્ર વીશે.

કીબ્ર છે તે પણ ઉજબ અને અહંકારને લગતી બાબત છે, પણ ફેર એ છે કે કીબ્ર એને કહે છે કે બીજાથી પોતાને મોટો જાણે અને બીજા કરતા પોતાને શ્રેષ્ટ સમજે અને ઉજબ વી૰ છે તે પોતાનેજ મોટો અને શ્રેષ્ટ સમજે તેમાં બીજાનો મુકાબેલો હોતો નથી, અને બીજાનો મુકાબેલો હોય તે કીબ્રમાં દાખલ છે. અને આ ખરાબ સીરત ઇનસાનના દીલમાં હોય છે, અને તેની કેટલીક નીશાનીઓ અને આસાર છે, અને તે જાહેર કરવાને તકબ્બુર કહે છે, અને તેના નીશાની એ છે કે જેના કરતા પોતાને મોટો સમજતો હોય તેની સાથે બેસ ઉઠ કરવાને રાજી નથી, તેમજ તેની સાથે ખાવુ પીવુ પસંદ કરતો નથી, તેમજ આગલો શખસ આને સલામ કરે તેની રાહ જુવે, સાથે હોય તો પોતે આગળ ચાલે અને તે પાછળ ચાલે એવું ઇચ્છે, અને તે બચારો વાત કરે તો આ ધ્યાન પણ આપે નહી, અને વાત કરવી પડે તો તેને હલકો ગણી તેની સાથે વાતો કરે છે. અને તે નસીહત કે વાએઝ કરે તેને હસી કાઢે વી૰ વી૰ કીબ્રની નીશાની છે, તેમજ નખ્રાથી ચાલવું અને કપડાને જમીન ઉપર ખેંચતો ચાલવું તે પણ કીબ્ર છે, અને એવા ફેઅલ કેટલીક વખતે કાંતો હસદ અને કીનાથી થાયછે, કાંતો રીયા (લોકોને દેખાડવા)થી થાય છે.

જાણવું જોઇએ કે કીબ્ર છે તે ખરાબ સીફતોમાંની બહુજ ખરાબ સીફત છે, અને ઘણા આમ તેમજ ખાસ લોકોને પણ એ સીફતે હલાક કરી નાખ્યા છે, એ સીફત ફેઝે ઇલાહીને અટકાવનાર છે કેમકે એ સીરતના સબબથી ઇનસાન નમ્રતા અને તવાઝોઅ કરતો નથી નસીહતને માનતો નથી હસદ અને ગીબતને મુકતો નથી વી૰ વી૰ ઘણી બેહદ ખરાબીઓ છે, અને એવા શખસના હકમા ખુદાએ તઆલા ફરમાવે છે કે દરેક તકબ્બુર કરનાર દીલ ઉપર ખુદાએતઆલા ઝંગ અને કાટ મોકલે છે, અને બીજી જગ્યોએ ફરમાવે છે ખુદા તકબ્બુર કરનારઓને દોસ્ત રાખતો નથી અને ત્રીજી જગ્યોએ ફરમાવે છે કે જેઓ તકબ્બુર કરે છે તેઓના મોઢા અમારી આયતોથી જલદી ફેરવીશું, અને ચોથી જગ્યોએ ફરમાવે છે કે જહન્નમના દરવાજામાં એવી હાલતમાં દાખલ થાઓ કે હમેશા તેમા રેહશો પછી તકબ્બુર કરનાર માટે ખરાબ જગ્યે છે હઝરતે રસૂલે ખુદા સ૰ ફરમાવ્યું કે જેના દીલમા રાઇના દાણા જેટલું કીબ્ર હશે તે બેહીશ્તમાં દાખલ નહીં થાય અને જે કોઇ પોતાને બુઝુર્ગ જાણે અને રસ્તે ચાલતા વખતે તકબ્બુર કરે તો તે ખુદાની એવી હાલતમાં મુલાકાત કરશે કે ખુદા તેના ઉપર ગુસ્સામાં હશે, અને ફરમાવ્યું કે ખુદાવંદે આલમે ફરમાવ્યું છે કે બુઝુર્ગી અને કીબ્રીયા તે મારી ચાદર છે, અને અઝમત થતા બરતરી (સર્વો ઉપરીપણું) મારા માટે સજાવાર છે, તો જે કોઇ એ ચીજમાંથી એક ચીજથી પણ મારી બરાબરી કરે તેને જહન્નમમાં નાખીશ, અને ફરમાવ્યું કે કયામતના દીવસે જહન્નમમાંથી એક ગરદન બાહેર નીકળશે કે તેને બે કાન બે આંખ અને એક જીભ હશે અને તે કેહશે કે હું ત્રણ ટોળાને પકડનારછું, ૧—તકબ્બુર કરનાર ૧—ખુદાની ઝાતમાં શરીક કરનાર ૧—સુરત નકશ કરનાર, અને ફરમાવ્યું કે ત્રણ ટોળા

એવા છે કે કયામતના દીવસે ખુદા તેઓ સાથે વાત નહીં કરે, અને તેઓના અમલને પાક નહીં કરે, અને સખત ઇજા પહોંચાડનાર અઝાબ થશે, ૧-બુઢ્ઢો ઝીના કરનાર ૧-ઝુલ્મ કરનાર તકબ્બુરવાળો બાદશાહ, ૧-અને નાદાર તકબ્બુર કરનાર, અને એજ હઝરતથી મરવી છે કે જે બન્દો તકબ્બુર કરે અને ખુદાને ભુલી જાય તે બદ બન્દો છે, અને જે બન્દો ગફલત અને રમત ગમતમાં વખત ગુજારે અને કબ્રસ્તાનને અને ત્યાં માટી થઇ જવાને ભુલી જાય તે બદબન્દો છે, અને એજ હઝરતથી રીવાયત થઇ છે કે કયામતમાં તમારામાંનો અમારી પાસે વધારે દુશમન અને તમારામાંનો અમારી પાસેથી વધારે છેટે એ શખસ છે કે જે બહુજ બોલનાર નાઝુકીથી બોલનાર તકબ્બુર કરનાર છે અને ફરમાવ્યું કે કયામતને દીવસે તકબ્બુર કરનારને ઝીણી કીડી જેવા ઉઠાડશે અને લોકોના પગ નીચે કચરાશે, કેમકે ખુદા પાસે તેઓની બેકદરી થશે, અને ફરમાવ્યું કે જહન્નમમાં એક વાદી છે તેને હુમલુમ કહે છે અને ખુદાએ નક્કી કર્યું છે કે દરેક ઝુલમ અને તકબ્બુર કરનારને તે જગ્યે આપે.

હઝરતે ઇસાબીન મરયમ અ૦ નું ફરમાન છે કે દાણો છે તે નરમ જમીનમાં ઉગે છે સખત જમીનમાં ઉગતા નથી, તેમજ હીકમત અને દાનાઈ છે તે નમ્ર દીલમાં રહે છે અને અહંકારવાળા દીલમાં ઠેહરી શકતી નથી, જોયું છે કે જે છાપરા સુધી ઉંચો થતા જાય તેનુ માથુ છાપરે અટકાય છે, અને જે છાપરા કરતા નીચે રહે છે તેના ઉપર છાપરૂ છાંયો કરે છે જ્યારે હઝરતે "નુહ" અ૦ નો આખેરી વખત થયો ત્યારે પોતાના ફરઝંદોને ફરમાવ્યું કે તમોને બે ચીજનો હુકમ આપુછું ૧—લાએલાહ ઇલલલ્લાહ ૨—સુબ્હાનલ્લાહે વ બેહમ્દેહી કહેવું, અને બે ચીજની મનાઇ કરૂછું, ૧-ખુદાની ઝાતમાં શરીક કરવુ, ૨—તકબ્બુરાઇ કરવા, એક વખત હઝરતે સોલયમાનબીન દાઉદ અલયહીસ્સલામે પખીઓ જીન્નાત અને ઇનસાનને બાહેર નીકળવાનો હુકમ આપ્યો, પછી બીસાત ઉપર બેઠા તેઓની સાથે બે લાખ ઇનસાન અને બે લાખ જીન્નાત હતા, અને બીસાત એટલે ઉંચે ગઇ કે મલાએકાઓની તસબીહની આવાજ આવવા લાગી, ૧ પછી એટલે સુધી નીચી ઉતરી કે તેઓના પગના તળીયા દરીયા સુધી પહોંચ્યા, પછી એવો આવાજ આવ્યો કે અગર તમારા સાહેબના દીલમાં એક રજકણ જટલું કીબ્ર તે ના એ બીસાતને એટલે ઉંચે જવાની પહેલેજ જમીનના અંદર ધસાવી દેતે, હઝરત ઇમામે મોહમ્મદે બાકર અ૦ થી મરવી છે કે તકબ્બુર કરનાર માટે જહન્નમમાં એક વાદી છે તેનુ નામ સકર છે અને તેમાં એટલી તો સખતી છે કે તેણે હદથી વધુ ગરમી હોવાની શીકાયત કરી અને એક શ્વાસ લેવાની રજા માગી અને રજા મળવાથી એક શ્વાસ લીધો તેથી જહન્નમ બળી ગઇ, અને ફરમાવ્યું કોઇ એવું નથી કે તકબ્બુર કરે અને પોતામાં હલકાઇ ન જુવે, અને ફરમાવ્યું જબ્બારે મલઉન એ છે કે હકથી બનહીત હોય, અને લોકોને હલકા સમજે, ફરમાવ્યું દરેક જણ માટે હીકમત અને દાનાઇ છે, અને એક ફીરીસ્તો છે કે તે એ હીકમતને સાંચવે છે, પણ બંદો જ્યારે તકબ્બુર કરે છે ત્યારે તે ફીરીસ્તો કહે છે કે ખુદા તને ઝલીલ (બેઇજજત) કરે, તેથી તે પોતાને પોતાની નજરમાં સરવે કરતા બુઝુર્ગ જાણે છે; અને લોકોની નજરમાં સરવે કરતા હલકો દેખાય છે, અને જો આજેઝી અને નમ્રતા કરે તો તે ફીરીસ્તો

કહે છે બુલંદ મરતબાવાળો થા ખુદા તને બુલંદ કરે, તેથી તે પોતાના દીલમાં પોતાને સરવે કરતા તુચ્છ સમજે છે અને લોકોની નજરોમાં તમામ કરતાં બુઝુર્ગ દેખાય છે,

## ફસલ ૪૭ મી તકબ્બુરની કીસમો.

જાણવું જોઇએ કે તકબ્બુરની ત્રણ જાત છે.

**૧—તકબ્બુર ખુદાની સાથે** જેમકે નમરૂદ અને ફીરઓને કર્યું, એ તકબ્બુર ખરાબમાં ખરાબ છે. બલકે મ્હોટુ કુફ્ર છે, અને એવું તકબ્બુર થવાનું કારણ તદ્દન નાદાની અને અજ્ઞાતા અને હદથી વધી જવાનું છે અને એવા લોકો વીશે ખુદાએ ઇશારો કર્યો છે કે જેઓ મારી બંદગીથી તકબ્બુરાઇ કરે તેઓ બુરી હાલત અને બેઇજ્જતીથી જલદી જહન્નમમાં જાશે.

**૨—તકબ્બુર પયગમ્બરો સાથે,** અને તે એવી રીતે છે કે પોતાને તેઓ કરતા બુઝુર્ગ અને માનવત જાણે, તેઓની તાબેદારી ન કરે, જેમકે અબુજેહલ વી૦ કે તેઓ કેહતા હતા કે આને અમારા માટે માનવત અને પયગમબર કરેલ છે ? !'| અને કહેતા હતા આતો અમારા જેવા ઇનસાન છે, અને આ તકબ્બુર પણ ખુદાની સાથે તકબ્બુર કરવા સમાન છે

**૩—તકબ્બુર ખલ્કે ખુદા સાથે,** એટલે લોકો સાથે તકબ્બુર કરે, પોતાને સર્વે કરતા શ્રેષ્ટ જાણે, બીજાઓને પોતા કરતા હલકા સમજે, અગરચે પહેલા નંબર કરતા આ તકબ્બુર હલકુ છે તો પણ તેની ખરાબી અને તેનું પરીણામ બહુજ ખરાબ અને હલાક કરનાર છે, અને વધતા વધતા એટલે સુધી પહોંચે છે કે ખુદાની નાફરમાની કરવા લાગે છે, જેમકે એવો શખસ કોઇ પાસેથી હક વાત સાંભળે છે પણ તેને પોતા કરતા હલકો સમજે છે તેથી તેની વાતને પણ હલકી સમજે છે અને તેને હલકી નજરથી જુવે છે, તકબ્બુરાઇ અઝમત વી૦ ખાસ પાક પરવરદીગારની ઝાતને લાયક છે, તો જે કોઇ તકબ્બુર કરે તો એવુ છે કે ખુદાની રીફત લેવા ચાહે છે

જાણવું જોઇએ કે જેવી રીતે તકબ્બુરની ત્રણ જાત છે તેમજ તેના ત્રણ દરજ્જાછે.

**૧-દરજો** સરવેથી વધેલો છે, તે એકે તકબ્બુરાઇ બોલવા ચાલવામાં જાહેર કરેછે, જેમકે મજલીસમાં સરવેની ઉપર બેસે છે, અને પોતાની બરાબરીયાની ઉપર બડાઇ કરેછે તેઓથી પોતાને શ્રેષ્ટ જાણે છે, તેઓથી ભંવા ચડાવે છે મોઢું ખાટું કરે છે મોઢું ફેરવી લીએ છે, અને કોઇ તેની તાઅઝીમમાં કમી કરે તો તેના ઉપર ગુસ્સો કરે છે, અને પોતાની બડાઇ ફુંકે છે, અને તેઓ ઉપર સત્તા મેળવવાના પ્રયત્ન કરે છે, તેમજ ઇલમ અને અમલના મસાએલમાં તેઓથી વધી ગીએલ હોય એવું બતાવે છે, અને આ દરજ્જો ખરાબમાં ખરાબ છે, કેમકે કીબ્રના ઝાડે તેના દીલમાં પોતાનો સંપુર્ણ ફેલાવો કરેલો હોય છે, અને તેથી તેના તમામ અવયવમાં તકબ્બુરાઇ આવી જાય છે.

**૨-દરજો** મધ્યમ છે, કે પહેલા દરજ્જાથી કાંઇ ઉતરતો છે, અને તે એ છે કે તેના દીલમાં તકબ્બુરાઇછે, અને એવા કામ પણ કરેછ પણ તે જીભ થકી જાહેર કરતોનથી.

૩–દરજો એ બન્ને કરતા હલકો દરજા છે, કે દીલમાં તકબ્બુર છે પણ ન તેવા કામ કરે છે ન જીભથી જાહેર કરે છે, બલકે નમ્રતા અને આજેઝી કરવામાં બનતી કોશીશ કરે છે, તો તે શખસે કીબ્રના ઝાડની ડાળ પાંદને જાણે કાપી નાખેલ છે પણ મુળ બાકી છે, અને તેથી પણ નારાજ હોય અને પોતા ઉપર ગુસ્સો કરતો હોય, અને એ મુળને ઉખેડવાની કોશોશમાં રહે તો આસાનીથી નીકળી જશે, અને ખીયાલ વીના તકબ્બુરાઇ આવી જાય અને તેને તોડવામાં કોશીશ કરે તો તેના માટે ગુનાહ નથી, અને તેને ખુદા **નજાત**ની તવફીક અતા ફરમાવશે.

આ ઇનસાનને તકબ્બુરાઇ અને અહંકાર છાજતુ નથી, અરે ઇનસાન તુ વીચાર અને જાણુ કે તુ કોણુ છો ? તારી શો હકીકત છે ? બીજા ઉપર બડાઇ કરવાનું શું કારણુ છે ? અરે તને શી સત્તા છે ? તુ પોતાની ફીકરમાં રહે પોતાને ઓળખ, કે તેથા અહંકાર ન કરે, અરે તારા જેવા ખુદાના મુલકમાં ઘણા જનાવર છે, પહેલેથી છેલ્લે સુધી પોતામાં નજર કર, પોતાના અંદરના ભાગમાં જો, તુ એક દુરગંધ મનીનો કતરોછો તુ મુરદાર બદબોદારછો, તુ નજાસત ઉપાડનાર હમ્માલછો, તારામાં બદબોવાળી અણુગમાવાળી ચીજો ભરી છે, તુ અશક્ત અને લાચારછો, તુ હજારો ચીજનો મોહતાજછો, અને તને અને તકબ્બુરને શું વાસ્તો ? તું કયાં અને તકબ્બુર કયાં ? તારી શું હકીકત છે ? જરાક જેટલા ચાંચડથી તો આજીઝ થઇ જાય છે, એક કલાક ખાવાનું ન મળે તો તડપે છે, અને જો વધારે ખવાય તો બદબુવાળી હવા છુટે છે, રાતના પોતાના પડછાયાથી ડરીને ભાગે છે એ શીવાય બીજી ઘણી બાબતો છે કે જે આપણે જાણીએ છીએ, તો વીચાર કે અહંકાર કરવાને લાયક કોઇ પણ બાબત છે ?

આ બદ સીફતનો ઇલાજ એ છે કે જે ફસલ ૪૮ મીમાં ઉજબનો ઇલાજ આવી ગયો છે, કેમકે કીબ્ર છે તે ઉજબને લગતી સીફત છે, ઉપરાંત કીબ્રની મઝામ્મતની હદીસો અને આયતો વાંચે અને વીચારે, અને જાણે કે ઇનસાન એક આકા અને માલીકના પયદા કરેલા બંદા છે, તેની મેહરબાનીના દરયાના તમામ ટીપા છે, અને ઇનસાન ગમે તે અમલ કરે પણ છેવટ શુ થશે તેનું પરીણામ શું આવશે તેની કોઇને ખબર નથી, જેનો આખેરી વખત ખૈરથી પસાર થયો તેજ જીતી ગયો, કોઇને અદાવતની નજરથી જોવો નહીં તમામ જણુને ખુબી અને દોસ્તીની રૂએ જુવે, હા–ખુદાની ખુશી માટે જે અદાવત અને અણુગમો રાખવાનો હુકમ છે તે જુદી વાત છે તે તકબ્બુર નથી બલકે ખુદાનો હુકમ ઉપાડવાની વાત છે, બાકી પોતાના ઇલમ અને અમલ ઉપર મગરૂર થવું નહીં સાઠ વરસનો કાફર ઇમાન લાવી નેક અમલ કરીને ગુજરી જાય અને તેનો ખાતેમો ખૈર થાય તો નવાઇ નથી, તેમજ સો વરસ સુધી કોઇ આબીદ ઇબાદત કરે અને છેલ્લે બે ઇમાન થઇને મરે અને ખાતેમો બુરો થાય તો પણ બનવાજોગ છે, ખુદાની ખુશી માટે ગુસ્સે થવું અને દુશમની રાખવી તેથી તકબ્બુર થતુ નથી, જેમકે કોઇ કાફર હોય અથવા કોઇ ગુનાહનું કામ કરે તો તેનાથી ખુદાની ખુશી માટે ગુસ્સે થાય, તે એવું છે કે જેમ કોઇ અમીર માણુસ પોતાના ગુલામને પોતાનો છોકરો સોંપી દીએ કે તેને અદબ વી૦ સીખવે અને તે ખતા કરે તો ગુલામ તેને મારે છે ધમકાવે છે, પણ તેના

ઉપર પોતે તકબ્બુરાઇ અને બડાઇ કરતો નથી બલકે તેને દોસ્ત રાખે છે અને પોતાના આકાનો ફરઝંદ જોણે છે.

હં ! હં ! અએ બીરાદર એક વાત ખુબ યાદ રાખજે કે ઇનસાન પોતાને નમ્ર અને તકબ્બુર વીનાનો સમજે છે, પણ કેટલીક વખત એવું પણ બને છે કે કીબ્ર અને તકબ્બુર છુપેલું હોય છે, તો તે વીશે અજમાઇશ પણ કરવી જોઇએ, કેમકે જો છુપી રીતે કીબ્ર હોય તો ઇમતેહાન લેવાથી દેખાઇ આવે છે, અને તેની નીશાનીયો પણ છે કે તેથી ખબર પડી આવે છે.

**૧–લી નીશાની** એકે જ્યારે પોતાની બરાબરીયા સાથે મસાએલમાં વાદવીવાદ થાય અને તેમાં આગલાની વાત વાજબી હોય અને તેને કબુલ કરી લીએ અને તેનો શુકર કરે કે તેણે એક બાબત બતાવી અને ગફલતથી જગાડયો અને શુકર ગુજારીથી અણગમો પણ ન ઉપજે તો જાણવું કે તકબ્બુરાઇ નથી, પણ આગલાની વાત ખરી અને હક હોવા છતાં તેને કબુલ કરવા દીલ ન માને અને ભારે લાગે તો જાણે કે તકબ્બુરાઇ છે; તો તેને દુર કરવાના ઇલાજ કરે, અને તે ઇલાજ એ છે કે એ વાતનો વારવાર ઇકરાર કરે અને તેના માટે દોઆ કરે પોતાની ભુલ જાહેર કરે, કે તેથી એ અંદરની ખરાબી દુર થઇ જવાની, અને કેટલીક વખત એમ પણ બને છે કે ખાનગીમાં ભુલ કબુલ કરવામાં અચકાતો નથી, પણ લોકોની રૂબરૂ ભુલ કબુલ કરવી ભારે પડે છે તો તે કીબ્ર નહી પણ રીયામાં ગણાશે

**૨–જી નીશાની** એકે મહફીલો અને મજલીસોમાં જાય તે વખતે તેની બરાબરીયા ઉંચી જગ્યોએ બેઠા હોય અને આને નીચે બેસવું ભારે લાગે નહીં તેમજ રસ્તામાં ચાલતી વખતે આગળ પાછળ ચાલવા વીશે પણ કાંઇ બાબત ન હોય તો સમજવું કે તકબ્બુરાઇ નથી અને જો એ બાબતો ભારે લાગે તો જાણવું કે દીલમાં તકબ્બુરાઇ છે, અને એનો ઇલાજ એ કરે કે પોતાની હાથ નીચેના માણુસને આગળ ચલાવે અને પોતે તેની પાછળ પાછળ ચાલે, હઝરતે ઇમામે જાઅફરે સાદેકઅ૦ ફરમાવ્યું કે તવાઝોઅ (નમ્રતા વી૦) એ છે કે ઇનસાન પોતાના મરતબા કરતા નીચી જગ્યોએ બેસે, અને હલકામાં હલકી જગ્યોએ બેસવા રાજી થાય, અને જે મળે તેને સલામ કરે, અને ઝગડા ન કરે અગરચે પોતે હક ઉપર હોય તો પણ તકરાર ન કરે, અને તકવા તથા પરહેઝગારની તારીફ કરાવા ન ચાહે.

કેટલાંક તકબ્બુરવાળા તકબ્બુર કરે છે અને તેમાં એવો હીલો કરેછે કે પોતે તકબ્બુર કરે તે જાહેર થવા ન પામે, જેમકે કહે છે કે મોઅમીને પોતાને બેઇજ્જત કરવો ન જોઇએ, અને કેટલાંક ઇલમનો દાવો કરનાર કહે છે ઇલમને ઝલીલ કરવું નહીં, પણ એ બાબતો શયતાનના ફરેબની છે, કેમકે પોતાના બરાબરીયાથી નીચે બેસવામાં શું હરકત છે ? હા ઝાલીમો અને ફાસેકોના ટોળામાં જાય અને ત્યાં પોતાને કે ઇલમને બેઇજ્જત ન કરે તે જુદી વાત છે.

**૩–જી નીશાની** એ કે સલામ પહેલે કરવામાં અણગમો ન થાય, તેમ ભારે ન લાગે. અને જો પહેલે સલામ કરવી ભારે લાગે તો તે તકબ્બુર છે, અજબછે કેટલાંકથી કે પોતે સ્વાર થઇને ફરે અને રસ્તામાં પગે ચાલનાર કે બેઠેલાઓથી સલામની ઉમ્મેદ રાખે.

૪ **થી નીશાની** એ કે કોઇ ગરીબ માણસ દાઅવત કરે અથવા કોઇ હાજત માટે બોલાવે તો ઇનકાર ન કરે, અને પોતાના રફીકો તેમજ સગા વ્હાલાઓની સાથે જવામાં કાંઈ પણ અણુગમો ન રાખે તો સમજવું તકબ્બુર નથી, અને જો એ બાબત તેના ઉપર ભારે પડતી હોય તો જાણવું કે તકબ્બુર છે, તેમજ ભાજીપાલો દાણા વીઠ જે ઘરમાં ચીજો જોઇયે તે હોય તે બજારમાંથી લઇને પોતે ઉપાડી લાવવાથી અણુગમો રાખે તે પણ તકબ્બુર છે, અને ખાનગીમાં અણુગમો ન થાય અને લોકોની સામે અણુગમો હોય તો તે રીયામાં દાખલ છે, હઝરતે અમીરૂલ મોઅમેનીન અ૦ ફરમાવ્યું કે કોઇ ચીજ ઉપાડીને બાલબચ્ચાઓ માટે ઘરે લઇ જવી તેથી ઇનસાનના કમાલમાં કાંઇ ઘટારો થતો નથી, એક દીવસ એ જનાબ એક દીરહમનું ગોસ્ત વેચાતુ લઇ ચાદરના છેડામાં લઇને ઘરે જતા હતા, કોઈ સાહેબે કહ્યું યા અમીરલ મોઅમેનીન મને આપો તો હું પોંહચાડી આપુ. તો આપે ફરમાવ્યું કે ઘરધણીને સજાવાર છે કે પોતેજ ઉપાડે.

જાણવું જોઇએ કે મજકુર ચીજો ઉપાડીને ઘેર લઇ જવી વી૦ બાબતો એવે ઠેકાણે છે કે જ્યાં તે વીશે હરકત ન હોય, પણ લોકે. ગીબત કરે અને મશકરી કરે તો બેહતર છે કે ન ઉપાડે, જેમકે આ ઝમાનાનાં આ મુલકમાં દાણાનો કોથળો ખભે નાખીને સાધારણ માણસ લઇ જાય તો તેને બખીલ કેહશે વી૦ તેની તારીફને બદલે મઝીમ્મત કરશે. તો ત્યાં ન ઉપાડવું બેહતર છે તો દરેક શખસની ઇજ્જત અને આબરૂ દરેક જગ્યાનો રીવાજ પણ જોવો જોઇએ ટુંકમાં એ કે ભાજીપાલો વી૦ ચીજ રીવાજ અને ઇજ્જત મુજબ પોતે ન ઊપાડે તો હરકત નથી, હરકત છે તે એ છે કે અહંકાર અને તકબ્બુરાની રૂએ કોઇ બાબતથી અણુગમો ન રાખે.

૫–મી **નીશાની** એ કે જાડાં અને મેલાં કપડાં પહેરવા તેને ખરાબ ન લાગે, અને સારા સારા ઉચી જાતના કપડાં પેહરવા તરફ હીરસ ન રાખે, અને એ બાબતોથી અણુગમો રાખે તો તે તકબ્બુર છે, હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે બીજું કાંઇ નથી પણ એ કે હું બંદો છું કે માટી ઉપર બેસીને ખાઉંછું, ઊનના કપડાં પહેરૂં છું, ઊંટને બાંધુ છું, આંગળીયોને ચાટુંછું, અને ગુલામ બોલાવે તો જવાબ આપુછું, તો જે કોઈ મારા તરીકાને તરક કરે તે મારાથી નથી. મરવી છે કે હઝરતે રસુલે ખુદા સ૦ની વફાત પછી આપના અંગ મુબારકથી પહેરાન કાઢ્યું તે ઊનનું હતું અને તેને બાર થીગડાં હતાં, તેમાં કેટલાંક થીગડાં દુંબાના છામડાનાં હતાં. લખે છે કે જનાબે સાલમાનને કોઇએ પુછ્યું કે શા માટે નવા કપડાં પેહરતા નથી ? જવાબ આપ્યો કે ગુલામ છું તો જ્યારે ગુલામીમાંથી મુકત થઇશ ત્યારે નવાં કપડાં પેહરીશ, હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે થોડી કીંમતનાં અને હલકાં કપડાં પેહરવા તે ઇમાનદારી છે, હઝરતે અમીરૂલ મોઅમેનીન અ૦ ને જ્યારે જાહેરી ખીલાફત મળી ત્યારે આપે બહુજ જુનાં કપડાં પેહર્યાં હતાં તેને થીગડાં પણ ઘણાં હતાં, તેથી કોઇ અસહાબે ઠપકો આપ્યો, તે વખતે આપે ફરમાવ્યું કે તેમાં ઘણા ફાયદા છે, ૧–એ કે મોઅમેનીન એ બાબતમાં મારી પયરવી કરી તે મુજબ પોતે પણ વરતે છે, ૨– એ કે દીલને નમ્ર કરે છે, અને કીબ્રથી પાક કરે છે.

**૬–ઠી નીશાની**—એ કે ગુલામ લોંડી અને ખીદમતગારોની ભેગો બેસીને એક

સુફરાઉપર ખાય અને તેઓને સાથે ખવરાવે, જો આ બાબત તેને ભારે ન પડે તો સમજવું કે કીબ્ર નથી, અને ભારે પડે અને અણગમો થાય તો સમજવું કે કીબ્ર છે, બાબખતો એક શખ્સ રીવાયત કરે છે કે હું ખુરાસાનની સફરમાં ઇમામે રેઝા અ૦ સાથે હતો, એક દીવસે સુફ્રો મંગાવી હઝરતે તમામ નોકર ચાકર એટલે સુધી કે કાળા ગુલામોને પણ સાથે બેસાર્યા, તે વખતે મેં અરજ કરી કે આપ ઉપર ફીદા થઉં જાઉં અગર આઓ માટે સુફ્રો જુદો બીછાવો તો બેહતર છે, આપે ફરમાવ્યું ચુપ રહે, ખરે-ખર તમામનો ખુદા એકજ છે, તમામનો દીન પણ એકજ છે, તમામના માબાપ પણ એકજ છે, અને દરેક શખસને તેના આઅમાલના પ્રમાણમાં બદલો મળશે, જાણવું જોઇએ કે કીબ્ર અને તકબ્બુરાઈનું ઇમતેહાન એટલીજ બાબતથી નથી બલકે એ શીવાય બીજી ઘણી બાબતો છે, જેમકે કોઇ ચાહે કે લોક મારી આગે ઉભા રહે વી૦ હઝરતે અમીરૂલ મોઅમેનીન અ૦ ફરમાવ્યુ કે જે કોઇ જહન્નમી શખસને જોવા ચાહે તે એ શખસને જુવે કે જેની સામે લોક ઉભા રહે અને પોતે બેઠો હોય. હઝરતે રસુલે ખુદા સ૦ કોઇ કોઈ વખતે અસહાબોની સાથે જતા હતા અને અસહાબોને આગળ કરતા અને પોતે તેઓની વચ્ચે ચાલતા હતા, અને કેટલાક એવા છે કે બીમાર તેમજ ફકીર વી૦ની પાસે બેસવાથી અણગમો લાગે છે, મરવી છે કે એક શખસને ફોલ્લો થયો હતો તે ફોલ્લો ફુટી ગયો તેમાંથી પરૂ નીકળતું હતું અને ઉપરની ચામડી નીકળી ગઇ હતી, તે હઝરતે રસુલે ખુદા સ૦ની ખીદમતમાં આવ્યો, તે વખતે હઝરત અસહાબોની સાથે ખાણું ખાતા હતા, તે શખસ જેની પાસે બેસતો હતો તે શખસ ઉઠી જતો હતો, તે વખતે હઝરતે તેને પોતાની પાસે બેસારીને તેની સાથે જમ્યા. એક દીવસ એ હઝરત અસહાબોની સાથે ખાતા હતા ત્યાં એક લાંબા વખતની બીમારીવાળો ત્યાં આવ્યો તેનાથી લોકો અણગમો રાખતા હતા હઝરતે તેને પોતાના પગ ઉપર બેસારીને ફરમાવ્યું ખા, હઝરતે રસુલે ખુદા સ૦ ની રીતભાત બેસ ઉઠ બીલકુલ સભ્યતા અને નમ્રતા ભરેલી હતી, તકબ્બુર વી૦ નું જરા પણ તેમાં નામ નહતું, તો તેઓની ઉમ્મતના લોકોને સઝાવાર છે કે એ હઝરતની પેરવી કરે, હઝરતના અસહાબ અબુસઇદે ખુદરીએ રીવાયત કરી છે કે હઝરતે રસુલે ખુદા સ૦ પોતે ઉંટને ઘાસ નાખતા તેને બાંધતા, અને ઘરમાં ઝાડુ કાઢતા હતા, દુંબાઓને દોહતા પોતાના પગરખાને થીગડાં આપતા, કપડાંને સાંધતા, ખીદમતગારોની સાથે ખાણું ખાતા હતા, ખીદમતગાર દળતાં દળતાં થાકી જતો તો હઝરત પોતે દળતા હતા, બજારમાંથી કાંઇ ચીજ વેચાતી લઇને પોતે ઉપાડીને લાવતા હતા, નમાઝી લોક અમીર ફકીર ધોળો કાળો આઝાદ કે ગુલામ મોટો નાનો જે હોય તે સરવેને પહેલે પોતે સલામ કરતા હતા, ઘરમાં અને બાહેર પહેરવાના કપડાં એકજ જાતના રાખતા હતા, જે બોલાવે તેને જવાબ આપતા, ધુળ વી૦ અંગ ઉપર હોય તેજ હાલતમાં રહેતા, કોઈ જ કોઇ દાવતમાં ખવરાવે જુવે તો કરમાઇ ગીએલો ખુરમો હોય તેને હલકુ ગણતા ન હતા, સવારે સાંજ માટે કાંઈ રાખતા ન હતા, અને સાંજે સવાર માટે કાંઇ રાખતા ન હતા, ખોરાકી હલકી ખાતા, ખુશખુલકા અને મીઠા સ્વભાવ રાખતા હતા, હસતે મોઢે લોકોથી મળતા હતા, ભંવા ચડાવ્યા વીના ગમગીન રહેતા હતા. દીનના,

કામમાં બહુજ સખત હતા લોકો ઉપર સખતાઇ વીના મજબુતીથી કામ લેતા હતા, બે ઇજ્જતી અને ઝીલ્લતથી રહીત રહીને નમ્રતા અને નરમીથી વરતતા હતા, ઇસરાફથી બચીને બહુજ બખશીશ કરતા હતા, તમામ સગા વ્હાલાઓ સાથે મેહરબાની રાખતા હતા, તમામ મુસલમાન તથા ઝીમ્મી કાફરો ઉપર રહમ કરતા હતા, હમેશા માથું નીચુ રાખતા હતા, હરગીઝ એટલું ખાતા નહતા કે બદહઝમી થાય, કોઇ વખત તમાથી કોઇ ચીજ તરફ હાથ લંબાવતા નહતા.

---

## ફસલ ૪૮ મી તવાઝોઅ (નિરભિમાન-નમ્રતા) વીશે.

જાણવું જોઇએ કે કામનાં વીશ ઉમદા અને પસંદ કરવા જેવી સીફત "તવાઝોઅ" (નીરભિમાન-નમ્રતા) છે તવાઝોઅથી મતલબ એ છે કે ઇનસાન પોતાને બીજા કરતાં બુઝુર્ગ ન સમજે, અને પોતાને હમેશા આજીજ સમજે, તવાઝોઅના સબબથી ઈનસાન બીજાની તાઅઝીમ કરે છે લોકોની બુઝુર્ગી કરે છે, અને એ સીફતની તારીફની ઘણી હદીસો વારીદ થઇ છે, હઝરતે પયગમબરે ખુદા સ૦ ફરમાવ્યુ કે જેણે તવાઝોઅ કરી તેને ખુદાએ બુલંદ કર્યો, મરવી છે કે ખુદાવન્દે આલમે હ૦ મુસા અ૦ ઉપર વહી મોકલી કે હું એની નમાઝ કબુલ કરૂં છું કે જે મારી અઝમત માટે તવાઝોઅ કરે, મારી મખલુકાત ઉપર તકબ્બુર ન કરે, પોતાના દીલમાં મારા ખોફને જગ્યો આપે, દીવસને મારા ઝીકરમાં પુરો કરે, અને મારી ખુશી માટે પોતાને નફસની ખ્વાહીશોથી બચાવે, એક દીવસ હઝરતે રસુલે ખુદા સ૦ પોતાના અસહાબોને ફરમાવ્યું કે હું તમામમાં ઇબાદતની હલાવત (મીઠાસ) શામાટે જોતો નથી ? તેઓએ અરજ કરી કે ઇબાદતની હલાવત શું છે ? આપે ફરમાવ્યું તવાઝોઅ, એજ હઝરતથી મરવી છે કે ચાર ચીજ એવી છે કે ખુદા તે કોઇને આપતો નથી પણ જેને દોસ્ત રાખે તેને આપે છે, ૧—ખામોશી (ચુપ રેહવું) કે તે પહેલી ઇબાદત છે, ૨–ખુદા ઉપર તવક્કલ, ૩-તવાઝોઅ, ૪-ઝોહદ દુન્યામાં. એજ હઝરતથી મનકુલ છે કે જે કોઇ તવાઝોઅ કરે તેને ખુદા ઇઝ્ઝત કરે છે, અને જે કોઇ અહંકાર કરે તેને બેઇજ્જત કરે છે, અને જે કીનાઅત (સંતોશી) કરે તેને રોજી આપે છે અને જે કોઇ ઇસરાફ કરે તેને મહરૂમ રાખેછે, અને જે મોતને બહુજ યાદ કરેતેને દોસ્ત રાખે છે, અને જે કોઈ તેને બહુજ યાદ કરે તેને બેહીશ્તમાં પોતાના છાયામાં જગ્યો આપે છે, હઝરતે મુસા અ૦ ફરમાવ્યું કે દુન્યામાં તવાઝોઅ કરનારના ખુશાહાલ કે તેઓ કયામતમાં મીમબર ઉપર હશે. ખુદાવંદે કરીમે હઝરતે દાઉદ અ૦ને વહી મોકલી કે જે પ્રમાણે બહુજ નજીકવાળા બહુજ તવાઝોઅ કરે છે તેજ પ્રમાણે બહુજ છેટાવાળા લોક બહુજ તકબ્બુર કરે છે.

મરવી છે કે હઝરતે સોલયમાન પયગમ્બર હમેશા સવારના પૈશાવાળા અને અમીરો પાસેથી નીકળતા હતા અને છેલ્લે મીસકીનો પાસે આવીને બેસતા હતા અને કહેતા હતા કે હું મીસકીન છું અને મીસકીન ભેગો ખાઉં છું, મરવી છે કે એક વખત હઝરતે અલી અ૦ ને ત્યાં બાપ દીકરો બે જણ આવ્યા, આપ ઉભા થઇ ગયા અને માન આપી ઉંચી જગ્યોએ બેસારીને તેઓની પાસે પોતે બેઠા, પછી જમવાનું મંગાવી તેઓ તેની સાથે

જમ્યા, કંબર પાણી તથા લોટો લઇ હાથ ધોવરાવા આવ્યા, ત્યાં હઝરત ઉભા થઈ ગયા અને તે શખસના હાથ ધોવરાવવા ચાહ્યું તે વખતે તે શખસ ભોંય માટી ઉપર પડીને બોલ્યો કે યા હઝરત હું કેવી રીતે રાજી થાઉં! કે તમો મારા હાથ ધોવરાવો અને ખુદા જુવે, આપે ફરમાવ્યું બેસીજા અને હાથ ધો, ખુદા તને અને તારા બીરાદરને જુવે છે કે બન્નેમા કાંઇ ફરક નથી અને તારો બીરાદર તારા હાથ ધોવરાવીને ચાહે છે કે બેહીસ્તમાં તમામ દુન્યાથી દસગણું મળે, તે વખત એ શખસ બેસી ગયો અને હઝરતે ફરમાવ્યું કે એ અઝીમ હક જે તારા ઉપર ધરાવું છું તેની કસમ આપુછું તુ બેસી જા અને કંબર હાથ ધોવરાવતે અને તુ શાંતપણાથી ધોતે તેજ પ્રમાણે હાથ ધો, પછી હઝરતે તેના હાથ ધોવરાવ્યા, હઝરતે ઇમામે જાફરે સાદેક અ૦ ફરમાવ્યું કે તવાઝોઅ છે તે તમામ શરફ અને બુઝુરગીનુ મુળ અને મોટા મરતબો છે અગર તવાઝોઅને વાચા હતે અને ઇન્સાન સમજી શકતે તો તે છુપા ભેદોની ખબર આપતે, તવાઝોઅ એ છે કે ખુદાની ખુશી માટે ખુદાની રાહમાં કરે બાકી તે સીવાય મક્કર છે, જે કોઇ ખુદાની ખુશી માટે તવાઝોઅ કરે તેને ખુદા ઘણા બન્દાઓ ઉપર શરફ અને બુઝુરગી આપે છે, તવાઝોઅ કરનાર માટે નીશાની છે કે તેથી મલાએકા અને દાના માણસો ઓળખે છે.

"નાજી" અરજ કરે છે કે હા એવી નીશાની તો હોવીજ જોઇએ તેમજ મોઅમીનની પણ નીશાની છે કાફરની પણ નીશાની છે કે જે નીશાનીઓથી ઓળખાઈ આવે છે અને એ વાત કાંઇ અજબ થવાની નથી, જુવો કે હાલ ફ્રીમેશનનુ એક ટોળું બંધાણું છે તે મશહુર છે અને સર્વે કોઇ જાણે છે; તેમાં હીંદુ મુસલમાન પારસી વી૦ ઘણી જાતના લોકો શામેલ છે અને તેઓએ આપસમાં એક એવા જાતની નીશાની રાખી છે કે જે ફ્રીમેશન થાય તે દરેક ફ્રીમેશનને ઓળખી લીએ છે એટલેસુધીકે એક શખસ લંડનમાં ફ્રીમેશન હોય અને બીજો મુંબઇમાં હોય તો મુંબઇવાળો લંડન જાય અને તેને જુવે તો તરત ઓળખી લીએ છે કે આ ફ્રીમેશન છે, તેમજ લંડનવાળો મુંબઇ આવે તો તે મુંબઇવાળાને ઓળખી લીએ છે, તો આ દુન્યાના લોકોએ ગોઠવેલી નીશાનીથી એક બીજાને ઓળખી લીએ છે કે કદી તેને જોએલ ન હોય તેમ સાંભળેલ ન હોય, તો ખુદાએ મુકરરર કરેલી નીશાનીથી શા માટે ન ઓળખાય? જ્યારે ફ્રીમેશનનું નામ આવ્યું તો તે વીશે પણ જરા બે બોલ બોલવા તો જોઇએ એ વીશે તપાસ કરતા એવુ સાંભળ્યું છે કે એ શું છે અને તેમાં શું કરવું પડે છે તે વીશે કોઇને ખબર પડતી નથી કેમકે જે કોઇ તેઓમાં દાખલ થાય તે કાંઇ પણ વાત કરતો નથી, તેમ કોઈ કોઇ તો એવી નીયતથી ભળે છે કે તેઓમાં દાખલ થઈ તેઓમાં ભળીને પછી વાત કરીશ પણ તેઓમાં ભળ્યા પછી કાંઇ પણ કહેતા નથી, એક શખસે પોતાના બાપને બહુજ મજબુત વચન આપેલું કે હું તેઓમાં દાખલ થઇને તમામ વાત કરીશ પણ તે દાખલ થયા પછી કાંઈ પણ વાત કરી નહી, હવે તેમાં શું છે તે તે લોકો જાણે, અગર તેઓમાંના કોઇને બહુજ આગ્રહથી પુછીએ છીએ તો કહે છે તેમાં સલાહ સંપ અને એકબીજાને મદદ આપવાનુ કોઇ ગુજરી જાય અને તેના બાલબચ્ચા તંગીમાં આવી જાય તો તેઓને સંભાળવાનું વી૦ બાબત છે, અને કોઇના પણ ધર્મને હરકત આવતી નથી, હવે અગર આ

વાત ખરી હોય તો તેઓ શા માટે છુપાવે છે ? તે વીશેના નીયમો છપાવી બાહેર પાડે તો લોકોને ખબર પડે અને શક દુર થાય. હવે તે સર્વે બાબત એક તરફ રાખીને હું મારી નાકીસ અક્કલ મુજબ મારા દીની ભાઇયોને તેમાં દાખીલ થવાનું નુકસાન બતાવું છું. નકલ સાંભળી છે કે એક શખસ બેદીન કે તે કયામત થવાને અને હીસાબ દેવાને, તેમજ સારો નરસો બદલો મળવાને ખોટું જાણતો હતો, તેનો મત એવો હતો કે જે છે તે દુન્યાજ છે ખાવું પીવું મોજ મજાહ કરવી તેજ કામનું છે, બાકી મરી ગયા એટલે નાબુદ થઇ ગયા, મરવા પછી ન હીસાબ છે ન કીતાબ છે ન સવાબ છે ન અઝાબ છે, તે શખસે હઝરત અલી અ૦ ને કહ્યું કે યા અલી તમો આટલી બધી સખતી ભોગવો છો કે સારૂં સારૂં ખાતા નથી ઉમદા ઉમદા કપડા પહેરતા નથી, અને નમાઝ રોઝા કરીને પોતાને નાહકજ સખતી પહોચાડોછો તે શા માટે? મરવા પછી તો કાંઇ છેજ નહીં? આપે ફરમાવ્યું તારા મત પ્રમાણે મરવા પછી કાંઇ પણ સવાબ કે અઝાબ નહોય, તો તકરારને ખાતર અગર એમજ તારા મત પ્રમાણે કબુલ કરીએ કે મરવા પછી કાંઇ નથી તો એતો ચોક્કસ છે કે હું દુન્યામાં જે સખતી ભોગવું છું તેથી મર્યા પછી મને કોઇ જાતની સજા તો નહીં થાય ના ? તેણે કહ્યું નહીં, આપે પુછયું તુ એશ અને આરામ ભોગવે છે તો તને મરવા પછી કાંઇ સુખ કે રાહત નહીં મળે ના ? તેણે કહ્યું નહીં, આપે ફરમાવ્યું એ બાબતમાં તો તારો એજ મત છે કે દુન્યામાં આરામ ભોગવે કે સખતી ભોગવે સારા કામ કરે કે ખરાબ કામ કરે પણ મરવા પછી કોઇને કાંઇ પણ સુખ દુખ નથી, તો ફકત આ ટુંક મુદ્દતની જીંદગીમાંજ જે કાંઇ સુખ દુઃખ વેઠી લાગે એજ છે, તેણે કહ્યું હા, આપે ફરમાવ્યું હવે તને એક બાબત પુછું તેનો જવાબ તોરાથી આપજે, તે એ કે જો તારા મત પ્રમાણેજ હોય તો મરવા પછી તારો અને મારો એકજ હાલ છે, ફકત દુન્યામાં હું સખતી ઉપાડું અને તુ રાહત ભોગવે એટલોજ ફરક છે અને એની કાંઇ લાંબી મુદ્દત નથી સુખ હોય કે દુખ હોય થોડા વરસમાં ગુજરી જશે, પણ વખતે મારા મત પ્રમાણે થયું કે મરવા પછી કોઇ હીસાબ લેનાર ઉભો થયો અને સારા કામ કરનારને હમેશા કાયમ દાયમની જન્નત આપે અને ખરાબ કામ કરનારને કાયમ દાયમના જહન્નમમાં નાખે તો તે વખતે તારો કેવો હાલ થવાનો ? માટે અકકલ વાળાએ એવું કામ કરવું કે પાછળથી પસતાવું ન પડે, સારા કામ કરનારને પસતાવાપણું નથીજ વખતે બદલો ન હોય તો પણ તેને હરકત નથી, પણ બદલો હોય તો સારા કામ કરનારને કેટલી મજાહ થઇ પડે ! અને ખરાબ કામ કરનારને કેટલું પસતાવું પડે? અને તે પસતાવાથી કાંઇ પણ વળે નહીં; આ કલામ સાંભળવાથી તેના દીલમાં સંપુર્ણ અસર થઇ ગયો અને તરતજ મુસલમાન થઇ ઇમાન લાવ્યો.

તો એજ પ્રમાણે ધારો કે વખતે ફ્રીમેશન થવામાં આપણા મઝહબમાં હરકત આવતી ન હોય, તો ફાયદો તો કાંઇ નથી ખરી મદદ પયદા કરનારની છે, દુન્યાના લોકની મદદ શા કામની ? અને જો મઝહબમાં વાંધો આવતો હોય તો કેટલી ખરાબી અને કેટલો પસતાવો થવાનો ? કે જેની હદ નથી કેમકે એમાં દાખલ થયા પછી કાંઇ વાત તો કોઇને કહેવાતી નથી એવું સખત બંધન છે કે જેની હદ નથી, માટે હે બીરાદરો મુસ-

ચુકૃ એમાં ફસાતા નહીં, આપણા આકા અને સરદારોએ કઇ બાબતની ખામી રાખી છે કે આપણે નવો સુધારો કરીશું ? મીત્રાચારી રાખવાની જે શરતો અને બાબતો શરામાં છે એવી કોઇ જગ્યોએ નથી, અગર ખરેખરૂં ભાઈપણું રાખવું હોય તો તમામ જણ પોતાનું નાણું ભેગુ કરીને સરખે ભાગે વેંહચી લીએ, હયો એમ કરવું હોય તો એમ પણ છે; તો જે વાતની પહેલે ખબર ન હોય કે તેમાં શું ફાયદો છે અને શું નુકસાન, છતાં તેમાં દાખલ થવું તે મોટી ભુલ છે, એ તો કોરા સ્ટાપની નીચે સહી અને સક્ષીઓ કરવા જેવું છે કે પછી આગલો શખસ પોતાની મરજીમાં આવે તે લખે, જુવેતો ગુલામી ખત લખે તો પણ છુટકો નથી, કેમકે સહી અને સાક્ષી તો પહેલેથી કરી ચુકયો હતો હવે શું વળવાનુ ? તો અગર એવી કોઇ ઈમાનને ખલલ પહોંચાડનારી બાબત હોય તો કેટલો પસતાવો થવાનો અને આ એમ નથી કે છુટી મુકત થઇ શકે, હા તેની રીતભાત અને બાબતની પહેલેથી ખબર હોય તો તેને તપાસીએ અને ધ્યાનમાં ન બેસે તો આલીમને પુછીએ અને કોઇ જાતની અડચણ ન હોય તો તેમાં દાખલ થઇએ આ સર્વે બાબત મેં મારા એ મઝહબી બીરાદરો માટે લખી છે કે જેઓ આના ઉપર અમલ કરે બાકી બીજા કોઈ સાથે મને કાંઇ પણ મતલબ નથી

જે હકીકતમાં તવાઝોઅ છે તેને ખુદા કબુલ કરે છે અને પસંદ કરે છે, અને હકીકતમાં તવાઝોઅ શું છે તેને નથી ઓળખતા પણ આ મોકરરબ બંદા કે જેઓ ખુદાની વહદાનીયતને સમજયા છે: ખુદાએતઆલા ફરમાવે છે કે ખુદાના બંદા એ છે કે જેઓ તવાઝોઅની સાથે જમીન ઉપર ચાલે છે. હઝરતે ઇમામે હસન અસ્કરી અ૦ ફરમાવ્યુ કે દુન્યામાં જે કોઇ પોતાના બીરાદરે મોઅમીન સાથે તવાઝોઅ કરે તે ખુદાની પાસે હક સીદ્દીકોમાંથી છે કે તેઓ હઝરત અલી અ૦ ના શીઆહ છે.

જાણવું જોઇએ કે આગળ બયાન થયું છે કે દરેક ચીજ માટે ત્રણ દરજા છે, ઈફરાત તફરીત અને અવસત, ઇફરાત એટલે હદથી વધી જવું, તફરીત એટલે હદથી ઘટી જવું, અવસત એટલે મધ્યમ, તો દરેક બાબતમાં ઇફરાત અને તફરીતની મઝમ્મત છે અવસતની તારીફ છે, તો તવાઝોઅ માટે પણ એ ત્રણ બાબતો છે, તેમાં જો હદથી વધી જવું તે તકબ્બુર છે, ઘટી જવું તે બે ઇજ્જતી છે તો તે બન્નેથી છુટે રહી વચલે રસ્તે ચાલવું, અને જેવી રીતે અહંકાર અને તકબ્બુરની મનાઇ છે તેવીજ રીતે પોતાને ઝલીલ અને બેઇજ્જત કરવાની પણ મનાઇ છે, કેમકે મોઅમીનને જાયઝ નથી કે પોતાને હલકો અને ઝલીલ કરે, જેમકે કોઇ આલીમ પાસે મોચી આવે તે વખતે આલીમ પોતાની જગ્યોથી ઉભો થઇ પોતાની જગ્યોએ તેને બેસારે, અને તેના માન માટે દરસ અને તાઅલીમને બંધ રાખે, અને તે ઉઠે તે વખતે તેને પહોંચાડવા ઘરના દરવાજા સુધી તેની પાછળ જાય, તો આ તવાઝોઅ ન કહેવાય બલકે પોતાને બે ઇજ્જત અને હલકો કર્યો ગણાય, વચલો રસ્તો પસંદ કરવા લાયક એ છે કે પોતાના બરાબરીયા તેમજ જેઓનો મરતબો પોતા જેટલો નહીં પણ પોતાની નજીક હોય તેઓની તાઅઝીમ અને તવકીર કરે, હવે બજારના લોકો સાથે આલીમના તવાઝોઅ એ છે કે તેઓને હસતે મોઢે બોલાવે, તેઓ ઉપર મેહરબાની કરે, અને તે દાવત આપે તો કબુલ કરે, અને તેની હાજતો પુરી કરવામાં કોશીશ કરે અને પોતાને તેના કરતાં બેહતર ન જાણે.

જાણવું જોઇએ કે તવાઝોઅ એનાથી કરે કે જે તકબ્બુર કરતો ન હોય, અને જે તકબ્બુરાઇ અને અહંકાર કરે તેની સાથે બેહતર એ છે કે નમ્રતા ન કરે, કેમકે જે તકબ્બુર કરે તેને નમવું તેની તાઝીમ કરવી તે પોતાને બેઇજ્જત કરવા સમાન છે, એટલુંજ નહી પણ તેથી તે શખસ વધારે ગુમરાહ થવાનુ અને વધારે તકબ્બુર કરવાનું કારણ થાય છે, અને એમ પણ બને છે કે જો એવા શખસની તાઅઝીમ તવકીર ન કરે તો તકબ્બુરને તજીદીએ છે, અને તેથીજ હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું છે કે જ્યારે મારી ઉમ્મતમાંના નમ્રતા કરનારાઓને જુવો ત્યારે તેઓ સાથે નમ્રતા કરજો, અને જ્યારે તકબ્બુર કરનારાઓને જુવો ત્યારે તેઓ સાથે તકબ્બુર કરજો કે તેથી તેઓ બેઇજ્જત અને હલકા થશે.

## ફસલ ૪૯ મી ઇફતેખાર (ફખર-ગર્વ-બડાઇ) વીશે.

જાણવું જોઇએ કે ઇફતેખાર (ફખર કરવો-બડાઇ) એ છે કે પોતામાં કોઇ એવો ગુણ હોય કે તેને તે પોતાનો કમાલ સમજે અને તેથી બડાઇ કરે, અને તે પણ તકબ્બુરને લગતી બાબત છે, તો જે જે બાબતો તકબ્બુરની આવી ગઇ તે આના માટે પણ છે, અને તકબ્બુરનો જે ઇલાજ છે તેજ ઇલાજ આનો પણ છે, અને જેમ બેવકુફી અને નાદાનીથી તકબ્બુર પૈદા થાય છે તેમજ ઇફતેખાર પણ પૈદા થાય છે, અને ફખર કરવાની મનાઇ છે, હઝરતે ઇમામે ઝયનુલ આબેદીન અ૦ ફરમાવ્યું કે અજબ છે તકબ્બુરવાળા ફખર કરનારથી કે ગઇ કાલે તો નુતફો હતો અને આવતી કાલે મુરદાર થઇ જશે, હઝરતે ઇમામે મોહમ્મદે બાકર અ૦ થી મરવી છે કે મક્કા ફતેહ થયું તે દીવસે હઝરતે રસુલે ખુદા સ૦ મીમબર ઉપર ગયા અને ફરમાવ્યું અએ લોકો તકબ્બુર, ફખર કરવો બડાઇ કરવી એ બાબતોની ખુદાએ મનાઇ કરી છે, જાણો કે તમો તમામ આદમ અ૦ થી છો, અને આદમ અ૦ માટીથી છે, ખુદાનો એ બંદો છે કે જે પરહેઝગારી ઇખતીયાર કરે, મનકુલ છે કે એક દીવસ કુરેશીના કુફફારો એક બીજા ઉપર ફખર કરતા હતા, તે વખતે જનાબે સલમાન પણ ત્યાં હાજર હતા તેઓએ કહ્યું હું નજીસ નુતફાથી પયદા થયો છું, અને દુર્ગંધ વાળો મુરદાર થઇશ, અને છેવટે અઅમાલના કાંટા પાસે જવું પડશે, જો નેક અમલનું ત્રાજવું ભારે થયું તો માનવંત થયો, અને જો બદ અમલનું ત્રાજવું ભારે થયું તો બદ બખ્ત થયો. આ સીફતથી ઉલટી બાબત એ છે કે પોતાને હકીર અને તુચ્છ સમજે, અને બીજાઓને પોતા કરતાં સારા સમજે.

## ફસલ ૫૦ મી બગી (બંડ) વીશે.

બગી (બંડ, તોફાન)થી મતલબ જેનો હુકમ માનવો જોઇએ તેનો હુકમ ન માનવો, બંડ અને બળવો કરવો વી૦ છે, એ પણ કીબ્ર અને તકબ્બુરને લગતી બાબતોમાં છે, અને પયગમબર અને તેના વસીની તાબેદારી ન કરવી તે કુફર સુધી પહોંચે છે, અને

યહુદી નંસારા અને કુરેશમાંના કુફ્ફારો વી૦ એજ મુળબથી કુફરમાં બાકી રહી હલાક થઇ ગયા; અને ઝુલમ અને ફસાદ કરવો મુસલમાનોને ઈજા પહોંચાડવી વી૦ એજ સીફત-ના મુળબથી થાય છે, અને શક નથી કે એ બાબતો હલાક કરનાર છે, હ૦ રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે તમામ બદી કરતા અગોની બદીની સજા જલદી મળે છે, જાણવું જોઇએ કે ખુદાએ જબ્બાર ઝુલમ કરનારને એવી હાલતમાં હલાક કર્યા કે તેઓ બહુજ સારી હાલતમાં અને બહુજ અમાન અને આરામમાં હતા, આ બદ સીફતનો ઈલાજ એ છે કે તેની બદી તરફ નજર કરે, અને તેની વીરૂધ જે સીફત છે તેને મેળવે; તેની વીરૂધ ઊભદ અને શ્રેષ્ટ ચીજ તસલીમ છે એટલે જેઓની તાબેદારી કરવી અને હુકમ પાળવો વાજીબ હોય તેઓના હુકમને આધીન થવું, તેઓની સામે થવું નહીં.



## ફસલ પર મી ખુદ સીતાઇ (પતરાજી) વીશે.



ખુદસતાઇથી મતલબ પોતાનાં વખાંણુ કરવા, ફુલાવું, ગર્વ વી૦ છે, પોતાના વખાણુ કરવાં ને વધારે બદસીફત છે, જે શખસ પોતાને ઓળખે અને જાણેકે ઇનસાનની ઝાતમાં કેટલીક ધીક્કારવા જેવી બાબતો છે તો, કદી પોતાની જીભ થકી પોતાની તારીફ નહીં કરે, એ શીવાય સઘને કામ જાણે છે કે એ ચીજ બહુજ નાપસંદ છે. જે કોઈ પોતે પોતાના વખાણ કરે તે બેઇજ્જત હલકો અને વકર વીનાનો થાય છે, અને ઇનસાનની હલ-કાઇ વીશે જે કાંઈ પાછળ બયાન થયું તે બસ છે. કે તે ઉપરથી કોઇ પણુ પોતાની તારીફ કરેજ નહીં, અને દરેક જણુને સજાવાર છે કે એ બદસીફાતથી છેટે રહે, અને વાત કહે તેમાં પહેલે તપાસે કે તેમાં પોતાના વખાણુ ન હોય.



## ફસલ પર—મી તઅસ્સુબ (પક્ષપાત-તરફદારી) વીશે.



જાણવું જોઇએ કે "તઅસ્સુબ" થી મતલબ પોતાની અથવા પોતાને લગતા સંબંધની બાબતમાં પોતાની પક્ષ અને તરફદારી કરવાનો છે, જુવે તો ધર્મ સબંધી કે માલ સબંધી કે સગા વ્હાલા વી૦ સબંધી "તઅસ્સુબ" હોય, તઅસ્સુબ છે તે બે જાતનો છે એક પસંદ કરવા લાયક બીજો ધીક્કારવા લાયક, જેની મદદ અને પક્ષ કરવી લાઝીમ છે તેની મદદ અને પક્ષ કરે અને હદથી વધી ન જાય અને બે ઇનસાફી ન કરે તો તે પસંદ કરવા લાયક છે, તેની ફઝીલત છે અને તેને ગૈરત કહે છે જેમકે તે વીશે પાછળ બયાન થઇ ગયું, અને જેની પક્ષ અને હીમાયત કરવી શરાથી મનાઇહોય અથવા હક અને ઇનસાફથી ખીલાફ હોય તો તે ધીકકારવા લાયક છે, નાહક તઅસ્સુબ કરવાની ઘણી સખત મનાઇ છે અને તે હદ ખરાબ છે તે હલાક કરનારી બુરી અને ખરાબ સી-ફત છે, નાહક તઅસ્સુબ એવી ખરાબ ચીજ છે કે તે થકી ઇનસાન પોતાના કબીલાને ઝુલમના કામમાં મદદ કરે છે. હઝરતે ઇમામે ઝયનુલ આબેદીન અ૦ થી મરવી છે કે કોઇ હમીય્યત (મદદગારી) બેહીશ્તમાં નહીં જાય પણ હમઝાબીન અબ્દુલ મુતલીબની હમીય્યત કે જ્યારે મુશરેકોએ સાંઢણીની ઓર હ૦ રસુલે ખુદા સ૦ સીજદામાં હતા

તે વખતે આપના માથા ઉપર નાંખી તે વખતે જે ગુસ્સો અને હમીય્યત કરી તે હમીય્યત હતી અને દીન ઇસલામ કબુલ કર્યું, હઝરતે ઇમામે જાઅફરે સાદેક અ૦ ફરમાવ્યું કે ફીરીશ્તાઓએ એમ જાણ્યું હતું કે ઇબલીસ તેઓમાંથીછે, અને ખુદા જાણતો હતો કે તેઓમાંથી નથી, અને શયતાનની હમીય્યત અને ગુસ્સાએ તેની હકીકત જાહેર કરાવી કે તેણે કહ્યું અએ ખુદાવંદા તેં મને આગથી પયદા કર્યો અને આદમને માટીથી પેદા કર્યો.

## ફસલ ૫૩ મી "કીતમાનેહક" હક છુપાવવા) વીશે.

હકને છુપાવવો ઘણીજ ખરાબ સીફત છે, એ સીફાત થવાનું કારણ કાંતો તઆસ્સુબ અને કાંતો બોગ્ઝ અને બીક છે, અને કોઇ વખતે લોભના સબબથી પણ એમ બને છે, અને આ ખબીસ સીફતના સબબથી બીજી ઘણી ખનાબ સીફતો પેદા થાયછે, જેમકે એક તરફી ફેસલો આપવો, ગવાહી છુપાવવી, ખોટી ગવાહી આપવી, બાતીલ લોકોની સત્યતા કરવી, હકને ઝુઠ બાવવું વી૦ વી૦ અને એ દરેક બાબત ઇનસાનને હલાક કરનાર છે તેમાં શક નથી અને એ બાબત જાહેર છે, અને એબાબતો હરામ હોવા વીશે તમામ ઇસલામીઓનો એકજ મત છે, અને આયતો અને હદીસો તે વીશે ઘણી વારીદ થઇ છે, તો દરેક જણને એ બદ સીફાતોથી બચવું લાઝીમ છે. અને તેથા ઉલટી ઉમદા સીફત છે કે ઇનસાફથી ચાલવું, હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે બન્દાનું ઇમાન કામીલ નથી જ્યાં સુધી તેમાં ત્રણ ખસલત ન હોય, ૧–રાહે ખુદામાં ખરચવું અગરચે તંગ હાલત હોય, ૨–પોતાનો ઇનસાફ પોતેજ કરવો, ૩–સલામ કરવી, અને ફરમાવ્યું કે તમામ અઅમાલનો સરદાર પોતાનો ઇનસાફ પોતેજ કરવો તે છે, અને ફરમાવ્યું જે કોઈ ગરીબને પોતાના માલમાંથી ભાગ આપે અને લોકોને ઇનસાફ આપે તો તે હકકે મોઅમીન છે, હઝરતે અમીરૂલ મોઅ-મેનીન અ૦ થી મરવી છે કે જે કોઈ ઇનસાફ કરે અને હક વાત હોય તેજ કહે તો ખુદા તેની ઇઝ્ઝત વધારે, હઝરતે ઇમામે જાઅફરે સાદેકઅ૦ ફરમાવ્યું કે તમોને એ બહુજ સખત ચીજની ખબર આપું કે જે ખલકત ઉપર ખુદાએ વાજીબ કરી છે? પછી આપે ત્રણ ચીજ બયાન કરી જેમાંના પહેલી ચીજ બયાન કરી તે ઇનસાફ હતું, અને ફરમાવ્યું કે જે કોઇ પોતાનો ઇનસાફ પોતે ન કરે તેને બીજાઓ પોતાનો ઇનસાફ સોંપવા પસંદ કરતા નથી, અને ફરમાવ્યું કે બે જણમાં ઝગડો થાય અને એક જણ ઇનસાફથી વરતે તો બીજો કાયલ થઈ જશે, અને ફરમાવ્યું ખુદાને એક એવી બેહીશ્ત છે કે તેમાં કોઇ દાખલ નહી થાય પણ ત્રણ શખસ, અને તે ત્રણમાંનો એક એ છે કે જે પોતાનો હક ઇનસાફ પોતેજ કરે.



## ફસલ ૫૪ મી કસાવતે કલ્બ (કઠણ દીલ) વીશે.



સખત દીલ એ છે કે બીજાને કાંઇ મુસીબત અને દુઃખ પહોંચે તેથી તેને સદમો અને રંજ ન થાય, અને કઠણ દેલવાળાથી ઘણી ખરાબ બાબતો બને છે જેમકે ઝુલમ

કરવો, ઇજા આપવી, મઝલુમોની ફરયાદે ન પહોંચવું, ગરીબ અને મોહતાજોની ખબર ન લેવા વી૦ વી૦ એ સીફત બહુજ ખરાબ છે કેમકે એવા શખસના દીલમાં રહમ હોતી નથી, અને બે રહમ માણસ કાંઇ કામનો નથી, એ બદ સીફતથી વીરૂધ ઉમદા અને વખાણવા લાયક રહમ અને શફકતે કલ્બ છે, અને તેથી ઘણી સારી અને નેક બાબતો પયદા થાય છે, અને તેથીજ એની ઘણીજ તારીફ વારીદ થઈ છે, હઝરતે રસુલે ખુદાસ૦ થી મરવી છે કે ખુદાએ ફરમાવ્યું કે મારા બંદાઓમાંના મેહરબાન હોય તેઓથી નેકીની ઉમ્મેદ રાખો, અને તેઓનાં પનાહમાં ઝીંદગાની કરો, કેમકે મેં મારી રહેમત તેઓમાં રાખેલી છે.

કસાવતે કલ્બનો ઇલાજ એ છે કે રહમ મેળવે, અને રહમ મેળવવી બહુજ કઠણ છે, કેમકે કસાવત જે તે નફસમાં મજબુત ઘર કરે છે, તેથી આસાનીથી તેને દુર કરવી મુશ્કીલ છે; તો જેનું દીલ સખત હોય તેને નરમ દીલ કરવું હોય તો એકદમ નહીં થાય ધીરે ધીરે અને આસ્તે આસ્તે થશે.

**નાજી** કહે છે, નરમ અને રહમ દીલની ઘણી તારીફ છે, ખુદાને નરમ દીલ અને રહમ બહુજ પસંદ છે, જે વિશે કેટલીક નકલ અમો આગળ લખી ચુકયાં છીએ, અને અહીં પણ એક નકલ લખીએ છીએ કે બહરૂલગુમ્મામાં લખેલ છે કે આગળના ઝમાનામાં કોઇ કસાઇએ એક ગાયની સામે તેના વાછડાંને ઝબહ કર્યું તેથી તેનો હાથ સુકાઇ ગયો, એક વરસ પછી ઘરમાં બેઠો હતો ત્યાં ચકલીનું બચ્ચું માળામાંથી પડી ગયું, તેથી ચકલી બેચૈન થઇ બુમો પાડવા લાગી, કસાઇને તેના અહવાલ ઉપર રહમ આવી તેથી તે બચ્ચું ઉપાડીને તેના માળામાં મુકી દીધું, તો આ પ્રમાણે રહમ કરવાના સબબથી તેનો સુકાઇ ગએલો હાથ પહેલાંની જેમ હતો એવો સારો થઇ ગયો સુબહાનલ્લાહ જુવો કે મઝકુર કસાઇએ પહેલી વખતે કઠણ દીલના સબબથી બેરહમી કરીને ગાયની સામે તેના બચ્ચાને ઝબહ કર્યું તો હાથ સુકાઇ ગયો ગોયા તે બેરહમીની સજા મળી, અને બીજી વખતે નરમ દીલ અને રહમ કરીને ચકલીના બચ્ચાને તેના માળામાં મુકી દીધું તેનો આ બદલો હતો કે તેનો હાથ દુરસ્ત અને સારો થઇ ગયો. તો જેમ બને તેમ દીલમાં રહમ રાખવી અને દરેક રહમ કરવા લાયક ઉપર રહમ કરવી, કેમકે આપણે જો કોઇ ઉપર રહમ કરીશું તો બીજા આપણા ઉપર પણ રહમ કરશે, અને અગર આપણે રહમ ન કરી તો બીજા પણ રહમ નહીં કરે, એ શીવાય રહમ કરવાની ઘણી ફઝીલત વારીદ થઇ છે ઇ૦ તેના મવકા ઉપર એ વીશેની હદીસો બયાન થશે.



# બાબ ૫ મો.

## કુવ્વએ શહવીયાહથી નીકળતી બદ સીફાતો.

### ફસલ ૧ લો "શરહ" (લોભ-દુરાશા) વીશે.



જાણવું જોઇએ કે કુવ્વએ શહવીયાના જોરથી શરહ પયદા થાય છે. શરહથી મતલબ લોભ, દુરાશા, અને નફસની ખાહીશની ચીજોની ઇચ્છા વી૦ છે, અને તેથી માન, મરતબો, માલ શોભા વી૦ વી૦ ની ખાહીશ થાય છે. અને અખલાના ઘણા આલીમોએ કહેલ છે કે શરહથી ખાસ મતલબ શહવત હીરસ અને સોહબત છે, અને એ બદ સીફત સખત હલાક કરનાર છે તેમાં શક નથી, અને તેથીજ હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું છે કે જે કોઇ પેટ, જીભ, અને ફરજ (શરમની જગ્યો) ધા હીફાઝતમાં રહે તે તમામ બદીથી રક્ષણમાં રહે છે, અને આપે ફરમાવ્યું કે મારી ઉમ્મતમાંના લોક જહન્નમમાં જશે તેમાંનો મોટો ભાગ પેટ અને ફરજના સબબથી અઝાબને લાયક થશે, એ બાબત બરાબર છે કે એ બે ચીજના સબબથી ઘણા હલાક થયા છે.

પેટથી મતલબ ઢોરની જેમ ખાવાપીવામાંજ ઉમ્મર ગમાવાનો છે, અને ગમે તેમ થાય પણ પેટ ભરવાનુંજ કામ રાખે તે ઘણી ખરાબ બાબત છે; ઇનસાનને માટે થોડાક લુકમા બસ છે કે તેથી જીવતો રહી શકે, અને એટલા ઉપર બસ ન કરે અને વધારે ખાય તો પેટના ત્રણ ભાગ કરી એક ભાગમાં ખોરાકી ખાય, એક ભાગ પાણી માટે, અને એક ભાગ શ્વાસ લેવા માટે રાખે, હઝરતે ફરમાવ્યું કે બહુજ ખાઇ પીઇને દીલને મારી ન નાખો, દીલ છે તે ખેતીની માફક છે, ખેતીમાં વધારે પાણી નાખે તો સડી જાય છે, અને ફરમાવ્યું કે તમારામાં બેહતરમાં બેહતર એ છે કે જે વધારે ભુખ વેઠે છે, અને પોતાના હાલ અને ખુદાની કારીગરીયોમાં વીચાર કરે છે, અને ખુદાની પાસે તમારામાંના વધારે દુશ્મન એ છે કે જે બહુજ સુવે છે બહુજ ખાય છે અને બહુજ પીયે છે; અને ફરમાવ્યું ખુદા પાસે લોકોમાંનો વધારે દુશ્મન એ છે કે જે એટલું વધારે ખાય કે તેથી બદહઝમી થાય અને પેટ ભરાઇ જાય, અને જે બંદાને જે કાંઇ ખાવાની ખાહીશ થાય અને તે ખાય નહીં તો તેના માટે બેહીસ્તમાં એક દરજ્જો હાસીલ થાય છે. અને એ હઝરતથી મરવી છે કે દીન માટે ખરાબ દુશમન બીકણ દીલ ભર્યું પેટ અને અતીશે શવહત છે, અને એ જનાબથી મરવી છે કે જેનું પેટ ભરેલું હોય તેના દીલમાં આસમાનના મલકુતના ભેદ દાખલ થતા નથી, અને તવરેતમાં લખ્યું છે કે પુષ્ટ આલીમને ખુદા દુશ્મન રાખે છે કેમકે પુષ્ટપણું છે તે ગફલત અને વધારે ખાવાની નીશાની છે.

હઝરતે લુકમાન પોતાના ફરઝંદને કહ્યું અએ ફરઝંદ જ્યારે મેદો ભરાઈ જાય છે ત્યારે વીચાર શક્તી ઊંઘી જાય છે, અને હીકમત તથા દનાઇ મુંગી થઈ જાય છે; અને અવયવ ઇબાદત કરવાથી અટકી પડે છે. હઝરતે ઇમામે જાઅફરે સાદેક અ૦ ફરમાવ્યું કે જ્યારે પેટ ભર્યું હોય ત્યારે દંગો સુઝે છે, અને જ્યારે પેટ ખાલી હોય ત્યારે ખુદાની વધારે

નજીકી છે, અને ખુદાની પાસે વધારે દુશમન એ છે કે જેનું પેટ ભર્યું હોય, અને ફરમાવ્યું કે પોતાને એ સુવ્વરની જેવા પુષ્ટ ન બનાવો કે જેને કુફફારો ઝબાહ કરવા માટે પુષ્ટ બનાવે છે, અંગને પુષ્ટ અને જાડું કરવું અને રૂહને દુબળી કરવી તે ખરાબ છે, અને ફરમાવ્યું કે મોઅમીનના દીલને વધારે ખાવા જેવું બીજુ નુકસાન નથી, અને વધારે ખાવાથી બે ચીજ થાય છે, એક તો હૈયું કઠણ થાય છે, બીજુ શહવતનો ગલબો થાય છે, ભુખ છે તે મોઅમીન માટે શાક રૂહ માટે ખોરાકી દીલ માટે ખાણું અને અંગ માટે તનદુરસ્તી છે, અને એમાં કાંઈ પણ શક નથી કે વધારે બીમારીયો ખોરાકીના સબબથી થાય છે,

હઝરતે ઇમામે જાઅફરે સાદેક અ૦ ફરમાવ્યું કે દરેક બીમારી બદહઝમીના સબબથી થાય છે, અને ખાધા ઉપર ખાવાથી સફેદ દાગ થવાની બીક છે, થોડું ખાવાથી કાંઇ નુકશાન થતું નથી અને વધારે ખાવાથી સેંકડો નુકશાન થાય છે, પેટ એવું છે કે તેના સબબથી તમામ બલા અને આફતો ભેગી થાય છે, કેમકે જ્યારે બહુજ ખોરાકી ખાય ત્યારે શહવત ગલબો કરે, અને તેથી ઇનસાન વધારે ઓરતો કરે છે, અને વધારે ઓરતો કરવાથી ઓલાદ પણ વધારે થાય, અને ઓલાદ વધારે થાય ત્યારે ખરચ પણ વધારે થાય અને ખરચ માટે નાણું જોઇએ તો તે મેળવવા માટે હલાલ હરામ નહીં તપાસે, હસદ બુગઝ કીનો કપટ અદાવત લડાઈ વી૦ વી૦ બલામાં ફસાવાનો, જે પેટ ભરવામાંજ સમજે છે તે ખુદાની ઇબાદત બરાબર કરતો નથી, અગર ઇનસાન ભુખ સહન કરે અને તે થકી શયતાનના રસ્તા બંધ કરે તો હલાકતમાં ફસાય નહીં, અને તેથીજ ભુખ્યા રહેવાની ફઝીલતની ઘની હદીસો વારીદ થઇ છે, હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે ભુખ અને પ્યાસ થકી પોતાના નફ્સ સાથે જહાદ કરો કેમકે તેનો અજર રાહે ખુદામાં જહાદ કરવા જેવો છે, અને ભુખ અને પ્યાસ વેઠવા જેવો કોઈ અમલ ખુદા પાસે પ્યારો નથી, અને ફરમાવ્યું કે બેહતરમાં બેહતર એ શખસ છે જે થોડું ખાય, થોડું હંસે, અને શરમની જગ્યો ઢંકાય એટલા કપડાથી રાજી થાય, અને ફરમાવ્યું થોડું ખાવું ઇબાદત છે, અને જેની ખોરાકી થોડી હોય તે શખસની તારીફ ખુદા મલાએકા પાસે કરે છે અને ફરમાવે છે જુવો મારા બંદાને કે તેને દુન્યામાં ખાણા અને પાણીની તકલીફ આપી અને તે મારી ખુશી માટે તે ચીજોને તરક કરે છે. તમો ગવાહ રહો કે જે જે ચીજ ખાવાની તે તરક કરે છે તેટલા દરજા તેના માટે બેહીસ્તમાં આપીશ. એકદમ થોડું પણ ખાવું નહી કે અશકત બની જાય જેમકે તે વીશે આગળ બીજી ફસલના છેવટમાં આવશે. હઝરતે રસુલે ખુદા સ૦ ના તરીકા અને રીવાજ તરફ નજર કરો કે હઝરતની એક બીબીએ કહ્યું કે હઝરતે કદી પેટ ભરીને ખાધું નથી, અને કેટલીક વખત હઝરતને ભુખ્યા જોઇને મારૂં દીલ બળતું હતું અને તેથી રોતી હતી, અને એ હઝરતના પેટ મુબારક ઉપર હાથ ફેરવતી હતી, અને એ સય્યદને અરજ કરતી હતી કે મારી જાન આપ ઉપર ફીદા થાય આપ દુન્યામાંથી એટલું ખાઓ કે આપને શકતી આવે અને ભુખથી બચો તેથી શું હરકત છે ? આપે જવાબ આપ્યો કે મારા બીરાદરો ઓલુલઅઝમ પયગમબરોએ આ કરતાં વધારે સખત હાલત ઉપર સબર કરી હતી અને

એજ હાલતથી દુન્યામાંથી ગુજરી ગયા અને પોતાના પરવરદીગાર સાથે મુલાકાત કરી, ખુદાએ તેઓને માન આપ્યું અને ઇજ્જત કરી, અને તેઓના સવાબમાં વધારો કર્યો, તો મને સારી હાલતથી ગુજરાન કરતાં શરમ થાય છે, કે તેઓથી મારો મરતબો હલકો થાય, આખેરતમાં મારો હીસ્સો અને ભાગ થોડો થાય તે કરતાં આ દુન્યાના થોડા દીવસમાં સબર કરૂં તે મને વધારે વહાલું છે. અને મારા બીરાદરો અને દોસ્તોની સાથે ભેગો થાઉં એ કરતાં બીજી ચીજ મને પ્યારી નથી, મરવી છે કે એક દીવસ જનાબે ફાતેમા અ૦ એક રોટી પોતાના વાલીદ હ૦ રસુલે ખુદા સ૦ માટે લાવ્યા, હઝરતે પુછયું શું ચીજ છે? આપે જવાબ આપ્યો રોટી છે મેં પોતે તેને પકાવી છે અને આપને મુકીને એકલા ખાવું ગવારા થયું નહીં, આપે ફરમાવ્યું ખુદાની કસમ ત્રીજે દીવસ આજે આ ખાઊં છું.

જાણવું જોઇએ કે ભુખ્યા રેહવામાં ઘણા ફાયદા છે, જેમકે દીલને નુરાની અને રોશન કરે છે અને સફાઇ અને રીક્કત લાવે છે, ઝેહન (બુદ્ધીબળ) ને તેજ કરે છે, અને તે મકો ઇનસાનને મુનાજાતની લજ્જત મળે છે, અને ઝીકર તથા ઇબાદતથી ખુશ થાય છે, ગરીબ અને ભુખ્યા ઉપર રહમ કરે છે, કયામતની ભુખને યાદ કરે છે, નમ્રતા તેમાં જાહેર થાય છે, ઇબાદત અને બંદગી કરવી આસાન થાય છે, ખરાબ શહવત ને ઓછી કરી નાખે છે, ઊંઘ કે તેમાં ઘણા નુકશાન છે જેમકે નમાઝે શબ પડાતી નથી સુમતી રહેછે કામ ધંધાને અને ઉંમરને બરબાદ કરે છે તેને ઓછી કરે છે, અંગને સહીહ સલામત રાખે છે, બીમારીઓને દુર કરે છે, એવી ચીજ થોડી હશે કે ભુખ જેટલો ફાયદો કરી શકે, તો પેટ ભરી જમનાર અને ખુબ ખાનારને લાઝીમ છે કે પોતાનો ઇલાજ કરે અને પેટ ભરીને ખાવાની જે હદીસો અને આયતોમાં મઝમ્મત છે તેને જુવે, અને ભુખ્યા રહેવાના જે ફાયદા છે તે તરફ નજર કરે, અને નબીયો ઇમામો અને આલીમોનો અહવાલ જુવે અને જાણે કે જેને જેને મોટો મરતબો મળ્યો તે ભુખ સહન કરવાથી મળેલ છે, અને એ પણ વીચારે કે શહવતોના ફંદાથી ભુખ્યા રેહવા વીના છુટકારો નથી, અને ધ્યાનમાં લાવે કે મલાએકાઓ જેવું થવું સારૂં છે કે હયવાનોની જેવું થવું સારૂં છે, કેમકે હયવાન છે તે પેટ ભરવામાં સમજે છે, જયારે ઇનસાન ખાવા પીવા સીવાય બીજુ કાંઇ ન સમજે તો તેમાં અને હયવાનમાં શું ફરક થયો?

**ફરજ**–પેટની હકીકત અને પેટની પુજા કરનારની ખરાબીથી વાકેફ થયા તો હવે ફરજ વાશે જુવો કે શહવતના ગલબાથી એટલી તો ખરાબી થાય છે કે જેની હદ નથી, ઇનસાન ઝીનામાં ફસાય છે, અને તેથી જાનમાલ ઇજ્જત આબરૂ બરબાદ થાય છે, અને તેનો રાત દીવસ ઓરતોનીજ મોહબ્બત અને સોહબતમાં પસાર થાય છે. અને રફતે રફતે ખુદાનો ખોફ જરા પણ રહેતો નથી, ઇનસાન પેહલેથીજ એવી બાબતોથી બચે, અથવા શરૂઆતમાંજ ચેતે તો બચવું આસાન છે, પણ જો લાંબી મુદત થઇ તો એ બદ અને ખબીસ સીફાતને તજવી બહુજ ભારે અને મુશકીલ છે, ઇનસાન ઘોડાની લગામ હાથમાં રાખે ત્યાં સુધી ઘોડો તાબામાં રહે છે અને જ્યારે લગામ મુકી દીધી ત્યારે તેને હાથમાં રાખવો મુશકીલ છે, તો જે નજાતને ચાહનાર છે તેને જરૂર છે કે દરેક કામમાં બહુજ એહતીયાત કરે અને તે કામમાં પડવાની પહેલેથીજ વીચાર કરવો જોઇએ.

જાણવું જોઇએ કે એ લોકોથી બહુજ અજબ છે કે જેઓને કુદરત અને શકતી

તથા શહવત હોવા છતાં કુવ્વત અને શકતી વધારવાની દવા ખાય છે અને જાત જાતના ઇલાજ કરે છે, વઇદ અને હકીમો પાસેથી પ્રકાર પ્રકારના માજુન મેળવે છે, સોનાની ખાક ખાય છે; તો એવા લોક પ્રાડીખાનાર વીકાલ દયવાન જેવા છે, અને જોવામાં આવ્યુ છે કે જેઓ શકતીની દવાઓ વધારે ખાય છે અને ઓરતો વધારે કરે છે અને જાત જાતના માજુનમાં રકમ નાણુ ખરચે છે તેઓ વધારે નબળા અને અશકત થતા જાય છે, અને બીમાર રહ્યા કરે છે, અને એમ પણ બને છે કે કોઇ દવા એકદમ ગરમ પડે છે તો અંગમાં ફુટી નીકળેછે, અને લાંબી મુદત સુધી પીડા ભોગવે છે, કેટલાંકના મગજમાં ખામી પયદા થાય છે, કેટલાંક દીવાના જેવા બની જાય છે, અને કોઇ તો મગજમાં સખત ગરમી ચડી જવાથી જાન પણ ખોઈ બેસે છે, એવારીતની શહવતને લગામ વીનાનો ઝાલીમ નામ આપેલ છે, જેમકે કોઇ ઝાલીમને કોઇ બાદશાહ એકદમ મુકત કરી મુકે અને તે જે કાંઈ કરે તે વીશે તેને કાંઇ પણ પુછે નહીં તો તે પોતાના જુલમને વધારતા વધારતા એટલે દરજ્જે પહોંચી જાશે કે રઇયતને રજા આપવામાં ખામી નહીં રાખે, તેઓના માલને છીનવી લેશે અને બરબાદી કરી નાખશે અને પછે એ બાચારા ફકર અને ફાકાના સબબથી હલાક થઇ જાશે.

હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યુ કે ખુદાએ જ્યારે આદમને પયદા કર્યા તે સમયે શયતાને ચાહ્યું કે ઓરતોની બાબતમાં ફસાવીને હલાક કરે [illegible] એ કે એ વીશે શયતાન (બહુજ આસાનીથી ફાવી જાય છે,) અને હું [illegible] નથી એટલે સુધી કે ઓરતથી પણ ડરતો નથી એટલે ઓરત શયતાનના [illegible] આવનાર નથી, અને આપે ફરમાવ્યું કે દુન્યાના અને ઓરતોના ફીતનાથી બચજો, અને બનીઇસરાઇલમાં પહેલો ફીતનો જે થયો તે ઓરત વીશેનો હતો, [illegible] શયતાને [illegible] કે ઓરતો છે તે મારૂં અરધું લશકર છે, અને તે મારા માટે [illegible] છે [illegible] કે ત્યાં લાગ્યા વીના રહેજ નહીં, ઓરત છે તે મારા ખાનગી [illegible] છે [illegible] મારી કાસદ છે, ઓરત અને સાંપ બન્ને દરમાં છુપી રહે તેજ બેહતર છે, જેમ સાંપનું દરમાંથી બાહેર નીકળવું ઇનસાનની હલાકીનું કારણ છે તેમજ ઓરત પણ પરદા વીના બાહેર નીકળે તે ઇનસાનને બલામાં ફસાવાનું કારણ છે, જો શહવત ન હતે તો ઓરતો મરદો ઉપર કદી સત્તા ન મેળવતે. અને આ ઠેકાણે એ વાત પણ ધ્યાનમાં રાખવાનીછે કે હઝરતે રસુલે ખુદા સ૦ ને ઓરતો વધારે હતી તે ઉપર અટકળ કરવી નહીં. તે પાક નુરે ખુદા હતા તેઓ હક ઇનસાફથી વરતે હક અને અદલથી ચાલે તેઓની વાત જુદીજ છે, તેઓ ખુદાની મોહબ્બતમાં એવા ચુસ્ત હતા કે જેની હદ નહતી, ખુદાની મોહબ્બતમાં ગરક હતા, તેઓ હક રસ્તાના આશક હતા તેઓ તે ઊંડા દરયામાં ગરક થયા છતાં પાણીનો છાંટો અડયો નહીં, એ બુઝુરગવારના દીલમાં ખુદાની મોહબ્બત એવી જોશમાં ભડકો થતી હતી કે અગર કોઇ કોઇ વખતે તેને થડી પાડવા માટે પાણી ન નાખતે તો તમામ દીલ ભડકી ઉઠતે અને તમામ અવયવમાં તેનો અસર પહોંચતે ખુદાના ઇશ્કમાં તેઓનો એવો હાલ હતો કે આ ખોળીયામાં રૂહ ઠહેરવી મુશકીલ હતી અને તેથીજ હઝરત વધારે ઓરતો કરતા હતા અને તેઓ સાથે હળતામળતા હતા કે સેજસાજ પણ દુન્યા સાથે ઇલાકો રહે કે તેથી રૂહ મુબારક દુન્યામાં ઠહેરે, અને જો એમ ન કરતે તો રૂહેપાક આલમે પાક

તરફ પરવાઝ કરી જતે (ઉડી જતે.) હઝરત દુન્યાના લોકો સાથે બેસતા પણ જ્યારે વધારે વાર થતી ત્યારે દીલ તંગ થતા અને સબર રહતી ન હતી અને ફરમાવતા હતા. કે અમે બીલાલ અઝાન કહે અને અમોને દુન્યાના શગલથી કાઢીને સહતમાં નાખ.

હવે શહવતનો ઇલાજ એ છે કે ભુખ્યા રહીને એને તોડે, અને શહવત વધવાની જે જે બાબતો છે જેમકે ઓરતો વીશે ખીયાલ કરવો તેઓ તરફ જોવું વાતો કરવી એકાંત કરવી વી૦ બાબતોથી પરહેઝ કરે, અને એ ચાર ચીજો શહવતને વધારે વધારવાવાળી છે, અને તે ચારમાં નજર કરવી અને એકાંત કરવી તે તો બહુજ વધારે અસરકારક છે, અને તેથીજ હકતઆલાએ કુરઆને શરીફમાં ફરમાવ્યું છે કે મોઅમેનીનને હુકમ કર કે (પરાઈ ઓરતોને જોવાથી) આંખો બંધ કરે, હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે (પરાઇ સ્ત્રી તરફ) નજર કરવી તે શયતાનના તીરોમાંનું ઝેર ભરેલું તીર છે, તો જે કોઇ ખુદાની ખુશી માટે એને તરક કરે તો ખુદા તેને એવું ઇનામ અતા કરે કે તેની મીઠાસ પોતાના દીલમાં પામે હઝરતે યહયા અ૦ ને પુછયું કે ઝીનાની શુરૂઆત શું છે ? તો આપે ફરમાવ્યું કે (પરાઇ સ્ત્રી તરફ) નજર કરવી અને ખ્યાલ કરવો, હઝરતે દાઉદ પયગમબરે પોતાના ફરઝંદને ફરમાવ્યું કે વાઘની પાછળ ચાલ પણ સ્ત્રીની પાછળ ચાલ નહીં.

જાણવું જોઇએ કે પરાઇ સ્ત્રી તરફ નજર કરવાથી શહવત જોશમાં આવે છે તેથી શરીઅતે મુકદ્દસાએ સ્ત્રી અને પુરૂષને એકબીજા ઉપર નજર કરવી હરામ કરી, તેમજ જરૂરત વીના એકબીજા સાથે વાતો કરવી પણ હરામ કરી, એટલે સુધી કે કાંન્તીવાન જવાન છોકરા ઉપર શહવતની રૂએ નજર કરવી હરામ કરી, અને જે ઝમાનામાં દીનદાર બાદશાહ હતા અને આલીમોના હુકમને માન આપતા તેઓના વખતમાં ઓરતોને જરૂરત વીના ગલ્લીયો અને બજારમાં નીકળવાની મનાઇ હતી, તેમજ ઈદગાહ અને મસજીદો વી૦ માં ઓરતો મરદો ભેગા થવાથી ફીતના અને ખરાબીનો ખોફ રેહતો ત્યાં ભેગા થવાનો હુકમ ન હતો.

નાચીઝ અરજ કરે છે કે ઓરતોને ગલ્લી અને બજારમાં નીકળવાની મનાઈ છે તે એક તરફ પણ આ ઝમાનામાં તો દીન બદીન શરાનો હુકમ નબળો થતો જાય છે કેટલાંક શરાના હુકમને કાંઇ સમજતા નથી જાણે (મઆઝઅલ્લાહ) "તુમ બકતે હૈં હમ સુનતે હૈ" એવું થઈ ગયું છે, પરદો ન રાખવો તે જુદી વાત પણ કોઇ કોઇ ઇસલામનો દાવો ધરાવનાર ઇંગરેજોની જેમ પોતાની ઓરતને પોતાની સાથે પરદા વીના દરેસ પહેરાવીને ફેરવવા આતુર છે બલકે સાંભળવા પ્રમાણે બીજે ગામ જાઇ અથવા બીજો કોઇ મવકો તપાસીને એ ઉમ્મેદવાર પણ પાડે છે, ખુદા જાણે તેમાં શું ખુબી સમજતા હશે, એનું કારણ જો તપાસીએ તો એજ છે કે શરાની કીતાબો અદબ આદાબની બાબતો હદીસો વી૦ વાંચતા નથી જ્યાં જુવો ત્યાં ઇશ્કબાજીની લાવણીયો ગઝલો અને વારતાઓના કુથલાની ચોપડીઓ કબાટમાં ભરી હોય, કેટલાંક તો હાથમાં લઇને ફરે છે જરા ફુરસત મળી કે તે વાંચવા લાગે, જો તેની જેમ અહકામે ખુદાની નેંખસીહતની હદીસોની કીતાબો વાંચતો હોય તો આંખો નુરાની અને રોશન થાય આ બલા મરદોની જોવાની પડી છે તેનું કારણ જાહેરમાં તો આપણા ગુનાહની સજા માટે કહરે ઇલાહી માલુમ પડે છે, જુવો

ઝીનાખોરી એટલી તો વધી ગઈ છે કે જેનો હદ નથી ઘરની ઓરત બીજાના ઉપર આખી રાત અફસોસ અને ઉદાસીમાં તડપતી હોય અને ખાવંદસાહેબ રાંડોને ત્યાં રખડતા હોય, દીવસના પાંચ દસ કમાણા કે રાતના રાંડોમાં જઈ પુરા કરી નાખ્યા, આ ઝમાનો દીન બદીન સખત આવતો જાય છે વરસાદ બહુજ થોડો વરસે છે બીમારીયો ઉપર બીમારીયો ફેલાય છે પણ આંખ ઉઘડતી નથી અરે વધુ અને વધુ ગફલત આવતી જાય છે, એવા મવકે તો ભેગા થઈને ખુદાની યાદ બંદગીમાં મશગુલ થવું ગુનાહોથી તોબા કરવી જોઈએ પોતાના ખરાબ અઅમાલ ઉપર નજર કરી રોવું જોઈએ.



## ફસલ ૨—જી ખોમુદ વીશે.



ખોમુદથી મતલબ જરૂરત કરતા પણ થોડું ખાવું, કે તેથી તદ્દન અશક્ત થઈજાય એટલે સુધી કે શહવત પણ ન રહે, અને ઓલાદ પણ ન થાય, તો એ સીફત પણ ખરાબ અને નાપસંદ ધીક્કારવા જેવી છે, ખુદાને ઓળખવો તેની ઇબાદત કરવી, ફઝાએલ અને નેક સીફતો મેળવવી, બદ સીફાતોને દુર કરવી તે કુવ્વત અને તંદુરસ્તી વીના બની શકતી નથી, તો એટલું ખાવું કે કુવ્વત હાસીલ થાય અને તેથી પરવરદીગારની ઇબાદત થઈ શકે તે જરૂર છે, તેમજ અવલાદ થવાની કુવ્વત પણ હોવી જરૂર છે કેમકે ખુદાએ ઇનસાનને તે કુવ્વત એટલા માટે આપી છે કે તેથી ઈનસાનની નસલ બાકી રહે, તો જે કોઈ ઓરત ન કરે તો તેણે આ ઇનસાનની નસલ બાકી ન રહેવામાં કોશીશ કરી ગણાય અને તેથી જે મ્હોટો ફાયદો છે તેથી મહરૂમ રહ્યો સમજાય, ખુદાએ નીકાહ કરવામાં ઘણા ફાયદા રાખેલા છે જેમકે ઈનસાનનો વધારો થાય, અને હઝરતની ઉમ્મતમાં ઘણા માણસો હોવાથી હઝરત ફખર કરશે, નેક ફરઝંદ પાછળ રહે તો તે દોઆ કરે, નાના બચ્ચા ગુજરી જાય તેઓ પોતાના માબાપની શફાઅત કરશે પોતાને શયતાનના ફરેબથી બચવાનું સાધન છે કે ઝીનામાં ફસાય નહીં, ઘરબારની ફીકર રહે નહીં, રાંધવા પકાવા બીછાનાની તકલીફ દુર થાય, હઝરતે રસુલેખુદાસ૦ ફરમાવ્યું કે તમારામાંના દરેક જણે જોઈએ કે ઝીકર કરનારી જીભ, શુકર કરનારૂ દીલ, પરહેઝથી રહેનારી ઓરત રાખે કે તેણી આખેરતના કામમાં મદદ કરે, કોઈ શાએરે શેઅર કહેલ છે તેનો ખુલાસો એ કે નેકબખ્ત ફરમાં બરદાર ઓરત ગરીબ માણસને તવંગર બનાવે છે, આખા દીવસની મુસીબત અને ગમને રાતના એવી ઓરત ટાળે છે, રંજ અને ગમને દુર કરે છે, પણ જે બદ ઓરત મળી તો પુરા ભોગ ખુદા તેણીના શરથી બચાવે, ઉપરાંત ઓરત કરવામાં બીજા પણ ફાયદા છે કે ઓરત કરવાથી સખતી વેઠવી પડે છે, બાલ બચ્ચાના ભરણ પોષણ માટે કમાવુ પડે છે, તેઓને અદબ આદાબ દીન ઇસલામના અરકાન સીખવવા પડે છે, બચ્ચાઓને પાળવા સાંચવવા પડે છે, બીમાર થાય તો દવા ઈલાજ કરવો પડે છે, તેઓની બદ મીઝાજી ઉપર સબર કરવી પડે છે વી૦ વી૦ બાબતો પણ ઘણી ફઝીલત અને બેહદ સવાબ મેળવવાની છે, અને તેથીજ હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું કે જે કોઈ બાલ બચ્ચા તો ખોરાકી પોશાકી માટે ઝહમત પેંચે તે એવો છે કે જાણે રાહે ખુદામાં જહાદ

કરે છે, અને ફરમાવ્યું કે જેની નમાઝ સારી હોય, બાલબચ્ચા વધારે હોય, માલ થોડો હોય અને મુસલમાનની ગીબત ન કરે તો તે મારી સાથે બેહીસ્તમાં આ બન્ને આંગળી જેમ એક બીજીની પાસે છે તેમ રેહશે, અને ફરમાવ્યું કે કેટલાંક એવા ગુનાહ છે કે તે માફ થતા નથી પણ ગુજરાન માટે નાણું મેળવવાની સખતીથી માફ થાય છે, અને ફરમાવ્યું કે જેને ત્રણ છોકરી હોય અને તેણીયોને એટલે સુધી ખોરાકી પોશાકી આપે અને એહસાન કરે કે તેણીયો બાપની પરવરીશથી બેપરવા થઈ જાય તો ખુદાવંદે કરીમ તેના ઉપર બેહીસ્ત વાજીબ કરે, જાણવું જોઇએ કે ઓરત કરવામાં જેમ ફાયદા ઘણા છે તેમ નુકસાન પણ ઘણા છે, કે એકથી વધારે ઓરત હોય તો તેણીયો સાથે ઇનસાફથી વરતવું, તેણીયોને રાજી રાખવી મુશકીલ થઇ પડે છે, માલમતા ભેગો કરવો વખતે હરામમાં ફસાવું પડે છે, અને એટલે દરજે પહોંચે છે કે જે કામ માટે ખુદાએ મોકલ્યો તેને ભુલીને દુન્યાનીજ હાયવોયમાં રહે છે, તો દરેક જણને સજાવાર છે કે પોતાના નફસનો મુજતહેદ રહે, અને હરહાલતમાં તેને હદથી બાહેર જવા ન આપે, અને જેમ બનેતેમ પોતાને ખરાબ બાબતોથી બચાવે અને સારા કૃત્ય કરવામાં મશગુલ રાખે.

એ બન્ને સીફતની વીરૂદ ઉમદા અને સારી સીરત છે તે ઇફ્ફત છે, અને તેથી મતલબ પોતાને બદ કામથી બચાવી નેક કામમાં મશગુલ રાખવાનો છે, હવે ઉપર જે ભુખની તારીફ આવી તેથી એમ ન સમજવું કે એકદમ ભુખ્યા રહીને પોતાને તદ્દન આશક્ત કરી નાખો ઝઈફ કરી નાખે, ના એમ નથી કેમકે ખુદાએ ઇનસાનને ઇબાદત માટે પૈદા કરેલ છે, અને ઇબાદત તાકત હોય તોજ થઇ શકે છે તો લાઝીમ છે કે એટલી ખોરાકી ખાય કે શકતી અને કુવ્વત રહે, અને ખાવાની મઝીમ્મત છે તે એ કે પેટ ભરીને અને વધારે ખાય નહીં કે તેના ઉપર હયવાનીયત ગાલેબ થઇ જાય, તો જ્યાં સુધી બહુજ ખાહીશ ન થાય ત્યાંસુધી ખાય નહીં, અને હજુ રૂચી બાકી હોય ત્યાં બંધ કરે, અને ખાવાથી લીજ્જત હાસીલ કરવાનો મતલબ ન હોય, બલકે ઇબાદત માટે કુવ્વત મેળવવાનો મતલબ હોય અને જાતજાતના સ્વાદીષ્ટ ખાણાની પાછળ ધ્યાન ન આપે, બલકે કોઇ વખત ખાલી ઘઊંની રોટી ખાય, કોઇ વખતે જવની રોટી ખાય, અને શાક ખાય તો એકાદ જાતનું ખાય, અને ગોસ્ત હમેશાં ન ખાય તેમ બીલકુલ મુકી પણ ન આપે, હઝરતે અમીરૂલ મોઅમેનીન અ૦ ફરમાવ્યું કે જે કોઇ ચાળીસ દીવસ સુધી ગોસ્ત ન ખાય તો તે બદમીઝાજ થઇ જાય છે, અને જે કોઈ ચાળીસ દીવસ ગોસ્ત ખાય તો તેનુ દીલ સખત થઇ જાય છે, અને ખાવાની હદ એ છે કે રાત દીવસમાં એક વખત ખાય, અને બેહતર એ છે કે મળસકે નમાઝે શબ પછી ખાય, અથવા રાત્રે ઇશાની નમાઝ પછી ખાય, અને એક વખત ખાવા ઉપર સબર કરી ન શકે તો બે વખત ખાય, એક વખત સવારે અને બીજી વખત રાત્રે, ખાતી વખતે “બિસ્મિલ્લાહ” કહે પછી ખુદાનો શુકર કરે, ખાવાની પહેલે અને પછી હાથ ધોવે, હદીસમા છે કે ખાવાની પહેલે હાથ ધોવાથી ગરીબી દુર થાય છે, ખાવાની પહેલે અને પાછળ નમક ખાય એ સીવાય ખાવાના કેટલાક આદાબ છે કે જે હદીસોની કીતાબમાં મજકુર છે.

જાણવું જોઇએ કે આરીફોએ ભુખ્યા રહેવાની ઘણી તારીફ કરી છે અને બયાન કર્યું છે કે તેથી અસરારે ઇલાહી (ખુદાના ભેદ) જાહેર થાય છે, અને બહુજ મોટા

અઝીમ દરજજે પહોંચાય છે, અને બુઝ્રગ રહેનારાઓના એ વીશે કેટલીક હીકાયતો નકલ કરેલ છે, અને કોઇથી ઝીકર કરેલ છે કે કોઇએ એક મહીનો કોઇએ બે મહીના અને કોઇએ બાર મહીના સુધી કાંઈ ખાધું નથી, પણ એવી બાબતો જે કાંઈ હદીસો બયાન થઇ તેથી જુદીજ છે, અને એ મુજબ વરતવાનો સરવેને હુકમ થયો નથી, અને વખતે એવી બાબત સારી હોય તો તે ખાસ અમુક અમુક માટે હશે, દરેક જણ માટે એવી તકલીફ નથી, હા નફસ એકદમ તોફાની થઇ હદબાર નીકળી ગયો હોય તો તેને કબજે કરવા બહુજ ભુખ વેઠવી પડે તે પણ જુદી વાત છે.

---

## ફસલ ૩ જી દુન્યાની મોહબ્બત વીશે.

---

દુન્યા શાને કહે છે અને તે શું છે તે વીશે ખુલાસો એ છે કે જમીન અને તેની ઉપર જે કાંઇ ચીજ મવજુદ છે તેને દુન્યા કહે છે, અને જમીનથી મુરાદ મકાનો દુકાનો ઘર વી૦ છે, અને જમીનની ઉપર ખાણની ચીજો વનસપતી હયવાન તે પણ તેમાંજ દાખલ છે, હવે ખાણની ચીજો જેમકે લોખંડ ત્રાંબુ વી૦ ને મેળવે છે તે વાપરવાની ચીજો માટે છે, અને સોનું રૂપું વી૦ જે મેળવે છે તે લેણદેણ અને વેહવાર ચાલવા માટે છે કે તે થકી ખાવા પીવા અને અને પેહરવા ઓઢવાની ચીજો લેવાય, અને હયવાન છે તેને ખીદમતગારી અને અમુક અમુક મતલબ માટે લીએ છે જેમકે ઘોડા બેલ વી૦ અને લોંડી ગુલામ છે તે લીજ્જત માટે અથવા મદદ માટે છે અને ખુદાવંદે કરીમે એ સરવે ચીજોને એક આયતમાં બયાન કરેલ છે, જેમકે ફરમાવ્યું છે "ઝુય્યેનલિન્નાસે હુબ્બુશ્શહવાતે મેનન્નેસાએ વલબનીન વલકનાતીરીલમો કન્તરતે મેનઝ્ઝહબે વલફીઝ્ઝતે વલખયલિલમો સવ્વમતે વલઅન્આમે વલહર્સે, ઝાલેકમ તાઉલહયાતિદુન્યા.[§] એનો બનારી અર્થ અને ખુલાસો એ કે "ઇન્સાનને માટે ઓરતો અને છોકરાં, અને સોના તથા રૂપાની કીન્તાર (જથાબંધ) અને સારા ચિન્હવાળા ઘોડા અને ચોપગા, અને ખેતી, એ તમામ તરફની લાગણીની મોહબ્બતની શોભીત કરવામાં આવેલ છે, આ તમામ દુન્યાની જીંદગીની સામગ્રી છે," એ સરવેની મોહબ્બત કુવ્વએ શહવીયાહથી છે, અને લોકોને તાબેદાર કરવા અને સત્તા ભોગવવાની ઇચ્છા તે કુવ્વએ ગઝબીયાહથી છે.

બંદા માટે દુન્યાની હકીકત એ છે કે મરવાની પહેલે ફાયદો મેળવે લજ્જત પામે વી૦ અને તેમાં તેના માટે બે ઇલાકા છે, એક ઇલાકો દીલનો કે તેની મોહબ્બત દીલમાં હોય છે, બીજો ઇલાકો અંગનો કે તેની સાથે બંધાએલું હોય છે, કે પોતાનો સુધારો અને ગુજરાન તે થકી કરે છે, અને બંદાના હકમાં ખરેખરી દુન્યા એજ ઇલાકા છે કે તે થકી લજ્જત પામે છે.

હવે જાણવું કે ઇનસાન દુન્યાની ચીજની ખાહીશ રાખે છે તેની બે જાત છે એક તો એ કે તેના ફાયદા મરવા પછી મળે છે અને તે ફાયદો થવાની બાબતો એટલા

---

§ એની વધારે તફસીર વાંચવી હોય તો કુરઆને શરીફની તફસીરના પહેલા ભાગમાં ત્રીજા પારામાં સુરએ આલેઇમરાનની ૧૪ મી આયત જુઓ.

માટે હાસીલ કરે છે કે તેના ફળ આખેરતમાં પામે જેમકે નફો મળનાર ઈલમને, અમલ, કે તેથી ઈનસાન ઇજ્જત પામે છે બલકે એમ પણ બને છે કે તમામ કરતાં વધારે પ્યાર અને મોહબ્બત તેનીજ સાથે રાખે છે અગરચે આ પણ દુન્યા છે, પણ આ પસંદ કરવા લાયક છે કેમકે તેનો મ્હોટો ફાયદો આખેરતમાં મળનાર છે, અને તેને દુન્યા એટલા માટે કહે છે કે તે દુન્યામાં મેળવે છે અને તેથીંજ હઝરતે રસુલે ખુદા સ૦ નમાઝને દુન્યામાંની ચીજ ગણતા હતા અને ફરમાવતા હતા કે તમારી દુન્યામાંથી ત્રણ ચીજ મને પ્યારી છે. ૧—ખુશબો. ૨—સ્ત્રી. ૩—નમાઝ, અને નમાઝ છે તે મારી આંખોનું નુર છે. તો નમાઝ આખેરતનો અમલ હોવા છતાં દુન્યાની ચીજ ગણી.

બીજી જાત એ કે તેની લીજ્જત દુન્યામાંજ મળે છે અને આખેરતમાં તેનો નફો કાંઇ પણ મળતો નથી, અને તે પસંદ કરવા લાયક નથી અને એ લજ્જત પણ બે જાતની છે એક તો એ કે ગુનાહના ખરાબ કામ કરીને મેળવે, બીજી એ કે મુબાહ કામ કરીને મેળવે, એટલે તે કરવામાં ન સવાબ હોય તેમ ન ગુનાહ હોય.

કેટલીક ચીજ એવી છે કે તે જરૂરી છે જેમકે જરૂરત જેટલી ખોરાકી પોશાકી કે તેના સબબથી જીંદગી બાકી રહે તો એ નેક અમલ અને ઇબાદતમાં દાખલ છે, જેમકે હદીસોમાં તેની તફસીલ બયાન થઇ છે. હઝરતે રસુલે ખુદા સ૦ થી મરવી છે કે ઇબાદતના સીત્તેર ભાગ છે, તેમાં સર્વેથી અફઝલ ઇબાદત હલાલ રીતે રોજી મેળવવી તે છે, અને આપે ફરમાવ્યું છે કે જે પોતાનો ભાર બીજા ઉપર નાખે તે મલઉન છે. હઝરતે ઈમામે ઝયનુલ આબેદીન અ૦ ફરમાવ્યું કે દુન્યા બે જાતની છે, એક દુન્યા એ છે કે તે જરૂરી ગુજરાન જેટલી છે, અને બીજી છે તે મલઉન છે, હઝરતે ઈમામે મોહમ્મદે બાકર અ૦ ફરમાવ્યું કે જે કેઇ એટલા માટે રોજી મેળવે કે લોકોથી બેપરવા થાય અને બાલબચ્ચાઓને ખાવાપીવામાં ફરાગત થાય અને પાડોસી ઉપર એહસાન કરે તો તે એવી હાલતમાં ખુદાની મુલાકાત કરશે કે તે વખતે તેનું મોઢું પુનમના ચંદ્ર જેવું ચળકતુ હશે, હઝરતે ઇમામે જાઅફરે સાદેક અ૦ થી મરવી છે કે જે કોઈ પોતાના ઘરના લોકો માટે રોજી મેળવવામાં કોશીશ કરે તેના માટે એવું છે કે જાણે તે રાહે ખુદામાં જહાદ કરે છે, અને ખરેખર ખુદા મુસાફરી કરનારને દોસ્ત રાખે છે, અને ફરમાવ્યું જે કોઇ આખેરત માટે દુન્યાને તરક કરે અથવા દુન્યા માટે આખેરતને તરક કરે તે અમારાથી નથી, એક દીવસ એક શખસે એ હઝરતને પુછ્યું કે અમો દુન્યાને ચાહીએ છીએ અને દોસ્ત રાખીએ છીએ કે અમાને મળે તો તે વીશે શું ફરમાવોછો ? આપે જવાબ આપ્યો કે તેથી તારો શું મતલબ છે ? તેણે અરજ કરી મતલબ તો એજ છે કે અમો અને બાલબચ્ચાને રાહત મળે સીલે રહમ કરીએ સદકો આપીએ હજ કરીએ, આપે ફરમાવ્યું આ દુન્યા ચાહવી ન કહેવાય બલકે આતો આખેરત છે, હઝરતે ઇમામે મુસીએ કાઝીમ અ૦ ઝમીનમાં કાંઇ કરતા હતા અને હઝરતના કદમ પરશેવાથી તર થઇ ગયા હતા એ જોઇને એક શખસે અરજ કરી કામ કરનાર ક્યાં ગયા છે ? કે આપ પોતે તકલીફ ઉપાડોછો, આપે ફરમાવ્યું મારા અને મારા બાપ કરતા જે બેહતર હતા તેઓએ જમીનમાં ખેલકારી કરી છે, તેણે અરજ કરી તે કોણ હતા ? આપે કહ્યું હઝરતે રસુલ અને જનાબે અમીરૂલ મોઅમેનીન, અને મારા

બાપદાદા હાથે કામ કરતા હતા, ખેતી કરતા હતા, અને એ અમલ નબીયો મુરસલો વર્સીયોનો, અને સાલેહોનો છે.

જાણવું જોઇએ કે એ વીશે ઘણી હદીસો વગેરે થઇ છે તો પોતાના અને પોતાના બાલબચ્ચાઓના ગુજરાન માટે અને રાહે ખુદામાં વાપરવા માટે જે કામ ધંધો કરવો તે અગરચે દુન્યા છે પણ નેક અને ઉત્તમ દુન્યા છે બલકે દરેક મોઅમીનને લાઝીમ છે કે પોતા માટે કંઇ હલાલ ધંધો શોધી કાઢે, કે તે થકી પોતાની જરૂરી હાજતો પુરી પાડે, હઝરતે અમીરૂલ મોઅમેનીન અ૦ ફરમાવ્યું કે ખુદાએ હઝરતે દાઉદ અ૦ ને વહી મોકલી કે અગર બયતુલ માલમાંથી ન ખાતે અને પોતાને હાથે મેહનત ધંધો કરીને ખાતે તો મારો નેક બંદો થતે, આ સાંભળીને હઝરતે દાઉદ અ૦ ચાળીસ દીવસ અને રાત રોયા, તે વખતે ખુદાએ તેઓ માટે લોખંડ નરમ કર્યું તેથી હમેશા એક બકતર બનાવીને હજાર દીરહમના વેચતા હતા, એટલે સુધી કે ત્રણસોને સાઠ બકતર બનાવ્યા, અને બૈતુલમાલથી બેપરવા થઇ ગયા, હઝરતે ઇમામે જાઅફરે સાદેક અ૦ ને કોઇએ કહ્યું કે એક શખસ કહે છે કે હું ઘરમાં બેસી રહું નમાઝ રોઝા અને ઇબાદત કર્યા કરૂં અને રોજી મળશે ? આપે ફરમાવ્યું ત્રણ શખસ એવા છે કે તેઓની દોઆ કબુલ થતી નથી તેમાંનો તું એક છે.

આ સરવે બાબતોથી એ સાબીત થયું કે દરેક મોઅમીનને સજાવાર છે કે હલાલ રીતે રોજી મેળવવાનું સાધન રાખે, અને એ આઝાદ (મુક્ત) પણું છે, પોતાને હાથે મેહનત મજુરી કામ ધંધો કરીને પરસેવો વાળીને મેળવવું તે ઉત્તમ અને આઝાદપણું છે, ન દુન્યામાં કોઇના મેણા મારી શકે છે ન આખેરતનો વબાલ માથે આવે છે, અને આમાં પણ બે બાબત છે એક તો આ, અને બીજી એ કે હીરસ અને લોભ કરીને નફસને આધીન થઇ ખાવા પીવામાં અને કમાવામાંજ મશગુલ ન રહે અને એ દુન્યાની મોહબ્બતની મઝીમ્મત છે

આ ઉપર જે આઝાદ પણાથી રોજી મેળવવાની બાબત બયાન થઇ તે પસંદ કરવા લાયક દીન અને દુન્યાની બેહતરીનું કારણ છે, અને એ સીવાય તેથી ઉલટી બાબત ગુલામપણું છે, અને તે એ કે લોકોના હાથમાં જે ચીજ કે માલ હોય તેના ઉપર નજર કરવી અને પોતા અને પોતાના બાલ બચ્ચા માટે મેહનત ન કરતા બીજાઓ ઉપર બાર નાખવો, ઝુલમ અથવા હરામથી મેળવવું કોઇનું છીનવી લેવું, ચોરી કરવી, હજમ કરવું, ગસબ કરવું, અમાનતમાં ખયાનત કરવી, અથવા હરામ કામ કર્યા વીના બીજો રસ્તો શોધવો જેમકે સદકો લેવો મફત લેવું કે એ પણ ગુલામી છે, એવા શખસને સરવે કોઇ ધીક્કારે છે તેની જરા પણ આબરૂ કે ઇજ્જત રહેતી નથી, એ સીફત ખરાબ અને ખબીસ છે, કેમકે હરામ રીતે લોકોનો માલ લેવો તેમાં ઘણાં નુકસાન છે, તે માલ મેળવવો તે ભીખારીની જેમ મેળવ્યો કહેવાય, બેશરમી કહેવાય, અને દરેકની નજરમાં બેઇજ્જત અને તુચ્છ અને ઠપકાને પાત્ર થાય, એ સીવાય આખેરતનો અઝાબ છે તે છેજ, અરે એથી વધારે નાલાયકી અને ખબીસપણું કર્યું હશે ! કે કોઇ બીચારાએ મેહનત મજુરી કામ ધંધો કરીને માલ મેળવ્યો તે તું જબરાઇથી ઝુલમ કરીને છીનવી લે, અને તે પોતાના તથા પોતાના બાલબચ્ચાના કામમાં વાપરે, તેમજ હેફ છે એના ઉપર કે કોઇના

માલમાં ખયાનત કરે અને છુપી રીતે ખાઇ જાય અથવા ઉપાડી લીએ, અને તેથી પોતાનું ગુજરાન ચલાવે એ કરતા કઈ બેશરમી વધારે હશે કે કોઇના માલને ચોરીને લુ- [illegible] અને પાછો તેની ઉપર પોતાની બુઝુરગી બતાવે.

હવે બીજી રીત જે સદકો વી૦ છે તે એ પોતે મુસતહક હોય તો હરગ નહીં થાય પણ લોકો આપે એવી ઉમ્મેદ રાખે તેમાં પણ બેહાજતી છે અને ખુદા શીવાય બીજા પાસે હાથ ફેલાવાનું અને "તમા" રાખવાનુ અને ઉમ્મેદ રાખવાનું થાય છે અને તેથીજ ખુદા ઉપર ભરોસો અને તવક્કલ ઓછો થઇ જાય છે; અને તેથી [illegible]માં ખલલ પડે છે.

**નાજી** અરજ કરે છે આ મવકા ઉપર માલના લોભમાં ફસાઇ ફજેત [illegible]- લાનો આબેહુબ ચીતાર ખેંચવા ઇસ્પેહાનમાં ફસાએલા એક બાપડા ગામડીયા [illegible] ઘણી રસીક અને રમોજી પણ નસીહત કારક નકલ "નાનો નમક" માંથી પેશ [illegible]—

જબ ખુરાસાંસે ચલા સુએ ઇરાક=યું સુના મૈંને બ હુસ્ને ઇત્તેફાક
એક સુર આયા બ શહરે ઇસ્ફહાં=એચની મનઝુરથી એક મા[illegible]
ઓસકે ગુલશન શહરથા આરાસ્તા=થા ખીયાબાને ચમન પેરાસ્તા
હુવઝે આબ અનહાર નહરે જાબજા=સેંકડોંહી મસજીદો મહલમાં [illegible]

આ કીતાબ લખનાર સાહેબ લખે છે કે જ્યારે હું ઇરાક તરફ ચાલ્યો ત્યારે મેં સાંભળ્યું કે ઇસ્પેહાન કે જે શહેર દેખાવમાં ઘણુંજ રળીયામણું છે તેમાં જગાએ જગાએ નીર્મળ જળના ઝરા વહે છે અને ઇબાદત કરવા માટે સેંકડો આલીશાન મસજીદો બનેલી છે અને પરદેશીયોને ઉતરવા માટે અનહદ ધર્મશાળાઓ નજરે પડે છે તેની ગલી કુંચાઓ અને બજાર ઉપર છત જડેલી છે, દીવસમાં બન્ને વખતે સડકો ઉપર છંટાવ થાય છે, ટુંકમાં કહેતાં તે શેહરનો દેખાવ બેહદ આનંદ આપનાર છે, ત્યાં એક ગામડીયો ઘોડી વેચવા માટે આવ્યો હતો, જ્યારે તે ગામડીયાએ ઉંચી ઉંચી ઇમારતો જોઈ ત્યારે તેને ઇસ્પેહાન પસંદ આવ્યું, હાસીલ કલામ તે પોતાની ઘોડી લઇ બજારમાં ગયો ત્યાં બીજા ઘણા સારા સારા કીંમતી ઘોડા વેચવા આવ્યાં હતાં તેમાં આની ખુબસુરત ઘોડીના પણ મરજી માફક સો સિક્કાઇ રીયાલ ઉપજ્યા, જે તેણે એક નીલા રંગના રૂમાલમાં બાંધ્યા, પછી તેણે ખુશ થતા થતા મનમાં કહ્યું કે આજ આ આખા રળીયામણા શેહરની સૈર કરીશ, પછી તે આમતેમ સૈર કરવા લાગ્યો અને અનહદ ખુશ થતો થતો આમતેમ ફરતો હતો, જ્યારે થાકી જતો ત્યારે કોઇ ખાલી દુકાન જોઇ ત્યાં બેશી જતો અને રૂમા- લમાં બાંધેલા રીયાલ ગણ્યા કરતો હતો, એક સ્ત્રી તેને રીયાલ ગણતાં અને ખુશ થતાં જોઇ ઉભી રહી અને તે કેટલાં છે તે તેને બરાબર નજર ઠેરાવીને ગણી લીધાં, અને તેને તે ગામડીયા પાસેથી છીનવી લેવાનો નીશ્ચય કર્યો. પછી તે ગામડીયો ત્યાંથી જે તરફ ગયો તે તરફ આ બાઇ પણ તેની પાછળ પાછળ ગઈ, ગામડીયાને તેણીની ખબર ન હતી કે મ્હારી પાછળ મ્હારા રીયાલનો તોડ ઉતારવા કોઇ આવે છે, તે તો બીચારો પોતાની પાસે એટલાં બધાં નાણાં જોઇ ધુનમાંને ધુનમાં ચાલ્યો જતો હતો, જ્યારે તે આખો દી- વસ અથડાને ઇસ્પેહાનની સૈર કરી રહ્યો ત્યારે સમીસાંજે ધર્મશાળામાં આવ્યો, પેલી સ્ત્રી જે ઘણી પ્રપંચી અને સ્ત્રી ચરીત્રો બરાબર શીખેલી હતી તે પણ તેની પાસે આવી અને

સલામ કરી બોલી કે હે ! કાકા મ્હારે ત્હારૂં કાંઇ કામ છે, ગામડીયાએ કહ્યું કે હા કહો, હું સાંભળુછું, તેણીયે પોતાની કોથળી ખોલી દસ રીયાલ કાઢી તેની ઝખઝ મુઠીને કહ્યું કે પહેલા આ દસ રીયાલ ત્હારી મજુરીના લઇ લે પછી મ્હારી વાત સાંભળી મ્હારી હાજત પુરી કર—

**શવહરમ ગરદીદ મફકુદુલ ખબર=ઈશવદ હેચ સાલ • ચીઠ્ઠી બીશતર**
**કાગઝે ઝેરથ નયામદ સુએ મન=શુદ સુફેદ અઝ ગુસ્સએ ગમ મુએમન**

આજ દસ વરસ થઇ ગયા મ્હારો શવહરના પત્તો નથી તેમજ તેની તરફથી મ્હારા ઉપર કોઇ કાગળ પણ આવ્યો નથી અને તેથી હું કોઇ વખતે તો ગુસ્સે થાઉછું અને કોઈ વખતે ગમગીન થાઉછું અને તેની જુદાઇમાં મ્હારા વાળ સફેદ થઈ ગયા છે અને તેનો શું હાલ છે તેની મને જરાએ ખબર નથી તેથી રાત દીવસ ગભરાઉછું અને બેચયન રહુછું તેમજ એટલી તંગ દસ્ત થઇ ગઈછું કે રોટલી પણ નસીબ થતી નથી મ્હારા ઘર અંદર તન્તુરમાં દેવતાને બદલે પાણી પડેલું છે એટલે પકાવવા માટે મ્હારી પાસે કાંઇ અનાજ રહ્યું નથી.

**હાજત અકનુ પીશે તુ આવુર્દે અમ=તારા ફિકરે બાદિલે ખુદ કર્દે અમ**

તો હવે કટાળી જઇ હું તારી પાસે મારી હાજત લાવીછું અને મેં મારા મનમાં એક નવો વિચાર કર્યો છે, તે એકે હું કોઈ માલદારને મારો શવહર બનાવું જેથી મારા અંતરના ઝખમો સારા થાય અને આ મરૂં દુબળું થઇ ગએલું શરીર પાછુ જાડુ અને તાજુ બને, હવે હું શું કરૂં ? મારા શવહરની કેટલી રાહ જોઉં ? હવે તો મારી જવાની પણ ચાલી જશે, હજુ મારી ઉમર પંચાવનજ વરસની થઇ છે તો પછી શા માટે દુઃખ વેઠું ? મારા આગલા દાંત પડી ગયા છે તો પણ શું થયું ? હજુ હુ જવાનછું. મારો ખડબચડો કરચળીયો પડેલો ખુબસુરત ચહેરો ચંદરમા જેવો ચમકે છે અને મારૂં વાળ વીનાનું માથુ ઘાંસ વીનાના જંગલ જેવું સાફ અને સ્વચ્છ છે અને મેં ઝુલ્ફો રાખી છે તો પછી મને એમ વીચાર આવે છે કે મારામાં આવી આવી ખુબસુરતી હોવા છતાં મારે શવહર વિના શા માટે રહેવું જોઇએ ?

**લેક મોતરસમ કે મુલ્લાયાં અસે=માને ઉલ ખયરસ્ત ઝીંહા હરકસે**
**જુમ્લા ગોયંદ અએ ઝઇફા સબ્રકુન=શવહરત ઝિંદસ્ત બરખુદ જબ્ર કુન**
**તા નયાબી અઝ વફાતેઉ ખબર=અકદ જાયઝ નીસ્ત બા મરદે દીગર**

પણ હું મુલ્લાંઓથી ઘણી બીહુછું કે તેઓ મને આ નેક કામથી અટકાવે છે અને સરવે જણ એમ કહે છે કે તારો શવહર ઝીંદા છે ત્યાં સુધી તારા નફસને રોક અને જ્યાં સુધી તને તેની વફાતની ખબર પડે નહીં ત્યાં સુધી તું બીજા મરદ સાથે નીકાહ કરી શકતી નથી અને તે નીકાહ જાયઝ થતા નથી, માટે તું મારૂં એટલું કામ કર કે મારી પાછળ પાછળ આવ અને મારા દુખનો ઈલાજ કર અને તુ મુલ્લાંની ખીદમતમાં જઇને કહે કે હું આ ઓરતનો ધણીછું, હું ઘણી મુદ્દતથી તુરકિસ્તાન અને રૂમની તરફ ગયો હતો અને મારા દુર્ભાગ્યે મને ઘણો ફેરવ્યો પણ તેમાં કાંઇ વળ્યું નહીં જેવો ગયો હતો તેવો પાછો આવ્યો અને હું વતન તરફ મુફલિસ અને મોહતાજ પાછો આવ્યોછું અને હવે મારામાં ઓરતનો ખરચ ઉપાડવાની શકતી નથી તેથી હું હવે મારી ઓરતથી જુદો

આઉછું અને તેને તલાક આપુછું અને મારે હવે તેની સાથે કાંઇ લેવાદેવાનથી તેને જોઇયે
તે કરે, મુજ ફકીરને તેનું કાંઈ કામ નથી, જોઇયે તો તે બીજો માલદાર શવહર કરી
લીયે, બસ મારૂં આટલું કામ છે, મને બીજી કસી હાજત નથી, અને હું દુઃખીયારેનું
કામ કરી આપીશ તો તને સવાબ થશે અને પછીથી હું કોઇ માલદારની સાથે નીકાહનો
સંગો પડી લઇશ જેથી મારા માટે આ મોહતાજી રહેશે નહીં—

**હુંસ દિયઃ લુરને કહા દુશ્વાર નીસ્ત=ચશ્મે ખિદમત મીકુનમ ઇન્કાર નીસ્ત***

તેથી તે ગામડીયો હંશી પડી બોલ્યો કે એમાં શું મોહટી બાત છે ? મને ઇનકાર
નથી, એમ કહી તેણે પોતાના નાણા વી૦ એક કોટડીમાં મુકયા અને તે કોટડીને તાળુ
દઈ જુસ્સાબંધ બહાર નીકળ્યો અને પેલી ઓરતની સાથે મુલ્લાને ત્યાં ગયો અને મુલ્લાને
સઘળો કીસ્સો કહી સંભળાવ્યો, આ સાંભળીને મુલ્લાએ કહ્યું કે પોતાની મુફલીસી ઉપર
સબર કર, ગમગીન નથા પરવરદીગાર તને રોઝી અને રીઝક આપશે. અએ બીરાદર
રોઝીનો ઝામીન ખુદા છે અને દુઃખ પછી સુખ છે અને સુખ પછી દુઃખ છે. પણ આ
મુર્ખ ગામડીયો તેના વાતને કયાં માનતો હતો ? જ્યારે એવી રીતે ઘણી વાત ચીત થઈ
ગઇ ત્યારે મુલ્લાં તેનો વકીલ બન્યો અને પેલી સ્ત્રીને ગામડીયા તરફથી તલાક આપી
તેથી તે બન્નેમાં જુદાઇ પડી, પછી તે મુલ્લાંએ તે ગામડીયાને કહ્યું કે આ બાઇની મહર
આપી દે તેણે કહ્યું કે મેં પહેલાંજ દીવસે મહર આપી દીધી છે અને ઓરતના દેવાથી
મુક્ત થયોછું પેલી બાઇએ પણ તે વાતનો ઇકરાર કરી કહ્યું કે ઇન્કાર કેમ કરાય ? તેણે
મારી મહર અદા કરી દીધી છે, મુલ્લાંએ તે સ્ત્રીને ત્રણ વખત કહ્યું કે હવે તુ તારા
ધણીથી જુદી પડે છે અગર તેના ઉપર તારો કાંઇ હક હોય તો બોલી દેજે, જો પછી
આવીશ તો તારો દાવો સાંભળવામાં આવશે નહીં, આ સાંભળીને તે સ્ત્રી બોલી કે ત્યારે
થોડીવાર સબર કરો હું મારા ઘેર જાઉંછું અને મારી પાસે જેટલાં નાણાંછે તેટલાં ગણીને
આવુછું કેમકે મારી પાસે કેટલુંક રોકડ નાણું છે તે શું આ ચોરી તો ગયો નથી ? તે
જોઇને આવુછું, પેલી રૂખસત લઇ પોતાને ઘેર ગઇ અને પેલો ગામડીયો મુલ્લાંની પાસે
બેશી રહ્યો, એટલામાં એક કલાક પછી તો પેલી મક્કારા બુમો પાડતી અને રડતી ત્યાં
આવી પહોંચી કહેવા લાગી કે મને દાદ આપો આ કમબખત મારા એકસો રીયાલ ચોરી
ગયો છે, ગામડીયો બોલી ઉઠયો કે મુલ્લા સાહેબ મુજ ફકીર પાસે વળી રીયાલ કયાં ?
તેણીએ આપની નજદીક મારા ઉપર બોહતાન મુકયું છે અને અદાવતથી બોલેછે, મુલ્લાંએ
કહ્યું તું તારા દાવાના શાક્ષીયો રજુ કર, તે મક્કારા બોલી અમો બન્ને એકાંતમાં હતાં
ત્યાં ત્રીજો કોઈ માણસ ન હતો કે શાક્ષી પુરે, તો મુલ્લાંએ કહ્યું કે હું તારી વાતને કેવી
રીતે માનું ? પણ હું તેને સોગન ખવરાવુંછું.

**બોલી ઔરત ખયર અએ સાહેબે ખિરદ=સદ કસમ ઇં નાબોકચ્યદ મીખુરદ***

તે સ્ત્રીએ કહ્યું અરે મુલ્લા સાહેબ તે તો સેંકડો સોગન ખાઇ લેશે તેને ઇમાન
કયાં છે ? તે તો કાફેર ફાસીક અને બેહયા છે, ત્યારે મુલ્લાએ કહ્યું આખર તેનો શું
ઇલાજ કરવો ? તો તેણીએ કહ્યું કે અએ મારા આકા અગર તમારો ખાદીમ મારી પાછળ
આવે તો હું આ બદબખ્તના ઘરમાં તલાશ કરૂં, મેં મારા સો રીયાલ નીલા રૂમાલમાં
બાંધેલાં હતાં અને તે ચકકઈ ઓ રીયાલ છે, અને દસ જુદા હતાં અગર મને એ નીશા-

નુથી જડી આવે તો તે મારા રીયાલ છે હું બેગુમાન તેને લઈ જાઉં, આ સાંભળીને મુલ્લાંએ કહ્યું બરાબર છે તે વખતે પેલી મક્કારા ઉભી થઈ અને મુલ્લાંનો નોકર સાથે લઈ રવાના થઈ—

**કિસ્સા કોતાહ જબકે છોના ઉસને ઝર=હુરને વાવયલા કિયા ઔર શોરે શર*

તેના નાણા મળી આવ્યા ગામડીયો વાતમાં બંધાઈ ગયો. તેથી મારવા દોડયો અને શોરબકોર મચાવી દીધો, તો તેણીએ મુલ્લાના નોકરને કહ્યું કે હાં ભાઈ આ કુતરાને માર તેથી નોકરમાં અને ગામડીયામાં પહેલાં તો અરસપરસ ભુંડી ગાળો ચાલી અને પછી સોટમસોટી ડાંગમડાંગી અને જુતમજુતી ઉડી, એટલે તો પુછવુંતુંજ શું ? એક તો ગામડીયાભાઈને ઉપરથી જુતાઓનો પ્રહાર એટલે તો ખુબ ચીડી ગયો અને ઈંટો મારવા લાગ્યો લોકોએ તેને પાછળથી જઈને પકડી લીધો અને મુશ્કેટાટ બાંધી પહેલાં તો તેના બેધડક ખુબ હાડકાં ખોખરાં કર્યાં, પછી તેને તથા પેલી મક્કારાને મુલ્લાની હજુરમાં લઈ ગયાં, પેલીએ મુલ્લાને કહ્યું કે આકા સાહેબ જુવો જે નીશાનીયો હું કહેતી હતી તે મળી આવી ? આ નાલો રૂમાલ અને આ મારા શકકઈ સો રીયાલ છે અને આ દસ રીયાલ જુદા છે, જ્યારે મુલ્લાંએ સરવે નીશાન જોયાં ત્યારે કહ્યું ખરેખર આ માલ તારોજ છે.

**હુરને મુલ્લાસે કહા અએ મોલવી=દારમ અકનુ અઝ તુ ચશ્મે મુનસફી***

ગામડીયાએ કહ્યું અએ મુલ્લાં સાહેબ મને આપ ઈનસાફ આપશો એવી આશા છે હું તમોને સાચેસાચી વાત કહુંછું કે તેમાં સો રીયાલ મારા છે અને દસ તે બેહયાના છે તો મુલ્લાએ કહ્યું કુતરા શુ નખા તારા કરતાં કોઈ વધુ બેહયા મેં જોયો નથી પહેલાં મને કહ્યું છે કે મારી પાસે કાંઈ નથી હું ફકીરછું અને હવે કહે છે કે તે સો રીયાલ મારા છે તારો પહેલો કોલ ખરો છે અને આ જુઠો છે, ચોરી અને ઉપરથી સરઝોરી ?! તુફ છે તારા ઉપર અને મલઉન મારી પાસેથી તારૂં કાળુ મોંહ દુર કર.

જ્યારે મુલ્લા આ પ્રમાણે ગુસ્સે થયાં ત્યારે બીચારા ગામડીયાના હોશજ ઉડી ગયાં નોકરોએ તેના મુશ્કો ખોલીને તેની ગરદન પકડીને બહાર કાઢી મુકયો, આણીમેર તો પેલો ગામડીયો રડતો રડતો ચાલતો થયો પેલી મેર પેલી મક્કારા રીયાલ લઈ પોતાના ઘર તરફ રવાના થઈ, તે બીચારો આખી રાત રડતો રહ્યો, જ્યારે પરોઢીયું થયું ત્યારે તે બીચારાએ પોતાના ઘરનો રસ્તો લીધો અને કેહતો હતો અએ પાક પરવરદીગારા ઈસ્પેહાનનો નાશ થાઓ અને તેના ઉપર તારો અઝાબ નાઝીલ થાઓ; યા પાક પરવરદીગારા હઝરતે ઈસા અ૦ આ વખતે કયાં છે કે મારી મદદ કરે ? તેઓને જમીન ઉપર મારી મદદે મોકલ, યા પાક પરવરદીગારા આવી મક્કારા રાંડોનો નાશ કર, આ પ્રમાણે કેહતો જતો હતો તે સાંભળી એક ઓરત હંશી પડી અને તેની પાસે આવી સલામ કરી બોલી તને શું દરદ છે અને આટલો બધો બેકરાર કેમ થાય છે ? તે ગામડયાએ કહ્યું મારા દરદની દવા થાય તેમ નથી અને હું ઈસ્પેહાનના રહેવાશીયોનો શીકવો કરૂંછું, પછી તે બીચારાએ પોતાની આખી કહાણી સંભળાવી, જ્યારે પેલી નેકબખ્ત બાઈએ તેનો આવો હાલ સાંભળ્યો ત્યારે તેને પોતાને ઘેર લઈ જઈને કહ્યું અએ ભાઈ સબર કર હું તારા નાણા તેની પાસેથી કઢાવી આપીશ બલકે તારા ગયાં છે તે કરતાં તને બમણાં અપાવીશ. અને એવી યુકતી મેં કાઢી છે કે તેનો પ્રાણ નીકળી જશે, આથી તે ગામડીયો ખુશ થયો અને તેના ઉપર

કુરબાન થવા લાગ્યો, પેલી સ્ત્રીએ તેને કહ્યું કે સાંભળ હું કહું તેમ કર, હમણાં તું મોહટા રસ્તા ઉપર જા અને ત્યાંથી એમતેએમ શાહબાઝારમાં ચાલ્યો જજે, અને ત્યાંથી જ્યારે તું મોહટા ચાર રસ્તા ઉપર પહોંચે ત્યારે જમણી બાજુની ગલીમાં જજે એટલે તને તે રસ્તામાં જમણી બાજુએ એક નવી પણ ન્હાની મસજીદ દેખાશે અને તેની બાજુએ એક મદરેસો છે તેમાં જજે તેમાં એક ઘરડો મુલ્લા બચ્ચા પઢાવે છે, અને ન્હાના છોકરા પડે છે. અને જે સ્ત્રીએ તને ગમગીન કર્યોછે અને તારૂ નાણું છીનવી લઇ ગઇ છે તે વિધવા છે, અને તેને બે છોકરા છે એક નવ વરસનો છે અને બીજો દસ વરસનો છે તેમાંના મોહટાનુ નામ ઇબરાહીમ છે અને ન્હાનાનું નામ ઇસમાઇલ છે. તે બન્નેને મદરેસાની બહાર કાઢ અને મુલ્લાંથી કે કોઇ પણ માણસથી બીહ નહી, જો તે બચ્ચાંઓની મા પણ તેઓને છોડવવા આવે તો પણ તેઓને પકડી રાખ અને મુક નહીં, છેવટે તેણી તારી સાથે કજીયો કરશે અને ભારે શોરબકોર મચાવશે અને તેઓને તારાથી છોડવવા માટે લોકોને એકઠાં કરશે પણ તુ જરાએ ડરીશ નહીં અને બચ્ચાંઓને પકડી રાખી ભેગાં થએલાં લોકોને મોહટા સાદે કહેજે કે અએ જોનારાઓ આ ઓરત મારા નીકાહમાં હતી પણ તેણીએ મારી ઘણી નાફરમાની કરી તેથી મેં લાચાર થઇ ફલાણા મુલ્લાંની રૂબરૂ ગઇ રાતરે તલાક આપી અને તે આ બાબત ઉપર શાક્ષી છે, અને મેં તેની મહેર તલાક આપવા પહેલાં અદા કરી દીધી છે, હવે તે ઓરત મુજને મારી મા બરાબર છે, હવે મારા આ બન્ને છોકરાઓને લઇ જાઉછું, જ્યારે તુ આ પ્રમાણે કરીશ ત્યારે તે ઓરત તને તારા નાણા પાછા આપી સમજાવવાનો પ્રયત્ન કરશે પણ તુ માનજે નહીં ત્યારે તે તને બમણું નાણું આપે ત્યારે તે લઇ લેજે અને મારી પાસે આવજે અને તેમાંથી મને મારી મેહનતના અગીયાર રીયાલ દેજે,

આ સાંભળીને ગામડીયા ભાઇએ હસીને કહ્યું કે અગીયાર રીયાલ શા લેખામાં છે અગર મીરૂં કામ થાય તો અરધો અરધ તને આપુ, હાંસીલ કલામ તે ગામડીયો ભાઇ રવાના થયો અને પુછતો પુછતો તે મદરેસા આગળ જઇ પહોચ્યો, જ્યારે તેણે બચ્ચાઓને પડવાનો અવાજ સાંભળ્યો ત્યારે તેણે પેલાં બે છોકરાઓના નામ લઇ લઇને બોલાવ્યા પેલાં બચ્ચાંઓ સાંભળતાંજ લબ્બયક લબ્બયક કહેતા ઉભાં થયાં, તે ગામડીયાએ તેઓને જોતાંજ તેઓના હાથ પકડી લીધાં અને ચાલવા મંડયો, તે બન્ને છોકરાંઓ અજાણ્યા માણસની સાથે જતાં ખચકાયા તેથી ગામડીયા ભાઇએ બન્નેને એક એક તમાચો લગાવી દીધો. ત્યારે તે બચ્ચાંઓ રડવા લાગ્યા અને બોલ્યા કે—અએ ભલા માણસ તુ દીવાનો થયો છે કે શું ? તુ અમારો ઓળખાણુવાળો નથી અંજાણ્યો છે. તુ કોણ છે અને અમોને કયાં લઇ જાય છે ? અને અમોને શા માટે નાહક મારે છે ?

ત્યારે ગામડીયાએ કહ્યું કે શું તમો મને ઓળખતા નથી ? હું તમારો બાપ છું, મેં ગઇ રાતરે તમારી માને તલાક આપી દીધી છે તેથી તે મ્હારાથી જુદી થઇ છે હવે તમારે તમારી મા સાથે કાંઇ કામ રહ્યું નહીં હવે તો દીલોજાનથી મ્હારી ખીદમત કરો, તેની આવી વાતચીત સાંભળી છોકરાંઓએ શોરબકોર કરી દીધો અને મુલ્લાંને ખબર આપી, તે વખતે મુલ્લાં સાહેબ ગુસ્સે થઇ બહાર નીકળ્યા અને ગામડીયાને બે

ચાર આપો દીધી, તો ગામડીયાએ પણ ગાળો દીધી અને ભારે તોફાન મચી ગયું, તે છોકરાંઓની માને પણ છેવટે ખબર પડી તેથી તેણી પણ ચાદર ઓઢીને તે ભીડભાડમાં આવી પુગી. પહેલાં તો તે ગામડીયા ઉપર ઘણી ગુસ્સે થઇ પણ આખરે નરમ પડી ગઇ અને તેનું કાંઇ ચાલ્યું નહીં તેથી હંસી પડી તે ગામડીયાનો હાથ પકડી તેને દુર લઇ ગઇ અને બોલી કે હો બાપજી મેં ત્હારાં નાણાં પડાવી લીધાં તેટલા માટે આ બધું તોફાન મચાવ્યું છે કે ? મને પહેલાં કહેવું તો હતું ? ચાલ ચાલ છોકરાઓનો હાથ મુકી દે તારા નાણાં તને પાછાં આપું, પણ તે ગામડીયાએ તેનું કહેવું માન્યું નહીં કેમકે તેના ઉસ્તાદે તેને બરાબર સબક ભણાવ્યો હતો.

હાંસીલ કલામ છેવટે તેણે બમણાં નાણાં તેની પાસેથી લીધાં અને તે ઐારતને ફારગતી લખી આપી, અને તેના બન્ને છોકરા સોંપી આપ્યા પછી તે ગામડીયો તે નાણાં પોતાના ઉસ્તાદ આગળ લઇ ગયો, પછી ઉસ્તાદે તેને શીખામણ આપી કે હવે ઇસ્પેહાનમાં રહેતો નહીં. આ શેહરમાંથી જેમ બને તેમ જલ્દીથી ચાલ્યોજા કે પાછો કોઇ બલામાં ફસાય નહીં, અગર હું તને આ શેહરમાં બીજી વખત જોઇશ તો યાદ રાખ કે ત્હારા બાર વગાડીશ, ગામડીયો ઘણું સારૂં ઘણું સારૂં કહી પોતાના રૂપીઆ કમરમાં બાંધી ચાલતો થયો. તે વખતે બે પોહર ઢળી ગયા હતા અને તે આખી રાત અને દીવસથી ભુખ્યો હતો તેથી બજારમાં જઇ રોટલી અને પનીર લઇને ખાધી અને ઠંડુ પાણી પીધું, તેની સામે જુમ્મા મસજીદ હતી અને તેમાં તે વખતે અઝાન થઈ તેથી તે મસજીદમાં જમાઅત સાથે નમાઝ અદા કરવા માટે ગયો, ત્યાં જોયું કે એક ઇમામ શાન અને શવકતથી નમાઝ પડાવરાવે છે અને તેની પાછળ લોકો નમાઝ પડે છે, અને તે પેશ ઇમામ એટલી ફસાહતથી નમાઝ પડતો કે તેના ઉમદા અવાજથી માણસનું મન પીગળી જતું. જ્યારે તે ઝોહરૈનને અદા કરી રહયો ત્યારે તે વાએઝ કરવા માટે મીમ્બર ઉપર ગયો આ વખતે સાંજ પડી જવા આવી હતી, ગામડીયાએ જોયું કે ઘર દુર છે અને રસ્તો ભયાનક છે માટે આજ જવું ઠીક નથી ચાલ રાતની રાત અહીંયા પડયો રહીશ, પણ તેના મનમાંથી હજુ શેહરવાળા લોકોની બીહીક ગઇ નહતી અને તે પેલી ઓરતથી બીહીતો અને કદી ડરતો કે આજ રાતરે મ્હારાં નાણાં કોઇ છીનવી લે નહીં, તેથી તેણે વિચાર કર્યો કે મ્હારાં આ નાણાં મુલ્લાં આખુંદ સાહેબને સોંપી દઇ આખી રાત ઇસ્પેહાનમાં રહું. તે આખુંદ કરતાં કોણ વધારે અમાનતદાર હશે ? એમ નિશ્ચય કરી તે વાએઝ સાંભળવા માટે બેઠો, આ ઇસ્પેહાનના મુલ્લાંના કપાળ ઉપર સીજદાઓના ડાઘ પડેલા હતા અને તેની દાઢી દુંટી સુધી લટકતી હતી. અને તેનો ચહેરો લાલચોળ હતો, અને તેણે માથા ઉપર ગુંબદ જેવો મોટો અમામો બાંધ્યો હતો અને પીઠ ઉપર શમલો લટકતો હતો, અને તેના અમ્મામાની એટલી તો લંબાઇ હતી કે તે આખા થાનનો બનાવેલો હતો અને તેણે ઉમદા શાલથી પોતાની કમર બાંધી હતી અને જામાની નીચે કસબનો કબજો પહેર્યો હતો અને તેના હાથ ઉપર મેંહદીનો હલકો હલકો રંગ જણાતો હતો, જ્યારે તે વાએઝ કરી રહયો ત્યારે ઘણીજ શાન અને શવકતથી મીમ્બરની નીચે ઉતર્યો, સરવે જણાઓએ તેના હાથ ચુમી લીધા અને ગામડીયો પણ તેના હાથ ચુમવા દોડયો, પછી તે મુલ્લાંસાહેબ મદ્રેસામાં

આવ્યા અને તેની આસપાસ તેના સઘળા મોઅતેકિદ લોકો વિંટલાઇ બેઠા, તે ત્યાંના મુલ્લાઓનો સરદાર હતો અને તે ઇલમનો દરિયા હતો અને તે દરેક જાતના ઇલ્મમાં ઘણોજ પ્રવીણ હતો.

હાંસિલકલામ પછી ઇમામ બનીને તેણે મગરિબ ઇશાની નમાઝ પડાવી પછી જ્યારે તે નમાઝ પડાવી રહયો ત્યારે સરવે જણાઓએ તેના હાથ ચુમ્યા અને તે ઘેર ચાલ્યો તેની આગળ આગળ એક ખાદિમ ફાનુસ લઇ ચાલતો હતો અને પાછળ પાછળ શાગીર્દો જતા હતા પેલો ગામડીયો પણ તેની સાથે થઇ ગયો, હાંસીલ કલામ તે આખુંદ સાહેબ પોતાને ઘેર પહોંચ્યા એટલે સરવે જણા રૂખસત લઈ પોત પોતપોતાના ઘેર રવાના થયાં. પેલો ગામડેયો તો તેઓની ખીદમતમાંજ ઉભો રહયો મુલ્લાએ તેને પુછયું કે તું કોણ છે? કાંઇ કામ હોય તો કહે, ગામડીયાએ કહ્યું કે અએ મ્હારા આકા આપનો છાંયો અમારા ઉપર સદા રહે હું એક ગરીબ ગામડીયો છુ અને મ્હારા ઉપર અજબ અને વીચીત્ર હાલ ગુજાર્યા છે, અએ આકા મ્હારી પાસે કેટલાંક નાણાં છે અને મ્હારૂં ઘર અહીંયાથી ઘણે છેટે આવેલું છે માટે મ્હારી અરજ એ છે કે આટલો માલ આજની રાતની રાત તમારે ત્યાં અમાનત રાખો જ્યારે સવાર પડશે ત્યારે હું હાજર થઇશ અને મ્હારો માલ લઇ જઈશ, આ સાંભળીને મુલ્લાએ કહ્યુ કે પરાયા માણસના માલનો અમાનતદાર થવા ચાહતો નથી અને મ્હારે શામાટે અમાનતદાર થવું પડે? જા તહારા માલનો ખુદા હાફિઝ અને નીગેહબાન છે બીજા કોઇને ત્યાં જઇને મુક, મુલ્લાંએ ઇન્કાર કરી કહ્યું કે તુ આગ્રહ કર નહીં ગામડીયાને તેના ઇન્કાર કરવાથી વધુ વિશ્વાસ બેઠો તેથી વધુ આગ્રહ કરવા લાગ્યો મુલ્લાએ કહ્યું જો સાંભળ થોડી મુદ્દત અગાઉ હું લોકોના માલને અમાનત રાખતો હતો, પણ જ્યારે હું પાક પરવરદીગારની મ્હેરબાનીથી હજ કરવા ગયો ત્યારે મેં મ્હારા મનમાં એવી સજ્જડ ગાંઠ વાળી છે કે બીજાના માલથી મ્હારો હાથ સાફ રાખુ, મને આ દુન્યાના માલનો જરાએ પ્રીતી નથી મેં દુન્યાને તરક કરી દીધી છે, તેથી હું તો ફકીરી ચાહું છું કાંઇ બીજાના માલનો સાંચવવા ચાહતો નથી.

છેવટે ગામડીયાએ લાચારી કરી તેને અમાનત રાખવા મનાવ્યો અને તેની સામે કોથળી મુકી દીધી પછી પોતે ત્યાંથી રૂખસત થઇ એક દુકાનમાં જઇ તન્નુરની પાસે સુઈ રહ્યો, સવાર પડતાંજ તે ગામડીયો આખુંદની પાસે આવ્યો અને સલામ કરી ઉભો રહયો, તે આખુંદ હમેશના ધારા પ્રમાણે તઅકીબાતમાં મશગુલ હતો, જ્યારે તેણે ગામડીયાનો અવાજ સાંભળ્યો ત્યારે કહ્યું કે અએ ફકીર માફ કર ખુદા આપશે અહીંયાથી જા, જ્યારે ગામડીયાએ આવો જવાબ સાંભળ્યો ત્યારે કહ્યું કે અએ મારા આકા હું ફકીર નથી ત્યારે મુલ્લાંએ અજાણ્યા થઇ કહ્યું કે બોલ તું કોણ છે તારો શો મતલબ છે ? ગામડીયાએ કહ્યું મારી અમાનત મને પાછી આપો એટલે હું મારા વતન તરફ પાછો જાઉં, આખુંદે કહ્યું તારા નાણાં કોની પાસે છે ? ગામડીયાએ હસીને કહીયું શાહેબ આપની પાસે છેને ?! આવું શું બોલો છો?!! આખુંદે ગુસ્સે થઈ કહ્યું લુચ્ચા મ્હારી સાથે પણ ઠઠ્ઠો મશ્કરી કરે છે! ત્યારે બીચારો ગામડીયો હયરાન અને પરેશાન થઇ કહેવા લાગ્યો કે અએ મ્હારા પેશવા મેં આપને ગઇ રાતરે નાણાં આપ્યાં છે, એટલામાં શું તમો ભુલી ગયા? મુલ્લાએ કહ્યું તું દીવાનો છે હું તને ઓળખતો નથી.

બગલમાં મુકી પોતાની લોંડીને પાસે બોલાવી તેના કાનમાં કાંઇક કહ્યું પછી ગાંમડીયાને કહ્યું કે હું હમણાં એકલી જાઉછું, તું અહીંયાંજ બેસી રેહજે, અને પાક પરવરદીગારની દરગાહમાં હાજત ચાહજે અને એક કલાક પછી મુલ્લાંને ત્યાં આવજે અને તેને સલામ કરી તેની આગળ ગુલામની જેમ ઉભો રેહજે, અને તેની તારીફ શીવાય મોંહથી બીજુ કાંઇ બોલીશ નહીં, આ પ્રમાણે શીખામણ આપી પેલી નેકબખ્તબાઇ મુલ્લાંને ઘેર રવાના થઇ.

પં૦ યેહુ કેકર ચલી વોહ ઇક શનાસ=પોંહુચી જાકર જીસઘડી મુલ્લાકે પાસ*
બા અદબ હોકર કીયા પહલે સલામ=ફીર દોઆઇંયા કરને લગી કલામ*
તબ કીયા આખુંદને રદ્દે સલામ=ઔર કહા ખુશ આમદી અએ ખુશ ખેરામ*

સલામ કરી અને પછી દોઆઓ આપવા લાગી, મુલ્લાએ સલામનો જવાબ વાળી કહ્યું કે ભલે પધાર્યા, તેણી જઇને તેની સામે બેશી ગઇ અને બોલી કે આપનો છાંયો અમારા ઉપરથી ગુમ ન થાવ, મુલ્લાએ કહ્યું તમે કોણ છો ? શુ તમારા શવહર મારા આશના છે ? ત્યારે તેણીએ કહ્યું કે મારા શવહરને હરકોઇ જાણે છે અને ઓળખે છે અને તે આપના મુકલ્લિદોમાંથી છે અને તેનું નામ આકા હુસયન મશહદી છે—

રફ્તા સુએ કરબલા આકાએ મન=હસ્ત રેહસુએ ખઝાના જાએમન*

કરબલા તરફ મારા આકા ગએલાં છે અને નવ માસથી કાંઇ વધારે થયું કે તેઓના કાંઇ સમાચાર આવ્યા નથી અને અમારા આખા ઘરમાં હું અને મારી લોંડી બસ એકલાંજ રહીએ છીએ અને અમોને જાળવવા માટે કોઈ નથી અને આખી રાત અમો ખોફ અને ડરમાં ગાળીયે છીએ તેથી મારા ઘરમાં મારૂં જે જે ઝેવર અને જવાહીર ઈત્યાદી હતું તે આપની પાસે લાવીશું કે જ્યારે મારો શોહર આવશે ત્યારે લઈ જઇશ એમ કહીને મુલ્લાંજીને પેલી પેટી દેખાડી, મુલ્લાએ કહ્યું તે પેટીનું તાળુ ઉઘાડો અને તેમાંનો માલ મને દેખાડી સોંપી જાઓ, તેણીએ પહેલાં હીરાની અમુલ્ય ચીજો દેખાડી પછી સોનાની વસ્તુઓ બતાવી અને તે પછી સાચા મોતીનો એક હાર દેખાડ્યો ત્યાં તો મુલ્લાંની તો આંખોજ ઉઘડી ગઇ, પછી રોકડ સીક્કાદાર નાણા બહાર કાઢ્યા, જ્યારે તેણી અસ્બાબને દેખાડતી ત્યારે મુલ્લાં મનમાં એમ ધારી ખુશ થતો કે આ બધો આપણોજ માલ છે ને હવે કોઇની શું મકદુર કે તે મારા પંજામાંથી છીનવી જાય એટલામાં તરતજ ગામડીયાએ આવીને સલામ કર્યો જેથી મુલ્લાં તો સ્તબ્ધ થઇ ગયો.

દીલમેં સોંચા લુરને કી ગરકીસો કાલ=મુફ્ત જાવેગા હઝારોંકા યે માલ*
ગર ભડક જાવેગી ઔરત માલદાર=હાથસે જાતા રહેગા યેહ શીકાર*

મનમાં કહેવા લાગ્યો કે જો આ ગડબડ કરશે અને હું માલ નહીં આપું તો આ ઓરત ભડકી જઇ માલને અમાનત મુકશે નહીં, જો કદાચ આ કાગડો અહીંયા બોલશે તો આ હીરાની ચકલી ઉડી જશે, તેથી ગામડીયાને આખુંદ સાહેબે ઝટ કહ્યું કે અએ ભલા માણસ અત્યાર સુધી તું કયાં હતો તેં તો કહ્યું હતું સવારમાં હું લઈ જઇશ ? શું સુઈ રહ્યો હતો કે નાસ્તાના વખત સુધી મેં તારી રાહ જોઇ, હું તારા નાણાનો ક્યાં સુધી અમાનતદાર રહું, તારા નાણાં લઇજા.

લુર હુવા ખુશ ઔર દોઆ દેને લગા=ઝર કીયા આખુંદને ઊસકો અતા*

આથી ગામડીયો ખુશ થયો અને મુલ્લાં પાસેથી બળીને પોતાના નાણા લઇ લીધાં,

બગલમાં મુકી પોતાની લોંડીને પાસે બોલાવી તેના કાનમાં કાંઇક કહ્યું પછી ગાંમડીયાને કહ્યુ કે હું હમણાં એકલી જાઉછું, તું અહીંયાંજ બેસી રેહજે, અને પાક પરવરદીગારની દરગાહમાં હાજત ચાહજે અને એક કલાક પછી મુલ્લાંને ત્યાં આવજે અને તેને સલામ કરી તેની આગળ ગુલામની જેમ ઉભો રેહજે, અને તેની તારીફ શીવાય મોંહથી બીજુ કાંઇ બોલીશ નહીં, આ પ્રમાણે શીખામણ આપી પેલી નેકબખ્તબાઇ મુલ્લાંને ઘેર રવાના થઇ.

**પંદ યેહ દેકર ચલી વોહ હક શનાસ=પોંહુચી જાકર જીસઘડી મુલ્લાકે પાસ***
**બા અદબ હોકર કીયા પહલે સલામ=ફીર દોઆઇયા કરને લગી કલામ***
**તબકીયા આખુંદને રદ્દે સલામ=ઔર કહા ખુશ આમદી અએ ખુશખેરામ***

સલામ કરી અને પછી દોઆઓ આપવા લાગી, મુલ્લાએ સલામનો જવાબ વાળી કહ્યું કે ભલે પધાર્યા, તેણી જઇને તેની સામે બેશી ગઇ અને બોલી કે આપનો છાંયો અમારા ઉપરથી ગુમ ન થાય, મુલ્લાએ કહ્યું તમે કોણછો ? શુ તમારા શવહર મારા આશના છે ? ત્યારે તેણીએ કહ્યું કે મારા શવહરને હરકોઇ જાણે છે અને ઓળખે છે અને તે આપના મુકલ્લિદોમાંથી છે અને તેનું નામ આકા હુસયન મશહદી છે—

**રફતા સુએ કરબલા આકાએ મન=હસ્ત પેહલુએ ખઝાના જાએમન***

કરબલા તરફ મારા આકા ગએલાં છે અને નવ માસથી કાંઇ વધારે થયું કે તેઓના કાંઇ સમાચાર આવ્યા નથી અને અમારા આખા ઘરમાં હું અને મારી લોંડી બસ એકલાંજ રહીએ છીએ અને અમોને જાળવવા માટે કોઈ નથી અને આખી રાત અમો ખોફ અને ડરમાં ગાળીયે છીએ તેથી મારા ઘરમાં મારૂં જે જે ઝેવર અને જવાહીર ઈત્યાદી હતું તે આપની પાસે લાવીછું કે જ્યારે મારો શહવર આવશે ત્યારે લઈ જઈશ એમ કહીને મુલ્લાંજીને પેલી પેટી દેખાડી, મુલ્લાએ કહ્યું તે પેટીનું તાળુ ઉઘાડો અને તેમાંનો માલ મને દેખાડી સોંપી જાઓ, તેણીએ પહેલાં હીરાની અમુલ્ય ચીજો દેખાડી પછી સોનાની વસ્તુઓ બતાવી અને તે પછી સાચા મોતીનો એક હાર દેખાડયો જેથી મુલ્લાંના તો આંખોજ ઉઘડી ગઇ, પછી રોકડ સીક્કાદાર નાણા બહાર કાઢયા, જ્યારે તેણી અસ્બાબને દેખાડતી ત્યારે મુલ્લાં મનમાં એમ ધારી ખુશ થતો કે આ બધો આપણોજ માલ છે ને હવે કોઇની શું મકદુર કે તે મારા પંજામાંથી છીનવી જાય એટલામાં તરતજ ગામડીયાએ આવીને સલામ કર્યો જેથી મુલ્લાં તો સ્તબ્ધજ થઇ ગયો.

**દીલમેં સોંચા સુનને કી ગરકીસો કાલ=મુફ્ત જાવેગા હઝારોંકા યે માલ***
**ગર ભડક જાવેગી ઔરત માલદાર=હાથસે જાતા રહેગા યેહ શીકાર***

મનમાં કહેવા લાગ્યો કે જો આ ગડબડ કરશે અને હું માલ નહીં આપું તો આ ઓરત ભડકી જઇ માલને અમાનત મુકશે નહીં. જો કદાચ આ કાગડો અહીંયા બોલશે તો આ હીરાની ચકલી ઉડી જશે, તેથી ગામડીયાને આખુંદ સાહેબે ઝટ કહ્યું કે અએ ભલા માણસ અત્યાર સુધી તું કયાં હતો તેં તો કહ્યું હતું સવારમાં હું લઈ જઇશ ? શું સુઈ રહ્યો હતો કે નાસ્તાના વખત સુધી મેં તારી રાહ જોઇ, હું તારા નાણાનો ક્યાં સુધી અમાનતદાર રહું, તારા નાણાં લઈજા.

**સુન હુવા ખુશ ઔર દોઆ દેને લગા=ઝર કીયા આખુંદને ઊસકો અતા***

આથી ગામડીયો ખુશ થયો અને મુલ્લાં પાસેથી બચીને પોતાના નાણા લઈ લીધાં,

**નાગહાં આ પહોંચી ઔરતકી ફરીઆદ=ઓર કહા ગભરાકે અએ ખાતુનખીઝ***
**અઝ સફર આકાએ મન આમદ બિયાતાસ કહા બીબીને અએ શુકર ખુદા***
**શુક્ક સાજદા કયા બનઆબ ખાન=ઓર કહા મુલ્લાસે અએ પાક સીફાત***
**હાજતે મન બાશુમા અકનુ નમાંદ=બાબુર મેરા કાહારે બેચુ રસાંદ***

એટલામા તે બાઇની લોંડી આવી પહોંચી અને કહેવા લાગી કે અગો બાઇસ હેબ ઉભાં થાઓ. ઉભાં થાઓ મારા આકા આવી પહોંચ્યા, તે બાઇ એટલું અલહમદોલીલ્લાહ અને મુલ્લાંસાહેબને કહ્યું કે હવે મારે જે હાજત હતી તે પુરી થઇ કેમકે મારા આપ મુસાફરીથી આવી પુગ્યા, હાંસીલ કલામ પેટીમાં સઘળો માલ મુકી બંધ કરી બગલમાં મારી રવાના થઇ અને પેલાં મુલ્લાંસાહેબ ગોંદ તકતાં બેસી રહ્યાં, પછી બાઇથી પેલો ગામડીયો પણ રૂખસત લઇ ઘર તરફ રવાના ગયો.

**હાં દીલા હસ નકલસે હે યેહ ગરઝ=હુમ્ને દુન્યાકા જીસે હોવે મરઝ***
**ચાહાયે હે તુજકો ઉસસે પ્રીજતેનાબ=ગર ચહેરો અહલાઆ વેહ આલીજનાબ***
**જુબ્બઓ દસ્તારપર હરગીઝ ન ભુલ=જુનુલાકી શકલ બન જાતી હે ગુલ***
**મૌલવીઓ કૌલ હે યેહ મોઅતબર=એ ખુઝમા સફા દઆમા કદર***

અએ દીલ આ વાત ઉપરથી એટલો સાર લેવાનો છે કે જેજે દુન્યાની મોહબ્બતની મરકી લાગુ પડી હોય તેનાથી પરહેજ કરવા જોઇએ કેમકે જો તું તેની સોહબતમાં બેશીશ તો તને તેનો ચેપ લાગશે અને તું પણ તે રોગમાં સપડાઇ જઇશ, અગરચે એ રોગમાં મોહટો આલીમ હોય કે ગમે તે હોય પણ તેનથી પરહેજ કરવી જોઇએ, તું કોઇના મોટી પાઘડી અને મોહટો જામો જોઇને ભુલ ખાઓ નહી.

**અએ બસા ઇબલીસ આદમ રૂએ હસ્ત=પસ બહર દસ્તે નબાયદ દાદદસ્ત***

ઘણાં માણસો ઇબલીસ જેવાં હોય છે માટે એવાં દરેક માણસની પયરવી કરવી જોઇએ નહી, પણ તેની પયરવી કરવાં તેને બરાબર તપાસી લેવો જોઇએ.

**હિસ્સો પહેલો ખતમ થયો.**